# અનુક્રમણિકા

સંવત ૧૯૭૨ના કાર્તિક વદ ૧૪ રવિવાર, તા. ૫ મી ડીસેમ્બર સન ૧૯૧૫



સુધારો—ભાનુપર ભુલથી અગ્વધાર્ત્ર સૃત્તમ્ છપાયું છે તે અગ્વધ...ક્ષૃત્તમ્ જાણો.

## આ મહાજ્યોતિઃ માસિક સંબંધી અગત્યની સૂચનાઓ.

(૧) મહાજ્યોતિઃ દરમાહને વદ ૧૪-શિવરાત્રીએ પ્રકટ થાય છે. (૨) બાધકારક નહિ લાગે તેવી જાહેરખબરો છાપવામાં આવશે, જાહેરખબર મોકલી ભાવ નકી કરવો. (૩) બદલા માટે માસિક કે વર્તમાનપત્ર મોકલનારને મહાજ્યોતિઃ વિના મૂલ્યે મળશે, તે સિવાય કોઇને મફત નહિ મળે. (૪) બે વર્ષ પુરાં થઇ ત્રીજું વર્ષ ચાલે છે, સુજ્ઞ ગ્રાહકોએ પાછલાં વર્ષનું બાકીનું અને ચાલતા વર્ષનું લવાજમ તાકીદે મોકલવું અથવા તો વી. પી. આવે તેના પોસ્ટમેનને આપી દેવા. (૫) બે વર્ષના ૨૪ અંકોનું બાંધેલું પુસ્તક રૂ. ૪)માં મળશે, અને તે એક વર્ષના બાર અંકના પુસ્તકના રૂ. ૨) પડશે, અને હરકોઇ છુટક અંકના ચાર આના લેવાશે. (૬) મંગાવ્યાથી કે વિના મંગાવ્યે જે સજ્જન ઉપર મહાજ્યોતિઃ આવતું હોય અને તેઓ રાખી લેતા હોય, તો તેમણે લવાજમના રૂ. ૨) તાકીદે મોકલવા. ગ્રાહક નહિ થવું હોય તો તરતજ Refuse કરી અંક પાછો વાળવો અથવા તો એક પોસ્ટકાર્ડ લખી ખુલાસો જણાવી દેવા. (૭) લવાજમ વસુલ કરવા માટે મોકલવામાં આવતાં વી. પી. પાછાં વાળવાથી નાહક અમને નુકસાન ... ... વાત તો એ છે કે:-"દાતાથી ભલો સૂમ, કે તરત દે જવ." ... ગ્રાહક નહિ થવું હોય, તેમણે તો તાકીદે લખી જણાવવું જ ઠીક છે. (૮) ... સનાતનહિંદુધર્મના સિદ્ધાન્તાનુસાર લેખ સ્પષ્ટ રીતે લેખકે પોતાનું નામ ઠામ સાથે લખી મોકલવા, પ્રકાશનને માટે યોગ્ય જણાતા લેખ પ્રકટ થશે અને પ્રકટ નહિ કરવાના લેખ તેના લેખકને પોસ્ટમાં નોટપેઇડ પાછા મોકલાશે. (૯) બદલાનાં પત્રો, અભિપ્રાય માટેનાં પુસ્તકો વગેરે, લવાજમના રૂપૈયા, પ્રકટ કરવાનાં લેખો તથા જાહેરખબરો વગેરે સઘળું નીચેને ઠેકાણે શા. હિંમતલાલ ગજવલ્લભ વીમાવાળાને (તંત્રીને) મોકલવું.


પ્રકાશકઃ-"શ્રીમહાજ્યોતિઃ" ટંકશાળસામે ખજુરીનીપોળ-અમદાવાદ.

॥ ॐ श्री ॥

॥ ॐ श्रीँ श्रीमहाज्योतिःपुरुषसिंहाय नमः ॥




प्रकाश ३. अहमदावाद कार्त्तिक कृष्ण १४ संवत १९७२ शके १८३७. किरण १.

॥ ॐ श्रीँ श्रीनृसिंहाय नमः ॥

# अथ वत्सरारम्भे श्रीमहाज्योतिर्मङ्गलस्तुतिः

## अश्वधारी वृत्तम् ॥

शक्त्याश्रितं प्रणतभक्त्याजितं सुयमियुक्त्याजितं सुकरुणम् ।
व्यक्त्याऽक्षयं भवविरक्त्याश्रयं भुवनपंक्त्यालयं भयहरम् ॥
भुक्त्यावृतं जगदसक्त्यान्तिकं चरणसक्त्या प्रकाशदति पदम् ।
मुक्त्यास्पदं निगमसूक्त्यास्तुतं परमरक्त्या नुमो भवपतिम् ॥ १ ॥
कंसादिदैत्यगण हिंसाक्षमं बलविकासादि हेतुमखिलम् ।
ध्वंसादरं तदपि तं सादरं स्थितिविलासादि कौतुक परम् ॥
हंसाश्रयं परमहंसाऽभिधं रसमयं सामगीतमजरम् ।
दासानुकंपन सुहासान्वितं भुवनरासालयं हृदि नुमः॥ २ ॥
सद्रूपसंकलित चिद्रूपदीपित जगद्रूपनामनिकरम् ।
मुद्रूपभावित वियद्रूप हृद्भुवन तद्रूप योगरसदम् ॥
यद्रूपराशिमहतद्रूपमं त्विदमसद्रूपमेति विलयम् ।
तद्रूपिणं कलिलकृद्रूपिणं तमपतद्रूपमेव विनुमः ॥ ३ ॥
वन्दे प्रपन्नजन सन्देहशातनममन्देशताऽमृतनिधिम् ।
स्यान्देव मुख्यगण वृन्देडितं विजयसन्देश दानकुशलम् ॥

मन्देह दैत्यगणवन्द्यं पवि सदरविन्देषु मोदनिचयम् ।
कुन्देन्दुसुन्दर धियन्देहिमे विधिमुकुन्देशगीत भगवन् ॥ ४ ॥
पुण्याऽभिधं सुरशरण्याश्रयं सकलपुण्याग्रगं मुनिमतम् ।
माण्याऽत्वधेयसुवरेण्याऽमृतं निगमपुण्याऽशि चक्रमनम् ॥
वाण्यामति प्रसरपण्याजिरे तु यदंपण्यापतेऽतिरुचिरम् ।
श्रेण्यान्तिमं च तदरण्यायनैः परमगण्याग्रिमं नुमइदम् ॥ ५ ॥
देवाधिदेवकृतसेवा प्रसन्नमकवाद्याद्यष्टिकुशलम् ।
भावातिगं विविधभावास्पदं भवस्वामी मुनीतन्मलम् ॥
श्रीवावपतिं सकलजीवाश्रयं विजयचाकं सूर्यकमरणम् ।
देवाभिभूत जननेवावहं यजनवाजं नुमो नरहरिम् ॥ ६ ॥
पापानुजीवि खलतापाऽतिशोषदपिपासानिवारणघनम् ।
कोपानल भरतदुष्पार कल्मषकुपार्श्व कृपामृतनिधिम् ॥
कृपादलक्ष्यतलभूपारजीवगणपालक कर्मनिपुणम् ।
तापादिजात भयसंपातवारण कृपाढ्यं नुमोऽभयवरम् ॥ ७ ॥
सोमाग्निसूर्यगण धामातिगं विगतनामाकृतिं निरुपमम् ।
कामादिकिल्बिषविरामावहं विषयपाशनिवारणरतम् ॥
सामाद्यगेयपदभिरामं सदा भक्तरभामान्वितं प्रणमद्म् ।
भूमाख्यया परम सीमातिगं परु नमामो नृपंचवदनम् ॥ ८ ॥

महाज्योतिर्मयं देवं नृपंचाख्यं जनाश्रयम् ।
महाज्योतिस्वरूपेण प्रकृतं स तनोतु नः ॥ ९ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

આદરવાળા છતાં આદર પૂર્વક જગતની સ્થિતિ અને વિલાસ વગેરે કૌતુકમાં તત્પર, પ્રાણના આશ્રયરૂપ, પરમહંસ ( પરમાત્મા ) નામવાળા, રસમય, સામવેદ વડે ગવાયલા, અજર, સેવકો ઉપર અનુકંપાવાળા, સુંદર હાસ્યથી યુક્ત, અને અનેક ભુવનના રાસના આલયરૂપ, **શ્રીમદ્દ્રાજપોતિને** અમે હૃદયમાં સ્તવીએ છીએ. ( ૨ )

સદ્દરૂપથી સંકલિત ચિદ્દરૂપ વડે આ જગતના નામરૂપને જેમણે દીપાવ્યું છે એવા, આનંદરૂપ વડે હૃદયાકાશ રૂપ ભુવનમા તદ્રૂપ થએલાને યોગ્યજન્ય રસ ( આનંદ ) ને આપનાર, જેના રૂપના કિરણ વડે હણાયલુ આ અસદ્દરૂપ જગત્ જે દાદરના જેવું છે તે વિલયને પામે છે એવા, તત્પદ વાચ્ય પરમેશ્વર રૂપ, પાપનો નાશ કરનાર રૂપવાળા, અને કદી નિપાત ન પામે એવા રૂપવાળાને અમે વિશેષે કરીને સ્તવીએ છીએ. ( ૩ )

શરણે આવેલા જનના સંદેહને કાપી નાંખનાર, પુષ્કલ ઐશ્વર્ય અને અમૃતના સાગર, દેવસમુદાયમાં મુખ્ય ગણાતા દેવોના ગણના સમૂહો વડે અર્થાત્ ટોળાંનાં પણ ટોળાંઓ વડે વખણાએલા, વિજયના સમાચાર આપવામાં કુશળ, મન્દેહ નામના દૈત્યોના ગણ રૂપ કન્દ ઉપર જે વજ્ર જેવા છે એવા, અને સાધુ પુરૂષોમાં જે આનંદના સમૂહ રૂપ છે એવા, આપને હે બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર વડે ગવાયલા ભગવન્! હું નમસ્કાર કરૂં છું, મને આપ કુન્દ ( મોગરાનુ પુષ્પ ) અને ચંદ્રમાના જેવી ઉજ્વળ અને તેજસ્વી બુદ્ધિ આપો. ( ૪ )

જેનું નામ પુણ્ય છે એવા, દેવોએ શરણ પકડવા યોગ્ય આશ્રય, સર્વ ગુણવાનોના અગ્રણી, મુનિઓએ માનેલા, પ્રાણીઓએ જેના ઉપર ધ્યાન આપવું જોઇએ એવા, અતિ વરેણ્ય અમૃતરૂપ, વેદ વડે ગુણ ગાવા યોગ્ય અને અશુભના અદ્વિતીય શમાવનાર, બુદ્ધિના પ્રસારરૂપ બજારમા જે અતિ સુંદર હોવાથી વાણી વડે ખરીદી શકાય તેવું નથી અર્થાત જેનો સાક્ષાત્કાર વાણીથી વર્ણી શકાતો નથી એવા, અને જે પરાત્પર હોવાથી લય ચિન્તનની શ્રેણીમાં સન્યાસીઓ વડે પરમ ગણના યોગ્ય વસ્તુઓમા અગ્રગણ્ય વસ્તુ રૂપ છે, તે આ પરમતત્વને અમે સ્તવીએ છીએ. ( ૫ )

ઇન્દ્ર વડે કરાયલી સેવા વડે પ્રસન્ન, અવર્ણનીય આનંદની વૃષ્ટિ કરવામાં કુશળ, ભાવાતીત, તથા વિવિધ ભાવ ( પદાર્થ ) નું સ્થાન, ભવદાવાનળમાં અતિ શીતળ જળરૂપ, લક્ષ્મી અને સરસ્વતીના પતિ, સકળ જીવોના આશ્રય, વિજયના સાગર રૂપ, દેવોના એકના એક આશ્રય, દૈવ વડે પરાભૂત થયેલા જનના કલ્યાણને આણનાર, મનમાં બોલાતા ઉત્સ્વા મંત્ર રૂપ નરહરિને અમો સ્તવીએ છીએ. ( ૬ )

પાપની પાછળ ગુજાર કરનારના તાપની અતિશોષ આપનારી તૃષાને નિવારણ કરનાર મેઘ, જેણે પોતાના કોપાગ્નિ વડે દુષ્પાર પાપરૂપ બંધનને હણી નાંખ્યાં છે એવા, કૃપારૂપ અમૃતના સાગર, ( સંસારરૂપ કુવાના ) તળિયાની જમીનનો પાર જેના હાથમાં નથી આવ્યો એવા જીવોનાં ટોળાંને કુવામાંથી પાલન કરનારનુ ( બચાવનારનું ) જ એક કામ કરવામાં જે નિપુણ છે એવા, શાપ વગેરેથી ઉપજેલા ભય અને નિપાતને નિવારણ કરવામા જે કૃપાયુક્ત છે એવા, અને અભય કરનારને અમો સ્તવીએ છીએ. ( ૭ )

સોમ અગ્નિ અને સૂર્યના ગણના તેજથી પણ અધિકતમ, નામ રૂપ, અને આકાર રહિત નિરૂપમ, કામાદિક પાપનો અંત આણનાર, વિષયરૂપ ખસને ટાળનાર રસાયણ, સામવેદના આદ્ય ગાનનો વિષય, સુંદર, હમેશ પ્રખર તેજ યુક્ત, પ્રશમ અર્પનાર અને પોતાના

ભૂમા એવા બિરૂદ વડે અંતિમ સીમાની પણ પાર ગયેલા શ્રીનરપંચાનનને અમે બહુ નમસ્કાર કરિયે છિયે. ( ૮ )

શ્રીમહાજ્યોતિર્મય નૃસિંહદેવને અમે નમેલા છિયે. શ્રીમહાજ્યોતિસ્વરૂપે તે અમારૂં મંગલ વિસ્તારો. ॐ शान्तिः शान्तिः शान्तिः સંઘવી.

## श्रीमहाज्योतिनुं ध्यान करनाराओप्रति संबोधन.

**શ્રીહિંદુસનાતન ધર્મનાં સાચાં સદ્ભાગી સંતાનો !** તમારા પવિત્ર-અરે પૂર્વજ-પરંપરાથી શુક્ર શોણિતની પવિત્રમાં પવિત્ર ગંગા જેમાંથી ઉદ્ભવી નિરંતર તમારાં ભૌતિક શરીરોને પણ પવિત્રતાનાં પરમ તેજસ્વી પાત્ર બનાવે છે, એવાં દિવ્ય હૃદયો જ મારૂં ધ્યાન કરવાનાં અધિકારી છે. તમારા લોકોત્તર ઉચ્ચતમ અધિકારની પ્રતીતિ તમો દૈવી નરરત્નો વારંવાર આપી ચૂક્યા છો. જો કે આ કલિકાળમાં "બહુવિઘ્નાનિ શ્રેયાંસિ અર્થાત્ કલ્યાણનાં કાર્યોમાં ઘણાં વિઘ્ન હોય છે." એ વાક્યનો ભાસ ઘણે પ્રસંગે થાય છે, તો પણ આ મારાં પ્રકાશ અને કિરણોના આવિર્ભાવમાં થતા વિલંબ અને અનિયમિતપણાથી, તમારી સાત્વિક ધૃતિ જરા ડગી નથી. પણ તમોએ મારા પ્રત્યે અધિક અધિક ટેકવાળી ભક્તિ પ્રદર્શિત કરી છે. જો કે સંવત ૧૯૭૧ નું આખું વર્ષ તમોને મારા સ્વરૂપનું દર્શન નથી થયું, તો પણ જેમ સહેતુક પ્રેમવાળાં મનુષ્યોનો પ્રેમ ઘણો સમય એક બીજાને નહિ મળવાથી ઓછો થઇ જાય છે અથવા નષ્ટ થઇ જાય છે, તે પ્રમાણે મારાથી અભિન્ન એવા તમારી અહેતુકી પ્રીતિ અલ્પાઈ ગઇ નથી અથવા નષ્ટ થઇ ગઇ નથી. ઉલટું મારા-ગુપ્ત રહેવાના પ્રસંગે પણ તમોએ મારૂં ધ્યાન નિરંતર પ્રેમપ્રવાહની વિશુદ્ધ ધારા સહિત કર્યું છે. તમોએ અત્યંત પ્રેમથી ઉભરાતાં પત્રો વડે મારૂં આવાહન કર્યું છે, તથા પ્રેમભાવનાપૂર્વક ઉપહારો મોકલ્યા છે અને મોકલવાના દૃઢ સંકલ્પ પણ કર્યા છે.

વળી સનાતન હિંદુ ધર્મના રક્ષણ અને શિક્ષણ માટે મારી આવશ્યકતા છે-એમ પણ તમોએ સાચી દૈવી શ્રદ્ધાથી માન્યું છે અને પ્રસિદ્ધ રીતે જણાવ્યું છે. તમોએ અનેક સત્પાત્ર જનોને મારા અભિમુખ કર્યો છે. વિયોગના સમયમાં પણ શ્રીનારદમુનિની અને ગોપિકાઓની શ્રદ્ધાભક્તિની પેઠે તમારો સર્વનો પ્રેમ પણ વધારેનેવધારે પ્રકર્ષ પામતો જણાયો છે. તેથી લૌકિક પ્રત્યક્ષને અભાવે પણ તમોને મારૂં યોગજન્ય પ્રત્યક્ષ એક નિમિષ માત્ર પણ લુપ્ત થવા પામ્યું નથી. તો પણ લોકહિતાર્થે તમો સર્વે મારા ચન્દ્રમૂર્તિરૂપ અક્ષરવિગ્રહના આવિર્ભાવને શુદ્ધ સંકલ્પપૂર્વક ઇચ્છતા હોવાથી આ સંવત્સર (સંવત ૧૯૭૨) ના આરંભથી મારો અક્ષરપ્રકાશ પણ આ આવિર્ભાવને પામે છે.

જેમ ભગવાન્ શ્રીરામચંદ્ર ત્રિભુવનને રાવણ અને મહિરાવણનો સપરિવાર સંહાર કરવાના સંકલ્પથી પરેચ્છાવશાત્ પાતાળમાં ગયા હતા, ત્યારે રાવણ અને તેનો આસુરી પરિવાર આનંદ માનતા હતા; પણ જ્યારે શ્રીરઘુવીર-રામ પાતાળવાસી રાક્ષસોના પરિવારને પ્રહસ્તમાં રોકીને પાછા સંસારના ગૈનાનિવેશમાં આવીને પ્રગટ્યા, તે સમયે અસુરસમાજને

તો ભય અને ચકિતાવસ્થાજ પ્રાપ્ત થયા હતાં. તેમજ આ મારા આવિર્ભાવથી આસુરિ-સમાજો અને વ્યક્તિયો પણ ભયચકિત થાય તો તેમા કાંઇજ નવાઇ નથી. તો પણ દેવો અને દેવોના અંશરૂપ વ્યક્તિયોને અને દૈવીસમાજોને અત્યાનંદ થાય, એજ હેતુથી આ મારા પ્રકાશને હું પ્રેરૂં છું.

શ્રીસનાતનહિંદુધર્મના પ્રતિપક્ષીઓનો સર્વ પ્રકારે હ્રાસ થાય છે, અને સનાતન-હિંદુધર્મનો સર્વ પ્રકારે અખંડ પ્રભાવ પ્રવર્ત્તે છે, અને સર્વદા પ્રવર્ત્તશે. એ કાર્ય મારા તિરોભાવના સમયમાં પણ મારી સ્વભાવશક્તિપ્રભાવે થયાજ કરે છે—એ પ્રકારે જાણ-નાર જે જે મહાનુભાવ મારા ધ્યાતાઓ થયા છે, તેઓને સર્વદા મારૂં સાનિધ્યજ રહે છે, તેઓથી કદી પણ હું દૂર નથી. આ તત્વનો ભાવ નહિ ગ્રહણ કરનાર પરંતુ આ તત્વનો શબ્દ માત્રથી પણ આદર કરનાર પુણ્યવાન પુરૂષો અને સ્ત્રીઓ તથા બાળકો પણ સદા શ્રીસનાતનહિંદુધર્મના શ્રેયસ અને નિઃશ્રેયસના પરમનિધાનરૂપ ઉત્સંગમાં આનંદપૂર્વક રમ્યા કરે છે.

સનાતનહિંદુધર્મના વિરોધીઓ, તથા વેદ અને શાસ્ત્રના કંઠ મચડનાર ફાંસીઆ-ઓને મારૂં તેજ દાહકશક્તિથી ભરેલુ જણાય છે, તે તેઓના પાપનુ જ પરિણામ છે. સદ્ધર્મને પાળનાર દૈવીસનાતનીપ્રજાને મારૂં તેજ અનેક ચંદ્રમાના જેવું આહ્લાદ કારક અને શાન્તિ તથા શીતલતાને આપનારૂ અનુભવાય છે, તો:તેઓના અનેક જન્મના સંચિત ઉજ્વલ પુણ્યનુ ફળ છે. જેઓને મારૂં અદર્શન ઇષ્ટ છે એવાં મનુષ્યોને મારૂં દર્શન પરિતાપ પમાડનાર છે, કેમકે સૂર્યનું દર્શન ઉલૂક જેવાં નિશાચર પ્રાણીઓને કેવળ અંધત્વને જ પમાડનાર છે, છતાં પણ તે નિશાચરોનાં નેત્ર નિશાએ પણ પદાર્થોને જોઇ શકે છે એ પણ મારી પોતાની જ શક્તિ છે. એ બાબતનુ એ અહં-તા અને અજ્ઞાનમાં ડુબેલા કૃતઘ્ન આસુરીજીવોને ભાન નથી, એજ સર્વ શાસ્ત્ર અને શિષ્ટ જનોના કુતૂહલનું કારણ છે!!!

નાના બાળક કૃષ્ણ સારમેય ભક્તજનોની ભજનમંડળીનો નાદ સાંભળીને ભસે છે, પણ તેમને ભાન નથી કે જે નાદ તરફ તેઓ ભસે છે, તેમા જે નાદરૂપા દેવી છે, તે જ દેવીની સત્તાથી પામર સારમેય (કુતરા) નુ ભસવુ પણ છે; મણિરૂપ કંકર સૂર્યોદય સામે પોતાનાં કિરણો ફેંકે છે પણ તે જડ જાણતો નથી કે તેનો ચળકાટ તે પણ સૂર્યદેવતાના જ પ્રભા-વનો ચમત્કાર છે; તેજ પ્રમાણે આસુરિજીવો જાણતા નથી કે તેઓના વિપર્યય જ્ઞાનમાં પણ જ્ઞાનરૂપ પ્રકાશ તે તો મારી પોતાની સત્તાને લીધેજ છે.

જે દૈવી જીવો મારા પ્રકાશનો આશ્રય લે છે, તેમને સંશયવિપર્યયરૂપ અંધકાર કદી પણ બાધ કરી શકતો નથી. મારા પ્રકાશને સેવનાર સજ્જનો તો પ્રકાશમય બને છે અને તેઓ બીજાઓના અજ્ઞાનરૂપ અંધકારને ટાળવાને પણ સમર્થ બને છે.

જેમ ધનવાન્ થવું સહેલુ છે, તેમ વિદ્વાન થવું પણ પૂર્વજન્મના કર્માનુસાર સહેલુ છે. પણ જેમ ધનવાન્ બનીને તે ધનનો સદુપયોગ કરીને પુણ્યવાન્ થવું એ ઘણું દુર્લભ છે, તેમજ વિદ્યાની પ્રાપ્તિ કરી વિદ્યાનો પણ સદુપયોગ કરી પુણ્યવાન્ થવું, એ પણ અ-તિ દુર્લભ છે. ધન અને વિદ્યા કરતાં પણ સદ્બુદ્ધિ અતિ ઉત્કૃષ્ટ છે, એ સદ્બુદ્ધિને જ પ્રતાપે ધર્મનું સંપૂર્ણ સ્વરૂપ સમજી શકાય છે, નિકર ધર્મનું ખરૂં અને સંપૂર્ણ સ્વરૂપ સમજાતું નથી. અને ધર્મનું ખરૂં અને સંપૂર્ણ સ્વરૂપ સમજ્યા વિના જે મિથ્યાપ્રવૃત્તિ કરવામાં

આવે છે, તે પ્રવૃત્તિ નિપાતને પમાડનારી હોય છે છતાં એવી નિપાતક પ્રવૃત્તિ મનને પ્રતાપે આકર્ષક અને વિદ્યાને પ્રતાપે આપાતરમણીય થઈ પડે છે; અને તેથીજ તે અધિક અનર્થ કરી ઘણા જીવોનું અકલ્યાણ કરનારી પણ થઇ પડે છે. શ્રીસનાતનહિંદુ ધર્મ વ્યાવહારિક સ્વરૂપમાં તેમજ પારમાર્થિક સ્વરૂપમાં ખરેખરો ધર્મ છે, તેમજ સર્વાંગ સંપૂર્ણ ધર્મ પણ છે; એ બરોબર રીતે સમજવો એ તમારા જેવા મારૂં ધ્યાન કરનાર પુણ્યવાન્ મનુષ્યરત્નોને તો હસ્તામલકવત્ પ્રત્યક્ષ છે. મારા પ્રકાશવિના વિદ્યા એ અવિદ્યા છે, અને બુદ્ધિ એ કુબુદ્ધિ છે. અબુદ્ધિવાળાં મનુષ્યો તપ વડે-પરિશ્રમ વડે બુદ્ધિમાન થતાં સંભવે છે, પણ કુબુદ્ધિવાળાં મનુષ્યોનાં તપ, પ્રયત્ન, પરિશ્રમ વગેરે સર્વ સામગ્રી તો, નરક પ્રાપ્તિનાંજ કારણ છે.

ધર્મ બે પ્રકારના છે, જેવા કે એક માનવધર્મ અને બીજો પાશવ ધર્મ. માનવધર્મ મનુષ્યોને ઉન્નતિ આપી દેવત્વ અથવા તો મોક્ષ પ્રતિ લેઇ જાય છે; અને પાશવધર્મ તો મનુષ્યને અવનતિ અર્પીને પશુયોનિમાં જન્મ પામવાની સડક બાંધે છે. સંપૂર્ણતાએ પહોંચેલો માનવધર્મ અને તે પાળવાની સામગ્રીરૂપ સામાજિક વ્યવસ્થા વગેરે સાધનો તો ભારતવર્ષમાં પરાકાષ્ટાએ પહોંચેલાં છે, અને એ સર્વનો શ્રીસનાતનહિંદુધર્મમાં સમાવેશ થાય છે. અને તે સનાતનહિંદુધર્મને લીધેજ ભારતવર્ષમાં દેવો પણ જન્મ લેવાને ઇચ્છે છે કે તેઓ આ પવિત્ર ભારતવર્ષમાં પુનઃ પુણ્યસંચય કરીને પુનઃ સ્વર્ગાદિક ઉચ્ચ લોકનાં સુખને યોગ્ય દેવત્વને પામે, અથવા તો પુણ્ય તથા પાપરૂપ સમગ્ર કર્મનો લય કરવાને જે સમર્થ છે એવું જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષને પ્રાપ્ત કરી શકે.

એ સનાતનહિંદુધર્મનાં શાસ્ત્રો પરમકૃપાળુ પરમેશ્વરે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને તંત્રરૂપે દેવો અને ઋષિઓ દ્વારા આ જગતના જીવોના કલ્યાણ માટે દર્શાવ્યાં છે. પણ તેનો અર્થ વિવિધ વિષયની વાસનામાં બુડેલા અને પોતાની મતલબ સાધવાનેજ તે શાસ્ત્રોના અસમંજસ ખોટા અર્થ કરીને સામાન્ય મનુષ્યોને ભમાવનાર અને વિદ્યાનો ખોટો ઉપયોગ કરનાર વિદ્યારૂપી મણી વડે ઝળકતા પણ વિષના ભરેલા સર્પો જેવા ભયંકર લેભાગુ વિદ્વાન આ કલિયુગમાં જ્યાં ત્યાં જોઇએ તેટલા છે. તેઓ સાહિત્યને નામે વિષયવાસના, દેશોદય અને ઐક્યને નામે ધર્મભ્રષ્ટતા અને અવિવેક, તથા ભગવદ્‌ભક્તિને નામે અનીતિ તથા ઘેલછા, તથા સમવદને નામે ભ્રષ્ટતા, અને વિદ્યા તથા બુદ્ધિને નામે અર્ધદગ્ધતા તથા કુતર્કને પ્રસારે છે. તે અંધતામિસ્ર નરકના પણ પિતા જેવા ભ્રાંતિજનક ભળભાંખળામાં તથા કુસંગ રૂપ કંટકવડે પથરાયલા પ્રદેશમાં કે જ્યાં સામાન્ય મનુષ્યદષ્ટિ કામ કરી શકતી નથી; ત્યાં આ મારો પ્રકાશ ધર્મ અને અધર્મનો તથા આચાર અને અનાચારનો તથા સદાચાર અને દુરાચારનો તથા અર્થ અને અનર્થનો વાસ્તવ ભેદ સ્પષ્ટ કરી મનુષ્યને કાર્યાકાર્યનો નિર્ણય કરવા સમર્થ કરે છે.

મારી શબ્દમૂર્તિ વિવિધ સંકેતવશાત્ મોડી કિંવા વહેલી, નિયમિત કિંવા અનિયમિત રીતે આવિર્ભાવને પામે; તો પણ આમક અને મિશ્ર પ્રકારનાં ઇતર પુસ્તકો કરતાં દૈવી મનુષ્યોને વધારે સ્વીકરણીય છે. સુઘટિત કંકર અથવા તો સોમલના પાસા કરતાં સાકરનો વાંકોચૂકો ગાંગડો જેમ વધારે સારો આવકારને પાત્ર છે, તેમ દૈવીસંપત્તિવાળાં મનુષ્યોને તો મારી શબ્દમૂર્તિ અધિકાધિક અભિનંદનીય છે. કેમકે વેદમાતા ભગવતી ગાયત્રી પણ મહાજ્યોતિનું જ ધ્યાન કરે છે, અને ઇતર સર્વ વેદમંત્રો પણ કર્મ ઉપાસના અને જ્ઞાનના લક્ષ્યબિંદુ તરીકે મહાજ્યોતિનેજ સ્વીકારે છે. ઇતિશિવમ્.

શ્રીમહાજ્યોતિઃ ।

# વેદમાહિમા.*

વેદ શું છે? વેદ દૈવી સંપત્તિ, ઇશ્વરીય જ્ઞાન અને ઇશ્વરીય વચન છે. જેવી રીતે આપણે અનન્ત પરમાત્માના મહત્વને યથાવત્ ભેદ નથી જાણી શકતા, તેવીજ રીતે આપણે તેની વિધાના સ્વરૂપની હદ-ઇયત્તા મર્યાદા વગેરેનો પણ પાર પામી શકતા નથી. એટલે કે આપણને કબુલ કરવુ પડશે કે વેદનુ તત્વ એક માત્ર ઇશ્વરજ સમજે છે, મનુષ્યથી તે સમજી શકાતું નથી. તથાપિ આપણા પૂર્વજ ઋષિમહર્ષિયોને, પોતાના તપોબળના પ્રતાપ વડે, વેદનુ જે કાંઇ તત્વ પ્રાપ્ત થયુ છે, તે તેઓએ ગ્રન્થોદ્વારા પ્રકાશિત કર્યું છે. તેમાથી એકાદ વિચાર પ્રમાણાર્થે ટાંકી, તેના પર કાંઇક વિવેચન કરીશું.

" नकश्चिद् वेदकर्ताऽस्ति वेदस्मर्त्ता स्वयंभुवः ।
वेदोनारायणः साक्षात् स्वयम्भूरिति विश्रुतः ॥ "

વેદનો રચનાર, માનુષી કર્ત્તા કોઈ નથી. કિન્તુ પ્રતિકલ્પક સર્ગારંભમાં, આદિ દેવ બ્રહ્માજી, પૂર્વ કલ્પાનુભૂત વેદનુ સ્મરણ માત્ર કરે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે વેદ સાક્ષાત્ સ્વયંભૂ ભગવાન છે. અથવા એમ કહો કે નાદાત્મક ભગવાન પરમેશ્વરનું સ્વરૂપજ 'શબ્દ બ્રહ્મ છે' એટલા માટેજ કહેવામાં આવ્યુ છે કે—

" द्वे ब्रह्मणी वेदितव्ये शब्दब्रह्मपरंचयत् ।
शब्द ब्रह्मणि निष्णातः परंब्रह्माधिगच्छति ॥ "

જ્ઞાતવ્ય બ્રહ્મ, જેનુ જ્ઞાન મેળવવુ આવશ્યક છે એવા બે બ્રહ્મ છે, એક શબ્દબ્રહ્મ અને બીજુ પરબ્રહ્મ. જે મનુષ્ય વેદરૂપ શબ્દબ્રહ્મને જાણી લે છે, તેજ પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઇ શકે છે. કારણ કે વેદના મુખ્ય બે વિભાગ ગણવામાં આવ્યા છે, એમાં પૂર્વકાણ્ડ વેદ સાક્ષાત્ ધર્મનુ પ્રતિપાદન કરે છે, અને બીજો જ્ઞાનકાણ્ડ વેદ પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનુ નિરૂપણ કરવા માટે છે. પુરૂષાર્થાનુશાસન ગ્રન્થમા લખ્યુ છે કે—

" धर्मे ब्रह्मणी वेदैकवेद्ये ॥ "

ધર્મ અને બ્રહ્મ, એ બન્ને એકજ વેદદ્વારા જે પ્રકારે, યથાર્થ સ્વરૂપમા સમજી શકાય છે, તે પ્રકારે અન્ય કોઈ સાધન વડે સમજી શકાતાં નથી ધર્મ અને બ્રહ્મને જાણવાથી મનુષ્યને સઘળા અનર્થ અને અનિષ્ટોની નિવૃત્તિ પૂર્વક સર્વવિધ પુરૂષાર્થની સિદ્ધિ થઇ જાય છે અર્થાત ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોની પ્રાપ્તિ થાય છે.

" मन्त्र ब्राह्मणयोर्वेदनामधेयम् । मन्त्र ब्राह्मणे यज्ञस्य प्रमाणम् ॥ (आपस्तंम्बीय यज्ञपरिभाषासूत्रेषु ) । "विधिर्विधेयस्तर्कश्च वेदः ।" ( पारस्करगृह्यसूत्रे )

મન્ત્ર અર્થાત સંહિતા અને બ્રાહ્મણ એ બન્ને ગ્રન્થોનું નામ વેદ છે. મન્ત્ર તથા બ્રાહ્મણ, એ બન્ને યજ્ઞાત્મક ધર્મવિધિમા સ્વત પ્રમાણ છે. શ્રૌતસૂત્રાદિ શ્રુત્યનુગામી હોવાથી

* બંકીપ્રેસ—પટણાથી પ્રસિદ્ધ થતા પંડિતશ્રી ભીમસેનશર્માના સુપ્રસિદ્ધ હિન્દી માસિકપત્ર બ્રાહ્મણસર્વસ્વ ના એપ્રીલ ૧૯૧૪ ભાગ ૧૨ સંખ્યા ૪ માના લેખનો અનુવાદ.

પ્રામાણિક મનાય છે. પારસ્કરગૃહ્યસૂત્રનું વચન છે કે:-વિધિ અર્થાત્ જે ગ્રન્થમાં વિધિવાક્યો દર્શાવેલાં છે તે ગ્રન્થ, અર્થાત્ બ્રાહ્મણ વિભાગ વિધેયનામ, કર્મવિધાનમાં વિનિયોજ્ય છે એવા મન્ત્રો અર્થાત્ સંહિતા વિભાગ, અને તર્ક એટલે ચતુર્વિધ અર્થવાદવાક્ય, એ ત્રણે વેદ કહેવાય છે. ઋષિ તથા પૂર્વાચાર્યના પ્રમાણાનુસાર મન્ત્ર તથા બ્રાહ્મણ વેદ કહેવાય છે. અને એ મંત્ર-બ્રાહ્મણમાંથી નીકળેલાં ઉપનિષદો પણ વેદજ છે. મન્ત્ર અને બ્રાહ્મણ એ બંન્નેમાં અનેક ઇતિહાસ પણ વિદ્યમાન છે. અને ઇતિહાસ વિદ્યમાન હોવા છતાં એ, વેદના પર અનિત્ય તેમજ અર્વાચીન હોવાનો દોષ આરોપી શકાય તેમ નથી. અને એવા હેતુથી કોઇ પણ પૂર્વાચાર્યે વેદને અનિત્ય કે અર્વાચીન માન્યો યે નથી.

" लौकिकानांतु मर्त्यानामर्थं वागनुवर्त्तन्ते ।
ऋषीणांपुनराद्यानां वाचमर्थोऽनु धावति ॥ "

વૈદિક તથા લૌકિક વાણીમાં મોટો ભેદ માત્ર એ છે કે લૌકિકવાણી, વાચ્યાર્થનું અવલંબન કરનારી હોઇ તેના પર આધાર રાખે છે, અર્થાત્ જેનો ઇતિહાસ કહેવામાં આવે છે તેની હયાતીમાં તે લૌકિક વૃત્તાન્ત રૂપ રહી, ગ્રન્થરૂપમાં પાછળથી તેનો સમાવેશ કરવામાં આવે છે. પરન્તુ મન્ત્રદ્રષ્ટા ઋષિયોએ, જે વેદોને પ્રકાશિત કર્યા છે, તેમાં અર્થાત્ વૈદિક વાણીમાં તો, વેદવાણીની પાછળ પાછળ વાચ્યાર્થ ચાલે છે: વાચ્યાર્થ વેદવાણીને અનુસરીને ચાલે છે. અર્થાત્ સર્ગના આરંભમાં જેવો ઇતિહાસ વેદમાં પ્રાદુર્ભૂત થઇ ગયેલો છે. તેવોજ તથા તેવાંજ નામ, રૂપ તથા કામના કરનારા, તેવાજ ઇતિહાસ પ્રતિપાદિત અવતારી મનુષ્યો ભવિષ્યમાં પણ ઉત્પન્ન થયા કરે છે. મનુસ્મૃતિ-માનવધર્મશાસ્ત્રનાં નીચેનાં વચન પર વિચારશીલ વાંચકોએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

" चातुर्वर्ण्यं त्रयोलोकास्य चारथाश्रमाः पृथक् ।
भूतं भव्यं भविष्यं च सर्ववेदात्प्रसिध्यति ॥ "

ચારે વર્ણ, ત્રણે લોક, તથા ચારે આશ્રમ, અને ભૂત, ભવિષ્ય ને વર્ત્તમાન એવુ ત્રણે કાલના સકલ ચરાચર પદાર્થ વેદપ્રમાણથી સિદ્ધ થાય છે. અર્થાત્ ભૂત ભવિષ્યના પદાર્થ પણ વેદમાં વર્ત્તમાનકાલીન પદાર્થની પેઠે વર્ણવામાં આવ્યા છે. કારણ, વેદ એ સર્વજ્ઞ ભગવાનની વાણી છે. અને સર્વજ્ઞની દૃષ્ટિમાં ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન સઘળું એકજ અને સરખું છે. જે જે મનુષ્યાદિ વેદમાં વર્ણવ્યા છે, તેના તેજ પાછા પ્રતિકલ્પમાં અથવા યુગમન્વન્તરાદિમાં પ્રવાહક્રમથી, વારંવાર તેવાને તેવાજ થાય છે. અર્થાત્ તેઓ આદિ પુરૂષના જેવીજ લીલા અને કાર્ય કરે છે. વળી વેદમાં વર્ણવેલા પદાર્થો અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એ ત્રણે દશામાં વિદ્યમાન રહેતા હોવાને લીધે, તેઓનું અનિત્ય હોવું અને તેથી કરીને વેદનું અર્વાચીન બનવું સંભવતું નથી: ઉપર દર્શાવેલાં કારણથી એ શંકા પણ નિવૃત્ત થઇ જાય છે. જ્યારે જ્યારે મન્વન્તરાદિના અવાન્તર પ્રલયમાં અધ્યયન અધ્યાપનાદિ પરંપરા ( વેદ ભણવા ભણાવવાનો ક્રમ ) વિચ્છિન્ન થઇ જવાથી, વેદોનો તિરોભાવ થાય છે, ત્યારે ત્યારે સાધારણ મનુષ્યોનો તો નાશ થઇ જાય છે, કેવળ મહર્ષિ લોક સંમાધિસ્થ રહી યોગબલ વડે અવાન્તર પ્રલયના સમયમાં વિદ્યમાન રહે છે. એવા અવાન્તર પ્રલયો ચાર યુગના અથવા મન્વન્તરોના પરિવર્તન કાળમાં થયા કરે છે. અવાન્તર પ્રલયકાળની સમાપ્તિનો સમય સૂર્યસિદ્ધાન્તમાં નીચે મુજબ જણાવ્યો છે:—

" कृत प्रमाणस्तस्यान्ते सन्धिः प्रोक्तोजलप्लवः । "

પ્રત્યેક મન્વન્તરના અન્તમાં ૧૭,૨૮,૦૦૦ સત્તર લાખ અઠ્ઠાવીસ હજાર વર્ષ પર્યન્ત સમગ્ર ભૂમંડલ જલજલાકાર બની રહે છે. અર્થાત્ એટલા વર્ષ પર્યન્ત આખી પૃથ્વી પાણીમાજ ડૂબેલી રહે છે અને પ્રત્યેક ચતુર્યુગીના અન્તમા, કલિયુગના પ્રખર પ્રતાપથી, સમગ્ર પૃથ્વીના મનુષ્યો મ્લેચ્છ, નાસ્તિક, ચોર, ચાડીઆ, લૂટારા, વ્યભિચારી અર્થાત્ મહાઅધર્મી થઇ જાય છે અને તેમ થવાથી વેદનો પ્રચાર પણ ઉચ્છિન્ન થઇ જાય છે. અને તે વખતે કલ્કી નામરૂપધારી ભગવાન સ્વયમ્ અવતાર ધારણ કરી સર્વ અધર્મીઓનો નાશ કરે છે તે વખતે કોઇ કોઈ તપસ્વી ધર્માત્મા પુરૂષો બચી જાય છે કહેવામા પણ આવ્યુ છે કે—

" दुरापार संसार संहारकारी भवत्यश्वचारः कृपाणःप्रहारी ।
मुरारिर्दशाकारधारीहकल्की, करोतु द्विषांध्वसनवःसकल्की ॥ "

" હાથમા નાગું-ખુલ્લુ ખડ્ગ ધારણ કરી ઘોડા પર ચઢી, દશાવતારધારી અને અન્યાયનો કાઇ છેડો નથી એવા સસારનો સહાર કરનારા, શ્રી વિષ્ણુ ભગવાન, કલ્કી રૂપ ધારણ કરી, ધર્મના વિરોધી અને મહાઅધર્મી એવા તમારા શત્રુઓનો વિધ્વસ કરો" આવો ધર્માત્મા સજ્જનોને શાસ્ત્રમા આશિર્વાદ આપવામા આવ્યો છે.

આ પ્રકારે જ્યારે જ્યારે અવાન્તર પ્રલયોની સમાપ્તિને વિષે અલ્પાવશિષ્ટ તપસ્વી ધર્માત્મા મહર્ષિયોદ્વારા પુન પુન સૃષ્ટિનો પ્રવાહ ચાલતો રહે છે, અને શ્રીપરમાત્માની પ્રેરણાથી ફરી ફરી ધાર્મિક રાજા નિયત થઇ, ધર્માનુકૂલ વ્યવસ્થા મુજબ વર્તતો રહે છે, ત્યારે ત્યારે સર્વાન્તર્યામી શ્રીભગવાનની પ્રેરણાથી—

" युगान्तेऽन्तर्हितान्वेदान् सेतिहासान्महर्षयः ।
लेभिरेतपसापूर्वमनुज्ञाताः स्वयंभुवा ॥ "

યુગાન્ત નામ અવાન્તર પ્રલયોને વિષે તિરોભૂત થઇ, નષ્ટ થયેલ, મન્ત્ર બ્રાહ્મણાત્મક વેદોને ઇતિહાસાદિ અશો સહિત, આદિ દેવ સ્વયમ્ભૂ ભગવાનની આજ્ઞા થવાથી, મહર્ષિ મહાત્માઓ તપોબલ વડે પ્રકટ કરે છે જેજે કાળમા જેજે મહર્ષિ, જેજે વેદભાગ પ્રકટ કરે છે તે તે મહર્ષિ તે તે સૂક્તાદિ વેદાંશના દ્રષ્ટા અથવા સાક્ષાત્ કર્તા ઋષિ કહેવાય છે તેથી વેદનું અધ્યયન કરનાર દ્વિજને આજ્ઞા કરવામા આવી છે કે, પ્રથમ પ્રત્યેક મન્ત્ર બ્રાહ્મણાદિના સૂક્તાદિ પ્રત્યેક વિભાગના ઋષિ, દેવતાદિ ક્યા ક્યા છે ? તે જાણી લઇને (ભણી લઇને) પછી અધ્યયન કરવુ એ સઘળા મહર્ષિયો વેદના સ્વતત્ર કર્તા મનાતા નથી, એમને કોઇ વેદગ્રન્થ રચનાર તરીકે ઓળખતુ નથી કારણ શ્રુતિસ્મૃતિયોના સેંકડો પ્રમાણોથી સિદ્ધ થઇ ચૂક્યુ છે કે—વેદ ઈશ્વરનિશ્વાસિત હોઈ અપૌરૂષ છે. 'नकश्चिद्वेदकर्तास्यात् ।' વેદનો કોઈ માનુષી કર્તા નથી વેદાન્તદર્શનના આરભિક તૃતીય સૂત્રમા પણ વેદના પ્રકાશક સાક્ષાત પરમેશ્વર કહ્યા છે

ધર્મ તથા પરમેશ્વર સબધી યથાર્થ જ્ઞાનનુ પ્રતિપાદન એ વેદનો વિષય છે અને એ જ્ઞાન વડે યાગાનુષ્ઠાનાદિ દ્વારા સ્વર્ગ તેમજ મોક્ષની પ્રાપ્તિ અને સર્વ અનિષ્ટ અનર્થોની નિવૃત્તિ કરાવવી એ વેદનું પ્રયોજન છે

કુલપરંપરાથી, ધર્મ તથા બ્રહ્મના તત્વજ્ઞાનનું મથન કરનાર દ્વિજમાતાપિતાવડે ઉત્પન્ન થયેલ બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિક પુરૂષ વેદના અધિકારી છે, અને તેનો વેદની સાથે ઉપકાર્યોપકારકભાવ સંબંધ છે. ત્રણે વર્ણના અધિકારી પુરૂષોનો ઉપકારક વેદ છે, અને ત્રણે વર્ણ ઉપકાર્ય છે; અને એનેજ સંબંધ ચતુર્થ કહે છે કે જેનું જ્ઞાન સર્વ શાસ્ત્રો જાણવામાં પ્રથમ ઉપયોગી છે. વેદનું લક્ષણ એ છે કેઃ—

" प्रत्यक्षेणानुमित्यावा यस्तूपायो न बुध्यते ।
एतं विन्दन्तिवेदेन तस्माद्वेदस्य वेदता ॥ "
" धर्मार्थकाममोक्ष पुरुषार्थानाम लौकिकमुपायं यो वेदयति सवेदः ॥ "

ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિના બહુ ઉપાય હોવા છતાં, તે સઘળા મુખ્યત્વે બે પ્રકારના છે. એક તો લૌકિક અને બીજો અલૌકિક. મનુષ્ય તો શું પણ પ્રાણી માત્રની સર્વ ચેષ્ટાનું મુખ્ય પ્રયોજન, ઇષ્ટસુખની પ્રાપ્તિ તથા અનિષ્ટોની નિવૃત્તિ માટે છે. જે અભીષ્ટ સુખોની સિદ્ધિ પ્રત્યક્ષ, અનુમાન અથવા ઉપમાન પ્રમાણદ્વારા થાય છે, તેને લૌકિક ઉપાય કહે છે. મોટાં મોટાં મહાન્ કાર્યોની સિદ્ધિને અર્થે જ્યારે, બ્હગીરથ પ્રયત્ન ચીવટાઇથી કર્યા છતાંયે, પ્રત્યક્ષાદિ લૌકિક ઉપાયનું કાંઇ ટહુ ચાલતું નથી, અને કરેલું બધું નિષ્ફળ જાય છે, ત્યારે તેની સિદ્ધિને માટે, જે એક માત્ર અલૌકિક ઉપાય શેષ રહે છે, તેજ વેદ અર્થાત્ વેદોક્ત ઉપાસના છે. વેદોક્ત કર્મો ત્રણ પ્રકારનાં છે નિત્ય, નૈમિત્તિક અને કામ્ય. અગ્નિહોત્ર દર્શપૌર્ણમાસાદિ યાગ એ નિત્યકર્મો છે. નવાન્નેષ્ટિ આદિ નૈમિત્તિક અને પુત્રેષ્ટિ વર્ષકામેષ્ટિ આદિ કામ્યકર્મ કહેવાય છે. કલ્પના કરો કે કોઇ એક મનુષ્યને ૩૦ ત્રીસ વર્ષની અવસ્થામાં એક પ્રબલ અસાધ્ય રોગ લાગુ પડયો છે, અને આખી પૃથ્વીપરના નામાંકિત ડાક્ટર વૈદ્ય હકીમ વગેરે કોઇથી પણ તે રોગ મટાડી શકાતો નથી. હવે તે વ્યક્તિ એક મહાન્ શ્રીમાન્ યા રાજા છે. ઔષધ-પથ્યાદિ સર્વ બની શકતા લૌકિક ઉપાય યોજ્યા છતાંયે તેની કાંઇ અસર નથી થતી, એટલુંજ નહીં પણ જીવવાનીએ આશા રહી ના હોય. એવી હાલતમાં, જો વેદોક્ત અલૌકિક ઉપાયથી જીવનરક્ષા થતી હોય અને થોડોક વખત, કહો કે આશરે દશ વીસ વર્ષ સુધી પુનઃ નવજીવન પ્રાપ્ત થતું હોય, તો તે વેદરૂપ અલૌકિક ઉપાયનું મહત્વ કાંઇ ઓછું નહીં ગણાય. પરન્તુ જેની જીંદગી બચવાનો કાંઇ ઉપાય નથી રહ્યો, તેવાને માટે કાંઇ ઉપાય નીકળી આવતો હોય, તો તે કાંઇ વેદનો સાધારણ કે જેવો તેવો મહિમા નથી; પરન્તુ અવર્ણનીય અને અતિ ભારે મહિમા છે. હવે જો તે મૃત્યુગ્રસ્ત મનુષ્ય, વેદમતાનુયાયી આસ્તિક દ્વિજ હોય અને વેદ પર તેને યથાર્થ વિશ્વાસ હોય, તો સારા સારા પ્રતિષ્ઠિત વિદ્વાનોની સહાયતાથી તેણે શાસ્ત્રોક્ત યજ્ઞશાળા બનાવી વિધિપૂર્વક સ્માર્તાગ્નિનું આધાન કરીને, અગ્નિહોત્ર દર્શપૌર્ણમાસાદિ યથાવત્ કર્યા કરવાં, અને મિત્રવિન્દાઇષ્ટિ વારંવાર ઘણી શ્રદ્ધા સાથે કરવી, તથા સુવર્ણાદિ દાન અને અન્ય આયુર્વર્ધક કાર્યો પણ યથોચિત સમારોહ સાથે નિરન્તર કર્યા કરવાં. આમ કરવાથી, અવશ્ય તે મનુષ્યના ચિત્તમાંથી મૃત્યુનો ભય નષ્ટ થઇ પુનઃ નવી જીંદગી ખચીત તે મેળવશે, અને એથી વેદ પરની તેની શ્રદ્ધા-આસ્તા ( Faith ) બહુ વધી જશે.

" आयुष्कामो मित्रविन्दया यजेत । " इति श्रुतिः ।

'આયુષ્યની કામનાવાળા દ્વિજ યજમાને મિત્રવિન્દાઇષ્ટિ કરવી ' આ વેદપ્રમાણથી સિદ્ધ થાય છે કે અત્યન્ત સાવધાનીથી સપૂર્ણ વિધિ અને શ્રદ્ધાપૂર્વક કરેલું યાગાદિ કર્મ, અવશ્ય પ્રત્યક્ષ ફળ આપ્યા વિના રહેતું નથી. આસ્તિકતાનુ એજ ચિહ્ન (લક્ષણ) છે કે, કરવામા આવેલા અનુષ્ઠાનનું પ્રત્યક્ષ ફળ જોવામાં ના આવે, તો પણ વેદાદિ શાસ્ત્રપર દોષારોપ કે અવિશ્વાસ કર્યા વગર પોતાનોજ દોષ ગણી, તેજ અનુષ્ઠાન વારવાર ફરી-ફરીને પહેલા કરતાં પણ વિશેષ તતપરતા ને ખત સાથે કંટાળ્યા વગર સતત્ અને અવિચ્છિન્ન રીતે કર્યા કરવામાં આવે; તો અવશ્ય તેનું પ્રત્યક્ષ ફળ મળ્યા વિના રહેતું નથી. મનુષ્યો અ'પજ્ઞ હોઇ કર્મ કર્ત્તા અને સાધન, એ ત્રણમાથી કોઇ એકાદમાં અથવા સર્વમાં કાંઇ પણ અંશે ન્યૂનતા અથવા ત્રુટિ થવાથી, અથવા ભ્રાન્તિથી ભ્રમવશાત્ કાંઇક ઇદમ્તૃતીયમ થઇ ઓકનું ચોક વેતરાઇ જવાથી, ઇપ્સિત ફલની પ્રાપ્તિ થતી નથી. તેથી તેમાં કાંઇ વેદનો વાંક કાઢી શકાય નહીં સઘળાં કાર્યોની સિદ્ધિને માટે, વિધિ અને શ્રદ્ધા બન્નેની ખાસ અગત્ય છે, વિધિ અને શ્રદ્ધા બન્ને યથાવત્ સાંગોપાંગ હોય, તો સુવર્ણમાં સુગન્ધની માફક સમજી લેવું. જો એ બન્નેમાથી, એકનું પણ પ્રમાણ પૂર્ણ હશે, તો વિધિના કરતાં શ્રદ્ધાનું પ્રમાણ વધારે ઉજ્જ્વલ તથા વૃદ્ધિંગત હોવાથી, કર્મનુ અવસ્ય તાત્કાલિક ફળ પ્રાપ્ત થશે. પરન્તુ જો શ્રદ્ધાનુ પ્રમાણ ઓછું હશે અને વિધાન અર્થાત્ વિધિ પૂરેપૂરી હશે, તો સફળતાની પૂર્વવત્ આશા (જેવી એકલી શ્રદ્ધાની પૂર્ણ માત્રા હતી અને સફલતાની આશા હતી તેવી) નહીં રહે. એટલા માટેજ શ્રદ્ધાની ઉન્નતિ ખાસ આવસ્યક છે. સસારનાં બીજા કાર્યો, દાખલા તરીકે, જેવા કે રસાયણીક પ્રયોગો સફળ નથી નીવડતા ત્યારે કર્મ, કર્ત્તા, અને સાધનનું વૈગુણ્ય માની, તત્વદર્શી લોકો તે કાર્યોનું પહેલાં કરતા પણ અધિક પ્રયત્ન અને ખંતની સાથે ફરી ફરી. અનુષ્ઠાન કર્યા કરે છે, અને પરિણામે અન્તમાં જેવી રીતે તે કાર્યો સફળ નીવડયા વગર રહેતાં નથી, તેવી રીતે વેદોક્ત કર્મો પણ સફળ ના નીવડે, ત્યારે તેનું વિશેષ તતપરતાથી કાળજી પૂર્વક વારંવાર અનુષ્ઠાન કર્યાજ કરવું જોઇએ. સાંસારિક કાર્યો સફળ ન થયે, સમજુ પુરુષો જેવી રીતે ફરી ફરી યત્ન કરી સિદ્ધિ થતા સુધી તેમની પાછળજ ખાઇપીને મંડયા રહેવાનું પોતાનુ પરમકર્ત્તવ્ય સમજે છે, તેવીજ રીતે વેદોક્ત કર્મોમાં પણ નિષ્ફળતા મળ્યે, નિરુત્સાહ નહીં થઇ જતા, દૃઢતાથી નિરન્તર અવિચ્છિન્ન રીતો સતત અનુષ્ઠાન કર્યા કરવાની ખાસ કાળજી અવશ્ય રાખવી જોઇએ.

વેદના મહત્વની એક વાત એ દર્શાવવામાં આવી છે કે, જે સાંસારિક કાર્ય (મનોરથ, યા આકાંક્ષા રૂપ) કાઇ પણ ઉપાય વડે સિદ્ધ થતું નથી, તે વેદોક્ત ઉપાય વડે સિદ્ધ થાય, તો વેદનું તેથી ઘણું ભારે મહત્વ અને ગૌરવ સિદ્ધ થાય છે.

વેદનું બીજુ મહત્વ એ છે કે, વેદોક્ત જ્ઞાન ત્રિકાલાબાધ્ય છે. અર્થાત્ વેદ સત્ પ્રતિપાદક હોવાથી, તેનાથી પ્રતિપાદિત થયેલુ જ્ઞાન અવ્યાહત જ્ઞાન છે. અને તેનો કાઇ પણ સમયમાં વ્યાઘાત કે નાશ થતો નથી. અર્થાત્ એમ કહો કે યથાર્થ કોટિના અકાટય અખંડનીય તત્વજ્ઞાનનું નામ વેદ છે આવાં બીજા સઘળાં કારણો વડે વેદનુ મહત્વ સર્વથી અધિક ચઢીયાતુ છે, અને તેના ચાર ઉદાહરણ સક્ષેપમાં નીચે બતાવવામા આવે છે કે જેથી વેદનું મહત્વ યથાર્થ સમજાશે.

(૧) વેદમા અગ્નિને શીત અર્થાત્ ઠંડીનુ ઔષધ કહ્યો છે. તો હવે સર્વ દેશકાલમાં પ્રાણી માત્રનુ એ તો સર્વતન્ત્ર મન્તવ્ય છે કે (અગ્નિ) ઉષ્ણતા-ગરમી, ઠંડી (શીત)

ટાઢનું ઓસડ છે. વેદને નહીં માનનારાં મનુષ્યો પણ નિર્વિકલ્પ ઔષધરૂપ અગ્નિને તો માને છે. વસ્ત્ર અથવા ઔષધના સેવનથી જ્યાં શીતની નિવૃત્તિ થાય છે, ત્યાં પણ તે વસ્ત્ર તથા ઔષધમાં રહેલો સૂક્ષ્માગ્નિજ શીતના ઔષધરૂપ સિદ્ધ થશે.

(૨) અગ્નિને વેદે પુરોહિત કહ્યો છે. તે પણ કાંઈ અયોગ્ય નથી, કારણ કે રસોઇ બનાવવી, દીવો કરવો, ચૂલો સળગાવવો ઇત્યાદિ સમયે સર્વ દેશકાલના તેમજ સર્વ મતના મનુષ્યો અગ્નિને પુર: એટલે આગળજ હિત-સ્થાપિત કરે છે. તેવીજ રીતે વિદ્વાન્ બ્રાહ્મણ પણ આગ્નેય અર્થાત્ તેમનામાં અગ્નિતત્વ પ્રધાન હોવાથી રાજાદિ શ્રીમન્તોના પુરોહિત બની, તેમની આગળજ બેસાડવાને યોગ્ય છે.

(૩) શ્રદ્ધાથી કરેલું કાર્ય સર્વોપરિ અને સર્વ શ્રેષ્ઠ થાય છે, એ વાત પણ સર્વસમ્મત, અને સર્વાનુકૂલ સિદ્ધ થઇ ચુકેલી છે, એ નિર્વિવાદ છે.

(૪) મનુષ્યાદિની મન:કામના પણ લેણદેણ આદિ વ્યવહાર કરાવે છે; કારણ કે જેનામાં ઇચ્છા-કામના નથી, તે કાંઈ પણ કાર્ય કરતો જોવામાં આવતો નથી. તેથી કામના અર્થાત્ આકાંક્ષાનેજ દાતા અને પ્રતિગ્રહકર્ત્તા કહેવી સત્ય છે; અને હું દાતા ( આપનારો ) અને તું પ્રતિગ્રહીતા ( અર્થાત્ લેનારો ) ઇત્યાદિ લોકવ્યવહાર અસત્ છે.

પ્રસન્નવદને છબિલારામ દીક્ષિત, સુરત.

---

## दयानंद सरस्वती अने महमदगीझनवी.

श्रीमान् मान्यवर सनातनधर्मरक्षक "श्रीमहाज्योति" ना सद्धर्माभिमानी तंत्री महोदय श्री,

સુપ્રસિદ્ધ "ગુજરાતી" પત્રના તા. ૧ લી ઓગસ્ટ ૧૯૧૫ ના અંકમાં 'નવજીવન અને સત્ય' નામના સજીવન થએલા મુડદાની સમાલોચના કરતાં 'प्रकीर्ण समालोचना' શીર્ષક લેખમાં, ઉક્ત સુપ્રસિદ્ધ સનાતનધર્મસંરક્ષક પત્રે નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યા હતા:-

"જેના ઉપદેશથી આવૃત્તિ ( મૂર્તિને ઠોકરે મારવાની ) ઉદ્ભવે છે, તે દયાનંદ તો મૂર્તિભંજક મહમદ ગઝનવીની સાથે સરખાવવાને લાયક છે."

તે ઉપરથી દુરાગ્રહી દયાનંદી 'ચીબડા ચળકાટ' પત્રે પેટ માથાં કૂટી બહુ બળતરા કાઢી હતી. અને શોક સન્નિપાતની જ્વાળામાં નખશીખ બળ્યાં બળ્યાં થઇ, ગાલિપ્રદાનના વરસાદથી પ્રત્યુત્તર આપવાનો મિથ્યા પ્રયત્ન પણ કર્યો હતો. પેટનો બળ્યો ગામ બાળે જ છે, અને દલીલ ( argument ) તથા પ્રમાણના અભાવે, 'शेषं कोपेन पुरयेत्' એ ન્યાયે દુર્જનોને એવી બાલિશતાને શરણે પણ જવું પડે છે. હવે દયાનંદ મહમદ ગિઝનવીની સાથે, અનેક વાતમાં મળતા આવતા હોવાથી, મહમદ ગિઝનવીની ઉપમાને તેઓશ્રી જેટલા યોગ્ય છે, અને એ ઉપમા તેઓશ્રીને જેટલી બંધબેસતી હોઈ લાગુ પડે છે, તેટલી અન્ય કોઈ ને લાગુ પડતી નથી.

આર્યસમાજના સ્વામી મહર્ષિ અને આદમ દયાનંદ નીચેની બધી બાબતમાં મહમદ ગિઝનવીની સાથે હરીફાઇ કરે છે, અર્થાત મળતા આવે છે.

(૧) બન્નેનો નીચ કુળમા જન્મ થયો હતો. દયાનંદ શૂદ્ર જાતિના કાપડીપુત્ર હતા; ત્યારે મહમદની મા નીચ કુળમા જન્મી હતી.

(૨) બન્ને તુમાખી મિજાસના અને ઘમંડી હતા.

(૩) દયાનદે નવીન કપોલકલ્પિત મત પ્રવર્ત્તાવ્યો, મહમદે નવાં રાજ્યની સ્થાપના કરી.

(૪) બન્ને આર્થિક વૈભવ, તથા ઐહિક સુખ પાછળ મરી ફીટતા; મહમદે અસંખ્ય દ્રવ્ય ભેગું કર્યું હતું; તેમજ દયાનંદે પણ ઘણું ધનસંચય કરવાના હેતુથી " विविधानि च रत्नानि विविक्तेषू पपादयेत्' એવો મનુસ્મૃતિને નામે ખોટો શ્લોક, પોતાના કૂળ દૂપ મેજામાથી બનાવી કાઢીને લોકો પાસે બહુ ભીખ માંગી અઢળક ધન ભેગું કર્યું હતું.

(૫) મહમદ લૂટારો હતો, દયાનદ ધૂતારો હતો. ધનની પિપ્સા બન્નેને અત્યન્ત હતી.

(૬) બન્ને મૂર્ત્તિભંજક એક સરખી રીતે હતા. દયાનંદ યૌગિક અર્થમાં, મહમદ વાચ્યાર્થમાં. મહમદે હાથે મૂર્ત્તિ ભાંગી, દયાનદે કુતર્ક જાળથી ખંડન કર્યું. એથી દયાનદ, મહમદ કરતાએ વધારે ભયંકર પ્રકારનો જબરો મૂર્ત્તિભંજક ઠરે છે. મહમદે હાથેથી મૂર્ત્તિ ભાગેલી હોવાથી, લોકોનું મૂર્ત્તિ પરથી ચિત્ત ખસ્યું ન હોતું, પરન્તુ તેમની શ્રદ્ધામાં દ્વિગુણિત વધારો થયો હતો. કિબહુના, મહમદે અજાણતા હિન્દુઓની મૂર્ત્તિ પરની શ્રદ્ધા દ્વિગત કરી હતી. પણ દયાનદે તો લોકોને બમાવી ભુલાવી તેથી ઉલટુંજ પરીણામ આણી સનાતનધર્મીઓને નાસ્તિક નમાલા અને અલ્પાયુષી બનાવ્યા છે.

(૭) બન્નેએ હિન્દુધર્મ પર અસહ્ય પ્રહાર કરી સનાતનધર્મને શિથિલ કરી નાંખવામાં કંઈ કચાશ રાખી નથી, એટલુ જ. નહી પણ, બન્નેએ હિન્દુઓને પોતપોતાના વાડામાં ખેંચી જઈ, વટલાવ્યા છે અને ધર્મભ્રષ્ટ કર્યા છે.

(૮) બન્નેને યુદ્ધ પસદ હતું; મહમદને રણયુદ્ધ, અને દયાનદને મિથ્યા વાક્યુદ્ધ.

(૯) બન્ને મરણ પામ્યા બાદ, પોતાની પાછળ પુષ્કળ ધન મૂકી ગયા હતા

પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત, સુરત.

---

# વિચારશીલ સનાતની હિંદુઓનું કર્ત્તવ્ય.

સનાતનહિંદુધર્મના અનુયાયીઓના સંબધમાં ઘણાજ ધન્યવાદપૂર્વક કહેવું જોઇએ કે, તેઓ પોતાના સદ્‌ગુણોને અને દૈવી સ્વભાવને આવા કલિયુગી મોહાન્ધકારના સમયમાં પણ ઘણે મોટે ભાગે જાળવી રહ્યા છે. જેઓ ઉઘાડી આખ્યે જોશે તેઓને તો ખુલ્લેખુલ્લુ જણાશે કે, સુધારકમન્યોની અને આર્યમન્યોની ચીપીચીપીને બાંધેલા નિયમોવાળી અને ભણતરના ભારે ભભકાવાળા મેમ્બરો ( સભ્યો ) વાળી સભાઓ જેટલી સ્વાભાવિક ગતિથી કામ કરી શકતી નથી; તેના કરતાં હજારગણે દરજ્જે સનાતનહિંદુધર્મના અનુયાયીઓની સંસ્થાઓ પોતાના સ્વાભાવિક નિત્યનિયમ જેવા વેગથી સારૂં કામ કરતી આવી છે અને હજુ પણ કર્યા કરે છે. આ ધન્યવાદ હુંજ મારા સનાતની ધર્મબન્ધુઓને આપુ છું એટલુ જ નહિ, પણ એવાંજ વાક્યો સનાતની હિંદુઓના પ્રતિપક્ષી સુધારક કહેવાતા પક્ષના એક પ્રતિષ્ઠિત અને ૨ ગણી સર ચંદાવરકર જેવી ન્યાયમૂર્તિ ( જજ સાહેબ ) ના મુખમાથી પણ સુધારકોના એક વ્યાખ્યાનપીઠ ઉપર

નિકળ્યાં હતાં. ગોલોકવાસી શેઠશ્રી ચતુર્ભુજ મોરારજી તથા બીજા વૈષ્ણવો જે નિત્યનિયમથી પોતાનાં મંદિરોમાં દર્શન તથા સેવાપૂજા કરે છે, તેવા આગ્રહની સુધારક કહેવાતા વર્ગમાં ભારે ખોટ છે—તે વિષે પોતાનો શોક દર્શાવતાં અમારા સનાતનીઓની ધર્મભાવનાના પ્રાબલ્યની પ્રશંસા સર ચંદાવરકરને મુક્તકંઠે કરવી પડી હતી; એ શબ્દોના પ્રતિધ્વનિ હજુ લગી વાતાવરણમાં તાજાજ છે. આ ધન્યવાદ કાંઇ ઓછો નથી. "સાચા શૂરાને જેના વૈરી ધાવ વખાણે." એ ભજનપંક્તિના અર્થાનુસાર એ ધન્યવાદ સો ટચના સોના જેવો શુદ્ધ અને સંગીન છે.

પરંતુ એ ધન્યવાદના પ્રકાશમાં વિશેષ વધારો કરે તેવી બાબતો ઉપર ધ્યાન આપી પ્રબળ રીત્યે પ્રવૃત્તિ કરવાના પ્રસંગો વ્યામોહમાં પડેલી અને કોઇ એક કારણથી જ મહત્વ પામેલી વ્યક્તિયોની પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલા છે. માટે એ પ્રસંગોને છાજતી પ્રવૃત્તિ કરવામાં સનાતની સમુદાયે કોઇ પણ કારણથી પ્રમાદ સેવવો જોઇતો નથી. સનાતની સમુદાયે આવો પ્રમાદ દૂર મૂકી પોતાનું પરાક્રમ હાલમાં કેટલેક પ્રસંગે દર્શાવ્યું છે અને દર્શાવે છે; તેને માટે પણ સનાતનીઓને સંપૂર્ણ ધન્યવાદ ઘટે છે. તો પણ હજુ એવોજ પ્રભાવ વધારે બળ, વેગ અને આગ્રહપૂર્વક દર્શાવી ધર્મમર્યાદાનું સંસ્થાપન કરવું, અને સનાતન હિંદુધર્મના વિરોધીઓનો નિગ્રહ કરવો એ હાલનું આપણ સનાતનીઓનું કર્ત્તવ્ય છે.

હાલ કેવા પ્રસંગો બને છે, તેના સંક્ષેપમાં વ્યક્તિગત દાખલાઓ બતાવીને સનાતની પ્રજાનો લક્ષ ખેંચવો, એ મારો અંગીકૃત ધર્મ હોવાથી હું નિસંકોચપણે આ વિષે લખું છું, તેમાં મારો હેતુ કોઇ પણ વ્યક્તિને હલકી પાડવાનો કે ખોટું લગાડવાનો મુદ્દલ નથી; પણ ભૂતાર્થદ્વારા સત્યની ચર્ચા કરવી અને સત્ય વાર્તાનું મારા સનાતની તેમજ નૂતનપક્ષના દેશીભાઇઓને ભાન કરાવી કટુ ઉપચાર વડે પણ મિથ્યા પ્રદ્વાન્ત અને મતભેદનું શમન કરવાનો માર્ગ મારી મતિ પ્રમાણે સૂચવવો એજ મારો નિખાલસ આશય છે.

શ્રીમંત શ્રીગાયકવાડ સરકાર બહાદૂર શ્રી સયાજીરાવ મહારાજ જેવા મોટા નરેશના મનમાં કોણ જાણે કેવાંએ કારણો અને સંજોગોથી એવી વાત ઉતરી ગઈ છે કે, જ્યાં લગી અંત્યજવર્ગ ગાયત્રી અને વેદ ભણે નહિ ત્યાં લગી આપણી હિંદુપ્રજાનો ઉદ્ધાર થાય નહિ; વળી તેઓ નામદારની બુદ્ધિ એવું પણ ગ્રહણ કરી બેઠેલી જણાય છે કે, નાતજાતનો ભેદ પણ તોડી નાંખ્યા વિના આપણા લોકોની અને દેશની ઉન્નતિ થાય નહિ, જાતિની સાથે ગુણકર્મને કાંઇ લેવાદેવા નથી, અને ગમે તે માણસ ગુણકર્મમાં ફેરફાર કરવાથી તેના જન્મના જાતિત્વથી મુક્ત થઈ ગમે તેવો બને છે. વગેરે. વગેરે. આ બાબતો એવી છે કે, જેઓ પારાવર્દષ્ટિથી વિચાર કરે તેઓને તો વ્યામોહ થવામાં એક ક્ષણું પણ વાર લાગે તેમ નથી; અને તેમાં પણ જ્યારે સામાન્ય મનોબળ અને વિચારશક્તિવાળા માણસો એવાં જ્ઞાતિભંજક અને મર્યાદાચ્છેદક મનુષ્યોનાં ટોળાંના અગ્રેસર તરીકે નામદાર શ્રીમંત સરકાર શ્રીસયાજીરાવ મહારાજ જેવી વ્યક્તિઓને જુએ, ત્યારે પેલાં સામાન્ય મનોબળવાળાં માણસોને અહોબુદ્ધિ થઇ જાય કે, જે મત આવા મોટા સરકારબહાદૂરને પસંદ પડયો હશે તે મત સહુથી સાચો અને સંગીન હશે.

તેજ પ્રમાણે મોટી નામમૂર્તિ ચંદાવરકર, રાનાડે, તેલંગ, વગેરે મોટા દરજ્જે પહોચેલા માણસોને પણ એ નૂતન ઉચ્છેદક વિચારોને પસંદ કરતા અને અનુસરતા જોઈ ઘણાંએ માણસો તેવા ઉચ્છેદક વિચારોથી વ્યામોહ પામી આકર્ષાય છે.

વળી હાલમાં મી. ગાંધી જેવા રાજકીય કારણોથીજ લોકમાન્ય થયેલા પુરૂષ પણ અંત્યજવર્ગનાં માણસોની સાથે શેળભેળ થયા વિના ઐક્યનો અને દેશોદયનો સંભવ દેખી શકતા નથી, અને તેથી તેમણે અમદાવાદમાં હિંદુઓના વિવિધ નાતોના છોકરાઓને તેમ ઢેડના છોકરાને પણ તેમના "સત્યાગ્રહાશ્રમ"માં ભેગાં ખવરાવવા અને રાખવાનો અખાડો પ્રયોગમાં પણ મૂકી દીધો છે.

એવાજ બીજા ઘણા માણસોનાં ઉદાહરણો આપણી નજરે પડે છે, તેઓની દેખાદેખી પણ ઘણા કાચી બુદ્ધિના માણસો કરે છે. તેમાં પણ જ્યારે આર્થિક અથવા વ્યાવહારિક લાભ થવાનો લાગ એ દેખાદેખીમાં રહેલો હોય છે, ત્યારે ગાડરિયાપ્રવાહ પ્રમાણે અથવા વાનરિયાઅનુકરણ પ્રમાણે વર્ત્તવાને ઘણાં માણસો કુદી પડે છે. આ ગાડરાં અથવા વાંદરાં પોતાને 'મિયાંને ચાંદચાંદ' કરવાથી મળેલી કીર્ત્તિ, પદવી, સત્તા કે સંપત્તિથી બીજાઓને આંજી નાંખવાને અથવા દાબી દેવાને પેલા હજામભાઇની વીંટીની વાતની પેઠે બડો ડિમાક અને આડંબર કરે છે, આથી વળી તેમનાથી ઓછી તર્કશક્તિવાળા માણસો તેને ઉજળું એટલું દુધ ગણીને ઠગાય છે.

પરંતુ વિચારશીલ તથા તર્કાનુકૂળ કાર્યકારણનો વિચાર કરી સંબંધ સમજવાને જેઓ શક્તિમાન્ હોય છે, તેઓને તો તરત એવો વિચાર આવે છે કે, ઢેડોનો ઉદય થવાને અથવા ઇતર જાતિનો ઉદય થવાને માટે દ્વિજેતર જાતિ ગાયત્રી અથવા વેદ ભણે એવી આવશ્યક્તા કોઇ પણ રીતે નથી. આ સંસારમાં એવી અનેક પ્રજાઓ અને વ્યક્તિઓ છે, કે જેઓનો ઉદય અને ઉન્નતિ ગાયત્રી અને વેદ ભણ્યા વિના પણ થયેલો છે. એટલુંજ નહિ પણ જેઓ ગાયત્રી અને વેદ ભણેલા નહિ એવા માણસોની પણ તેઓની યોગ્યતા પ્રમાણે પારમાર્થિક ઉન્નતિ પણ થઇ શકી છે. તો પછી ઢેડોને અને ઇતર વર્ણોને અર્થાત્ અદ્વિજજાતિમાં જન્મેલાઓને વેદ અને ગાયત્રી ભણાવવામાં શું મહત્વ રહેલું છે, બલ્કે એમાં શું ડહાપણ રહેલું છે? તે નિખાલસ રીતે દેશનો અને વ્યક્તિઓનો ઉદય ઇચ્છનારને તો સાફ સમજી શકાય તેમ નથી. પરંતુ જેઓ પોતાના દુરાગ્રહને વળગી રહેનારા તથા બીજાઓની લાગણી દુઃખાવવામાંજ અને પોતાની છાતી કાઢવામાં જેઓ કૃતાર્થતા માનનારા છે, એવા કર્મસંયોગે પૈસો પદવી કે પ્રભુતા પામેલા દુરાગ્રહીઓ તો ગમે તેમ માની લે અને પ્રવૃત્તિ કરે, તેઓને આ જમાનામાં કોણ વારી શકે તેમ છે? પણ આવા પ્રયત્નો કરવામાં તો સમયનો, દ્રવ્યનો અને શક્તિનો મિથ્યા વ્યય થાય છે, તેથી કાંઇ પણ લાભ થતો નથી એ તો ખુલ્લુંજ છે. તેથી એવા દુરાગ્રહને સેવનારાઓનું પોતાનું શું હિત સધાયું? કે તેથી એ અંત્યજોનું શું હિત સધાયું? કે તેથી આખા દેશનું કે દેશની પ્રજાનું પણ શું હિત સધાયું? તે તો ખુલ્લી નજરે વિચાર કરનારને નિઃસંશય રીતે સમજાય તેમ છે કે, મિથ્યા કસાકસી કરવા અને કાલક્ષેપ થવા સિવાય બીજું કાંઇ પણ એવી મિથ્યા પ્રવૃત્તિથી સિદ્ધ થતું નથી. હા,અંત્યજોનો ઉદ્ધાર થઇ શકે છે અને આપણા સાધન અને શક્તિ પ્રમાણે તેઓનો ઉદ્ધાર કરવો પણ જોઇએ, તથાપિ શ્રીમંત શ્રીસયાજીરાવ સરકારે અને મી. ગાંધી વગેરેએ જે પ્રકારે અંત્યજોનો ઉદ્ધાર કરવાની જે રીતિ પસંદ કરી છે, તે રીતે તો કોઇ પણ પ્રકારે અંત્યજોની ઉન્નતિ કે ઉદ્ધાર થવાનો કદી પણ સંભવ નથી. પણ ઉલટો તેથી તો એ પ્રસિદ્ધ મોટા નરોની રીતે અંત્યજોનો ઉદ્ધાર કરવા મથનારાઓનોજ નિપાત

થવાનો, તેમનું અનુકરણ કરનારાઓનો તો એથી પણ અધમતમ નિપાત થવાનો, અંત-જોની પણ એવીજ દશા થવાની, અને જનસમાજ પણ એ બખેડાંઓની પ્રવૃત્તિ સામે બચાવ કરવામાં અને ટક્કર ઝીલવામાં બીજું કરવાનું કામ કોરાણે મૂકી નકામી હલામણમાં રોકાવાનો; આથી પ્રજાનું અને દેશનું કાંઇ પણ કલ્યાણ તો થવાનું નહિ, પણ ઉલટી હાનિજ થવાની એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. આજ વિષય પ્રસંગ આવ્યે આગળ ઉપર હું ચર્ચીશ, પણ હાલ તો અત્રે આટલોજ ઉલ્લેખ આ બાબતનો કરી પાછો પ્રસ્તુત બાબતની ચર્ચા ઉપર આવું છું.

જેમ કેટલાક છળપ્રપંચ રમનારા વેપારીઓ પોતાનો ખોટો માલ ખપાવવાને મોટી મોટી બણગાં ફુંકનારી જાહેરખબરો, ભેંપુરા દલાલો, એજન્ટો, તથા માલ લેનારને મફતમાં ઇનામ મળશે એવી લાલચો બતાવીને "લોભીઆ વસે ત્યાં ધુતારાઓ ભૂખે ન મરે" એ કહેવતનું ખરાપણું સિદ્ધ કરી બતાવે છે; તેમજ આપણા નવા કહેવાતા સુધારાને વાયરે ચઢેલા બખેડાં તેમજ છોકરાંઓ પણ તેમના વટાળ અને વર્ણસંકરતા પ્રસારનારા વિચારોનો પ્રસાર કરવાને વિવિધ પ્રકારની યુક્તિઓ અને લાલચો યોજે છે. તેથી જેઓ પોતે સાવચેતીવાળા હોય છે, અથવા તો આપણા ત્રિકાળજ્ઞ પૂર્વજોએ મુકરર કરેલા સાવચેતી માટેના નિયમોને પરંપરા પ્રાપ્ત આચારના ધોરણને અનુસરીને પાળે છે; તેઓ તો કોઇની જાળમાં ફસતા નથી. પણ જેઓને પોતાને પ્રબળ વિચારશક્તિ નથી, અથવા તો જેઓ પોતાની નાતજાતરૂપ સેનાના નિયમોને પણ પાળવા જેટલી બુદ્ધિ પણ ધરાવતા નથી, એવા તીતીઘોડા અથવા ફુદાં જેવાં માણસો કે જેમાંનો ઘણો ખરો ભાગ થોડા ઘણા ઇંગ્રેજી ભણતરથી પોતાને સર્વસ્વ માનવા શીખેલા નવયુવકોનોજ હોય છે; તેઓ આ વિદેશી અને વિજાતિ કેળવણી અને પ્રસંગોરૂપ દીવાઓના પ્રકાશનો લાભ લેવાને બદલે તે દીવાઓની જ્વાળામાંજ હોમાય છે; અને તે નવા પ્રકાશનો લાભ લેવો તો કોરાણે રહ્યો, પણ ઉલટા તેઓ પોતાના બાપદાદાથી મળેલા સ્વત્વરૂપ ખોળિયાને પણ ખુવે છે.

નવી મિથ્યાપ્રવૃત્તિ અને ભ્રષ્ટતારૂપ માલ ખપાવવા બહાર પડેલા વેપારીઓ નવા જમાનાના ઉછરતા માણસોને તે નવી મિથ્યા પ્રવૃત્તિ અને ભ્રષ્ટતા ઉપર મોહ ઉપજાવવાને માટે એક એવા પ્રકારની લાલચ આગળ ધરે છે કે, તેઓ કાચી મતિનાં માણસોને અથવા તો ઉંડા ઉતરી તપાસ કરવાની જેમને ટેવ અથવા અવકાશ નથી તેમને પરોપકારનાં અનાથાશ્રમો જેવાં કમઠાણો અથવા વિદ્યા કે કળવણીની સંસ્થાઓ ઉપાડી એમ બતાવે છે કેઃ—" અમે દેશનું અને લોકનું કલ્યાણ કરીએ છિએ, અને વિદ્યા તથા કેળવણીનો પ્રસાર કરીએ છીએ." આથી નવા યુવાનો કે જેઓને બીજી પ્રજાઓની દેખાદેખીથી દેશોદયની ઇચ્છા ઉપજી આવી છે, પણ જેઓનું પોતાના પ્રજાત્વના પાયા ઉપર ટકી રહેલા જેટલો સ્વધર્મનો આગ્રહ નિભે એટલું પુણ્ય નથી, તેઓ તો પાંચ પચીસ ઢેડાંનાં છોકરાંની વિદ્યાશાળા જુએ અથવા તો પાંચ પચીસ દ્વિજાતિ હિંદુઓના છોકરાઓના ભેગો એક અંત્યજ જુએ, એટલે એમ જાણે જે ફલાણા મહાન્ દેશભક્તે કે લોકસેવકે કેળવણી વિદ્યા અને દેશ તથા લોકની પણ મહાન્ સેવા બજાવવા માંડી છે!!! આવા વ્યામોહમાં નવા યુવાનો અને પાકી ઉમરના કોઇ કોઇ પાગલો પણ વ્યામોહના વહેળાના વમળને વશ થઇ મરજીમાં આવે તેમ બોલે છે અને લખે છે. સનાતનહિંદુઓનો ઘણો

મોટો ભાગ જે અનેક સંજોગોને લેઇને અભણ દશામાં અથવા તો દેશસ્થિતિ અને દેશવૃત્તથી અજાણી દશામાં પોતાના દિવસો કાઢે છે, છતાં પણ જેઓ પોતાની ગરીબમાં ગરીબ સ્થિતિમાં પણ પરોપકાર અને વિદ્યાને નામે પોતાની મહામહેનતે રળેલી દમડીને પણ પોતાને આંગણે અથવા પોતાની આગળ માગનારને આપવા તૈયાર રહેવામાં પોતાનું સનાતનહિંદુત્વ હજુ સમજે છે; તેઓનેજ પરોપકાર વેદપ્રચાર અને વિદ્યાપ્રસારનાં ધર્માદાને નામે બેશરમપણે ઠગીને તેજ પૈસાથી સનાતનહિંદુધર્મનું ખુન કરવાનાં હથિયારો જેવી સંસ્થાઓ ઉભી કરનારાઓ પોતાની મૂછો મરડે છે ! અને પરદુઃખભંજન તરીકે પોતાને ગવરાવે છે ! પરંતુ એ હવે ક્યાં સુધી નભશે ? અને જ્યારે પ્રજા આ ધૂર્તતા અથવા ઠગાઇનો ભેદ સંપૂર્ણ રીત્યે જાણશે, ત્યારે તેના પરિણામમાં એવી શઠતા કરનારાઓ પ્રત્યે સનાતની હિંદુઓનો દ્વેષાગ્નિ કેવો પ્રબળપણે સળગશે ? અને તેનાં કેવાં નઠારાં પરિણામ આવવાનો સંભવ રહે છે ? તે પૂર્વે યુરોપખંડના રણક્ષેત્રમાં થયેલા ધર્મવિગ્રહો ( પ્રોટેસ્ટંટ અને કેથોલિક ખ્રીસ્તીઓ વચ્ચે થયેલા વિગ્રહો )નું સ્વરૂપ જાણનાર તરીકે હું મનુષ્યજાતિની અનુકંપા ખાઇને કહું છું કે, કેળવણી અને પદવીના મદથી છકેલા એ ફંડો ઉઘરાવનારાઓને પરમેશ્વર સન્મતિ આપે, અને તેઓ સનાતની હિન્દુઓના ટ્રસ્ટીઓ તરીકેજ સનાતનીઓના પૈસા વાપરે; પણ સનાતન હિંદુધર્મનો નાશ કરવામાં એ પૈસા વાપરે નહિ. છતાં પણ જ્યાં લગી એ ધર્મધ્વજ મહાપુરૂષોને એવી સન્મતિ પ્રાપ્ત ન થાય, ત્યાં લગી તેમની સેતાની પ્રતારણામાં જે ગુપ્ત વિષ રહેલું છે તેને ખુલ્લું પાડી સનાતની હિંદુઓને સાવધ કરવામાં જે કોઇ પોતાનો અવાજ ઉઠાવે, તે પણ પોતાનો સ્વધર્મજ બજાવે છે એમ મનાવુંજ જોઇએ.

પૈસા ત્રણ ધૂતારાની પંચતંત્રમાં આવેલી વાર્તા પ્રમાણે ઠગાઇ ચલાવનારાઓને ઉઘાડા પાડવા હરકોઇ સનાતનપક્ષના લેખકોને સંતત પ્રવૃત્ત રહેવા, મારી નમ્ર પણ આગ્રહપૂર્વક ઘણાજ આતુર અને ઉચ્ચ સ્વરે વિનંતી છે. આમાં કોઇ પણ પ્રકારે મિથ્યા સભ્યતા કે વિનયને કે લાગવગને કે શરમાશરમીને કે ઉપેક્ષાને આશ્રય આપવો, એ એક આત્મઘાત ધર્મઘાત અને લોકઘાત કરવા બરોબર છે. અને સનાતની વ્યાખ્યાતાઓએ પણ એજ પ્રમાણે નિઃસંકોચપણે પ્રવૃત્તિ કરવી, તેમજ સર્વ સનાતની હિંદુઓ જેઓ આ બાબત લખાણ અથવા વ્યાખ્યાનોથી કામ કરી જાણે, તેઓએ પોતાના સંબંધમાં આવતા સર્વ હિન્દુ ભાઇઓને આપણા ઉપર ચાલતી આવી ઠગાઇઓથી ખબરદાર કરી ચેતાવવા કે—અનાથાશ્રમો અને પાઠશાળાઓ અને ગુરૂકુલોને નામે તેઓના પૈસા સનાતન હિંદુધર્મનો નાશ કરી સનાતન હિંદુધર્મી પ્રજાનો વિનાશ કરવામાં જાય નહિ; આ પણ એક વિચારશીલ સનાતની હિંદુઓનું મુખ્ય મુદ્દાનું કર્તવ્ય છે આ કર્તવ્ય બજાવનારાઓને સનાતનધર્મના શત્રુઓ જાહેર ઉદારતામાં આડી ભીંત ઘાલનાર ડખલ કરનાર પાપીઓ વગેરે કહીને ફજેત કરશે, તેઓના ઉપર સરસિક્કારશે અને સત્તાધીશોનાં દબાણ લાવશે અને હરેક સાધન તેમને આમા પક્ષની ઠગાઇઓ ઉઘાડી પાડતાં અટકાવવાને સારૂ વાપરશે. પણ **स्वधर्मे निधनं श्रेयः** અને **न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः** એ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર અને રાજર્ષિપ્રવર શ્રીભર્તૃહરિનાં વાક્યો યાદ રાખી સનાતનધર્મના શત્રુઓની ઠગબાજીઓ ઉઘાડી પાડવી, કે સનાતનધર્મનાજ ધનને સનાતન ધર્મના નાશ માટે શત્રુઓ હથિયાર તરીકે વાપરી શકેજ નહિ.

વિદ્યાવૃદ્ધિ અને દેશોદય કરવાનો જે ડોળ સનાતનહિંદુધર્મના વિરોધીઓ હચોક બતાવે છે, તે કેવળ પોકળ અને દંભ માત્ર છે. તેમની શાળાઓમાં કે સંસ્થાઓમાં ભણતા અથવા

ભણેલાં છોકરાઓ નામદાર બ્રિટિશ સરકારની સ્થાપેલી શાળાઓ કરતાં વધારે સત્વશાલી કોઇ પણ રીત્યે અને કોઇ પણ સ્થળે જણાતા નથી. હાં, તેઓનામાં કદ એટલું વધારે જણાઇ આવશે કેઃ—હિંદુપ્રજાના મોટા ભાગનાં વિચારોથી વિરૂદ્ધ તોફાન મચાવી પોતાનો હઠાગ્રહ પ્રદર્શિત કરવાનો દુરાગ્રહ તેઓ પકડી રાખશે. આવાં માણસો આપણા સનાતનહિંદુઓની સંસ્થાઓમાં રહીને ક્ષોભ કરે, તો તેઓને આપણી સંસ્થાઓમાંથી તત્કાળજ દૂર કરવા અને તેમાં કોઈ પણ પ્રકારનો સગાઇસોદરાઇનો કે સંબંધનો વિચાર જરાયે આડે આવવા દેવો નહિ; કાંતો ધર્મ સાથે સગાઇ રાખી શકાય કે કાંતો સગાંને વળગી રહેવાય. પણ જ્યાં સગાં અને ધર્મ બંનેની એક બીજા સાથે વિરૂદ્ધતા થાય, ત્યાં ધર્મપ્રિય સજ્જનો સગાંનો પક્ષ છોડી ધર્મનોજ પક્ષ લે; જે દેશમાં અને જે પ્રજામાં આવા દૃઢ ધર્માગ્રહી માણસો હોય છે, તેજ દેશ અને પ્રજાનો આ લોકમાં અને પરલોકમાં જય થાય છે. આખા મહાભારત જેવા સદોદિત સૂર્ય જેવા મહાન્ ગ્રંથનો છેલ્લો સારરૂપ શ્લોક એ છે કેઃ—

न जातु कामान्न भयान्न लोभात् । धर्मं त्यजेज्जीवितस्याऽपि हेतोः ॥

અર્થાત્ કામથી કે ભયથી કે લોભથી તથા જીવની પણ ખાતર મનુષ્યે ધર્મને ત્યજવો નહિ.

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ । विमुखा बांधवा यान्ति धर्मस्तमनुगच्छति ॥

અર્થાત્ મરેલા શરીરને લાકડાના કકડાની પેઠે અને માટીના ઢેફાની પેઠે પૃથ્વી ઉપર ફેંકી દેઇને બંધુઓ-સગાંઓ મુંહ ફેરવીને ચાલ્યાં જાય છે, પણ એકલો ધર્મજ જીવની પાછળ જાય છે. અર્થાત્ જીવનો સાચો સંગી તો ધર્મજ છે, જીવનો સાચો સગો બીજો કોઇ પણ નથી. છતાં પણ કેટલાક મિથ્યા મમતથી કે કન્યાની લાલચે કે પૈસાને લોભે કે કોઇના દબાણથી ધર્મવિરૂદ્ધ વર્ત્તનારાઓનો નાતમાં કે સંસ્થામાં પક્ષ લેઇને ધર્મને હણે છે અથવા ધર્મનો અંગભંગ કરે છે. આ પાપનું ફળ લોકોમાં પાપની પ્રવૃત્તિ અને એવા અધર્મનો પક્ષ લેનારને પરલોકમાં ઘોર નરકયાતના છે. માટે આ વર્ત્તમાન સમયમાં વિચારશીલ સનાતની હિંદુસંતાનોની તો એજ ફરજ છે કે, ધર્મની સામે માથું ઉંચકનારને જે વખતે જ્ઞાતિ કે કોઇ ધાર્મિક સંસ્થા બહિષ્કાર કે શિક્ષા કરે, તે વખતે કોઇપણ કારણથી એવા ઉત્પથગામીનો પક્ષ ન લેતાં, ધર્મરક્ષા કરનાર જ્ઞાતિનો અને ધાર્મિક સંસ્થાનોજ પક્ષ સર્વદા લેવો; આ પણ સનાતની હિંદુઓનું અત્યંત જરૂરનું મુખ્ય કર્ત્તવ્ય છે.

આ ઉપરાંત એક કર્ત્તવ્યઃ—ભવિષ્યના જમાનાને તેમજ ઉગતા છોકરાઓને ધર્માભાસથી વાળાવંટયા અને વટલ્યાઓના હાથમાં ફસાતા અટકાવવાને માટે નીચે પ્રમાણે પગલાં ભરવાં એ પુખ્ત અને મોભાદાર સનાતની વિચારશીલ હિંદુઓનું એક અનિવાર્ય કર્ત્તવ્ય છે. જો આ મુખ્ય કર્ત્તવ્ય એ પુખ્ત અને મોભાદાર સનાતની હિંદુઓ નહિ બજાવે, તો તેઓ ગમે તેવાં ધર્માચરણ કરતા હશે, રાત્રીદિવસ આચમની અને ગૌમુખી હાથમાંથી હેઠી નહિ મૂકતા હોય, અથવા બ્રહ્મજ્ઞાનની અને યોગની વાતોનાં ગપ્પાં ઢરડ પેઠે હોકયાજ કરતા હશે, ફલાણા મહાતમા અને ઢીંકણા મહાતમાના મહિમાની વાતો પહોળાં મોંઢાં કરીને કરતા હશે, કપાળમાં કેસર અને કંકુનાં મોટાં તિલકો કરતા હશે અને હાઉકો વેશ રાખીને ધર્મનિષ્ટ તરીકે ફરતા અને ફરતા હશે, તથા ગળામાં નાની મોટી રુદ્રાક્ષ

કે તુલસીની કંઠીઓ-માળાઓ બાંધતા હશે, તો પણ તેઓનો મોક્ષ કે ઉત્તમગતિ કોઇ પણ રીત્યે, કોટિયુગે થવાનાં નથી. કાયરતા ભરેલું ચારિત્ર્ય અને પ્રમાદ ભરેલો ધર્માચાર એ એકલપેટી ધર્મબુદ્ધિનાં સંતાન છે, અને એવા એકલપેટા ધર્મનું આચરણ કરવાથીજ જો કાંઇ પણ પુણ્ય થતું હોય તો તે પુણ્ય ધૂળ ઉપરના લીંપણ જેવું છે, અને પરિણામે લોકસંગ્રહ અથવા લોકમર્યાદાસ્થાપન રૂપ ધર્મરક્ષાના કામમાં ઉપયોગી ન થઇ પડે એવાં ધર્મકર્મ તો પાછલા જમાનાને કાંઇ પણ ધર્મપ્રવૃત્તિમાં દૃઢ સ્થાપવાને કે દૃઢ રાખવાને કદી સમર્થ થઇ શકતાં નથી. તેથી પાછલી સઘળી પ્રજાનો નિપાત થઇ મહાપાપની ઉત્પત્તિ થાય છે. અને શ્રીકૃષ્ણપરમાત્મા આગળ પરમભક્ત શ્રીઅર્જુને વિશ્વવિખ્યાત ગીતાશાસ્ત્રમાં અધ્યાય ૧ લાના શ્લોક ૪૦-૪૧ માં ગાજીવગાડીને જાહેર કરેલું છે કે:—

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः । स्त्रीषु दुष्टासु वार्ष्णेय
जायते वर्णसंकरः ॥ संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च। इत्यादि०

અર્થ:—હે વૃષ્ણિકુલોત્પન્ન શ્રીકૃષ્ણ ! અધર્મની ઉત્પત્તિથી કુલની સ્ત્રીઓ દુરાચરણીદૂષિત આચરણવાળી થાય છે, ત્યારે તેની શિયળભંગ કરી ભ્રષ્ટ થયેલી સ્ત્રીઓમાં વર્ણસંકર પ્રજા થાય છે, અને વર્ણસંકર સંતતિ તે કુલનો નાશ કરનારાઓને તેમજ તે વર્ણસંકરના પોતાના કુલને પણ નરકની પ્રાપ્તિ કરાવે છે.

હે સનાતનહિંદુધર્મના અગ્રણીઓ ! સંક્ષેપમાં અત્રે હું આપનાનું ધ્યાન ખેંચવા સપ્રેમ વિનંતી કરૂં છું કે—હાલના મર્યાદાચ્છેદક વિદ્યોન્મત્ત પ્રજ્ઞાવાદીઓના સુધારા (!) ના વિચારોઆચારોના લશ્કરમાં મુખ્ય ઝુંડો સ્ત્રીશિક્ષણ અને સ્ત્રીઉન્નતિના **મિથ્યાભાસનો** છદ્મવેશે આપની નજરે પ્રસિદ્ધપણે ફરકતો શું નથી જણાતો કે ? એ ઝુંડાની સ્વચ્છંદી છાયામાં શાસ્ત્રનાં વાક્યોનો શિષ્ટાચાર અને મીમાંસા વિરૂદ્ધ કુતર્કમય અર્થ કરી સ્ત્રીઓનાં ચારિત્ર્યનો નિપાત કરવાનાં બીજ ખુલ્લી રીત્યે વાવવામાં આવતાં નથી કે ? એ સ્વચ્છંદના પરિણામે સ્ત્રીઓની ભ્રષ્ટતા અને વર્ણસંકરોની ઉત્પત્તિ થવા જેવા પ્રસંગો ઉપજતા સુધારાની ઉછરતી વયમાંજ ક્ષય રૂપે દૃષ્ટિગોચર નથી થયા કે ? સંઘની, વ્યક્તિયો ઉપર હુમલા કરે છે, એવો મારા પ્રતિપક્ષી સુધારકમન્યો અને આર્યમન્યોના હિચકારા બચાવને અળગો કરીને જો આપ સુધારાને નામે ચાલતી વિવિધ પ્રવૃત્તિયો જોશો, તો આપને સાફ માલમ પડશે-આપના અંતઃકરણમાં ખાતરી થશે કે-વર્ણસંકરોની ઉત્પત્તિ થવાનાં કારખાનાં શરૂ થઈ ગયાં છે; અને તેમાં શ્રીમાન્ ધીમાન્ વગેરે અનેક વિશેષણોવાળા અને સનાતનહિંદુધર્મમાં પણ પગ રાખવાનો દાવો કરનારાઓ પણ મિથ્યા સભ્યતા અને મિથ્યામાનાભિલાષના પાશમાં ફસીને કુસંગના પ્રભાવે ભદ્રંભદ્રમાંથી નિકળી **ભ્રમણચંદ્ર** થવા જતાં અધવચમાં જ **ભ્રમણભદ્ર** બનેલા છે. તેથી સનાતની પ્રજા અને સનાતનધર્મની આ સ્થિતિને સુધારવાનો કાંઇ નહિ તો પોતાથી બનતો પ્રયત્ન ખળાઇને ખશેડીને કરવાનું કર્તવ્ય દરેક સનાતનીનું છે. તેમાં પણ વિશેષે કરીને કોઇ પણ અંશે લોકનાયકપણું જેઓને પરમેશ્વરની કૃપાથી પ્રાપ્ત છે, તેવા સનાતની પુખ્ત અને માન્ય હિંદુઓનું તો ખાસ છે. આ કર્તવ્ય બજાવવામાં સનાતનીઓમાં કાયર અને તેથીજ ધર્મના રણક્ષેત્રમાં પુંઠ બતાવી નરક પ્રતિ પલાયન કરનારાઓને એક ધૂતારી વ્યક્તિએ શાસ્ત્રનાં વાક્યને પોતાની મતલબથી અવળા અર્થમાં તેમને સમજાવેલું છે-અથવા કર્ણોપકર્ણ તેઓના મગજમાં

પેસાડેલું છે-તેનેજ તેઓ આગળ કરે છે. તેઓ પોતાના ફુટેલા લમણા ઉપર પોતાના હાથ મુકીને ડુસકાં ભરતી ડોસીની પેઠે રડતાંરડતાં બોલે છે કેઃ-"ભાઇ ! આ કલિયુગનો સમય છે અને તેમાં ભગવાનની ઇચ્છા વિરૂદ્ધ હવે આપણે શું ફાવવાના હતા ? આપણે આપણી મેળે ધર્મને વળગી રહીએ એટલુંજ બસ છે ! ! ! " પરંતુ હું નમ્રતા પૂર્વક નિવેદન કરવા માગું છું કે-એ પ્રમાણે ધરડાપો કરવો એજ સાક્ષાત્ કળિયુગ છેઃ—

પુરૂષ અને પ્રકૃતિના સંકેતથી કલિનાં જે લક્ષણ છે તે કલિયુગમાં પ્રબળપણે પ્રવર્ત્તે, તેથી સનાતનધર્મનું રક્ષણ કરવાનો પ્રયત્ન પણ સહુએ છોડી દેવો, એવો આશય કે ઉપદેશ કોઇ પણ શાસ્ત્રનો નથી. ઉલટી કલિમાં સનાતનહિંદુધર્મની વિરલતા અને કઠિનતાના ઉદ્ઘોષથી શાસ્ત્રો એમજ સૂચવે છે કેઃ—કલિયુગમાં સનાતનહિંદુધર્મના રક્ષણને માટે ઘણો ભારે પ્રયાસ કરવો જોઇએ, અને જેમ કઠણ કાર્ય ઘણે પ્રયાસે સિદ્ધ કરનાર વધારે પ્રશંસાપાત્ર થાય છે, તેમજ જેઓ આ યુગના પ્રમાણમાં જોઇતો અધિકતર પ્રયાસ અથવા પ્રયત્ન સનાતનધર્મના રક્ષણ માટે કરશે; તેઓ પરમેશ્વરની અધિક કૃપાને પાત્ર થશે. યદ્યપિ તેઓ કદાચ શ્રીસનાતનહિંદુધર્મના રક્ષણમાં પરિસ્થિતિને લીધે ફતેહ 'નહિ' પામે, તો પણ ધર્મના ધણી પરમેશ્વર એવી પ્રતિકૂલ અવસ્થામાં પણ પ્રયત્ન કરનાર ધર્મવીરના ઉપર જરૂર પ્રસન્ન થશે. તેથી કલિયુગ જેવા હાલના અધર્મપ્રધાન સમયમાં પણ શ્રીસનાતન હિંદુધર્મ જેવા સર્વાંગે નિર્દોષ અને સર્વ પ્રકારે સંપૂર્ણ ધર્મના રક્ષણમાં પ્રવૃત્ત થવું, અને સર્વ પ્રકારનો ભોગ આપવો, એ વિચારશીલ સનાતનની હિંદુઓનું તો મુખ્ય કર્ત્તવ્ય છે.

વળી કલિયુગમાં બીજી પ્રજાઓનું ગમે તેમ થાય તે હું કહી શકતો નથી, તો પણ ભારતવર્ષવાસી પ્રજા અને તેમાં પણ નૈમિષારણ્યવાસી પ્રજા-તે તો શ્રીસનાતનહિંદુધર્મનાં બીજ જેવાં ને તેવાં કાયમ રાખી યુગાન્ત લગી સનાતની હિંદુઓ તરીકે રહેવાની છે,'અને આવતી પ્રલય પછીની આરંભક સૃષ્ટિના મૂળ તરીકે વિરાજવાની છે. તેથી કોઈ પણ પ્રકારનો સંશય કે ભય નહિ રાખતાં સાચાં હિંદુસંતાનોએ તો કમર કસી સનાતનહિંદુધર્મના રક્ષણ માટે સંતત તત્પર રહેવું જોઇએ.

સનાતનહિંદુધર્મના રક્ષણને માટે નીચે પ્રમાણે પગલાં ભરવાની આ વર્તમાન સમયમાં ખાસ જરૂર છે-તે હું જણાવું તે પહેલાં ઘણાક હિંદુ ભાઇઓ મને એમજ કહેશે કે,' એ કામ તો આચાર્યોનું અને ધર્મગુરૂઓનું છે, તેમાં આપણે સર્વે સાધારણોએ શા માટે માથું મારવું જોઇએ ? તેઓને સંક્ષેપમાં અત્રે હું એટલુંજ જણાવું છું કે, જ્યારે ચોરોની ધાડ પડે ત્યારે વળાવા, ચોકીદાર, સગાંવહાલાં, મિત્રો અને આડોશીપાડોશી, તથા રસ્તે જનાર સજ્જનો, તેમજ સરકારી નોકર, તથા માલધણીઓ-એ સર્વેએ મળીને મિલકતને ચોરાઇ જતી અને લુંટાઇ જતી અટકાવવી જોઇએ. ખાસ ધર્મના રખવાળો તરીકે જાગિર અને વતન ભોગવનારાઓના સંબંધે આગળ કોઇવાર યોગ્ય પ્રસંગે હું લખીશ. પણ અત્યારે તો આટલુંજ કહીને હું સંતોષ માનું છું કે, આ સમયમાં સનાતનહિંદુધર્મનું રક્ષણ ત્યારેજ થશે કે સર્વ સાધારણ જનો મળીને પોતાની પંચની શક્તિથી અથવા સંઘની શક્તિથી કરશે; નહિંતર આ સનાતનહિંદુધર્મનું રક્ષણ બીજા કોઇથી અથવા બીજી રીતે થઈ શકે તેમ નથી: આ વાત સદા આપણે આપણી નજર આગળ નિરંતર રાખવા જેવી છે, અને તેને આપણે એકક્ષણભર પણ આપણા અંતઃકરણથી જરાયે અળગી થવા દેવી જોઇએ નહિ.

ધર્મનું રક્ષણ કરવાને હાલમાં જે ઉપાયો લેવાના છે, તે ઉપાયોમાંનો મુખ્ય તો એજ ઉપાય છે કે-દાન એ સર્વ ધર્મના પ્રાણરૂપ છે. આપણા સર્વ સનાતની હિંદુભાઇઓની દયાની વૃત્તિ તથા દાન કરવાની વૃત્તિ ઘણીજ પ્રબળ અને સ્વાભાવિક છે. કુદરતે આપણા પવિત્ર ભારતવર્ષને પ્રાણયાત્રાનાં સાધનોથી ઘટિત રીતે સુખી કરેલો છે. આપણામાં દાન કરવાનો ઉત્સાહ ઇતર પ્રજાઓના પ્રમાણમાં ઘણો સારો છે; જાતે તગી વેઠીને પણ દાન કરવું-એમાં આપણા લોકો જે પુણ્ય માને છે, તેવું બીજી પ્રજાઓમાં ભાગ્યેજ માલમ પડે છે. આ દાનની પદ્ધતિમાં કાંઇક જ્ઞાન અને વિવેકથી વર્તવામાં આવે, તો તે આ ધર્મરક્ષણનો એવો તો સારો ઉપાય થઇ પડે કે તેમાં ઇતર સર્વ ઉપાયોનો સમાવેશ થઈ જાય તેમ છે.

વચગાળેના સમયમાં આપણાં ધર્મનાં ધામો તે એકલાં ધર્મનાંજ ધામો તરીકે થઈ પડયાં. અને આપણી દાનની પ્રણાલિકાઓમાં પણ કેવળ ધર્મનોજ વિચાર પ્રધાનપણે વર્તવા લાગ્યો, અને વિલાસ બધી વિચારને આપણી ધાર્મિક સંસ્થામાંથી દેશવટો દેવામાં આવ્યો. તેમા પણ વ્યવહારસિદ્ધિની વિદ્યાને તો લૌકિક સ્વરૂપની ગણીને તેને ધાર્મિક સંસ્થાઓમાંથી વેગળી કરવામાં આવી તેના જે પરિણામો આપણી પડતીને રૂપે આવીને આપણી આગળ રજુ થયા છે, તે આપણે અનુભવીએ છિયે. વ્યાવહારિક વિદ્યા અને પારમાર્થિક વિદ્યાને આપણા લોકો એક બીજાની હમેશની વિરોધી માની બેઠા, અને શાસ્ત્રોનાં અને સત્પુરુષોનાં વાક્યોનો ખરો અર્થ સમજ્યા વિના અધઃપતનને પામ્યા. મનુષ્યજાતિના સ્વભાવ પ્રમાણે-અરે જીવમાત્રના સ્વભાવ પ્રમાણે જે વસ્તુની અછત હોય છે, તે વસ્તુ ઉપર જીવોને ઘણો મોહ થાય છે. આ સ્વાભાવિક નિયમ પ્રમાણે આપણા દેશના લોકોને આપણી વ્યાવહારિક કેળવણી અળપાઈ ગયેલી જોઇને વ્યાવહારિક કેળવણી ઉપર ઘણોજ મોહ થયો. તે મોહ વધી વધીને એટલો બધો આગળ દોડી ગયો કે-આપણામાં દયાનંદ, વિવેકાનંદ અને તેમના જેવા ઇતર લોલુપ જીવોએ ધર્મને કેવળ ગૌણ પદ આપ્યુ, અને ધર્મને તો એક માત્ર બહાના તરીકેજ રાખ્યો; અને વાસ્તવ ધર્મત્વ વિનાની ધર્મસંસ્થાઓ ઉભી કરી. આ ધાર્મિક અંધાધુંધીના સમયમા અમારા શ્રેયસાધકોના આદ્ય આચાર્ય **શ્રીમન્નૃસિંહાચાર્ય** ભગવાનેજ શ્રીસનાતનહિંદુધર્મના જીવરૂપ સિદ્ધાન્તો દુંદુભીની ગર્જના સાથે જણાવ્યા—" **વ્યવહારસાધકવિદ્યા એ પરમાર્થસાધકવિદ્યાનું પ્રથમ સોપાન છે, અને પરમાર્થસાધકવિદ્યા એ પરમાર્થસિદ્ધિનું સાધન અને સામગ્રી છે.** " જીવદશામાં વ્યવહાર એ પરમાર્થબીજ છે. પરમાર્થ વિનાનો વ્યવહાર વાંઝીઆ ડોબા જેવો છે. વ્યવહારમાં જેઓ આદિથી તે અંત લગી પથ્થરના ભમરડા જેવા હોય છે, તેવા જીવો કદી પણ પરમાર્થ સિદ્ધ કરી શકતાજ નથી. વ્યવહાર અને પરમાર્થનો આવો સાધકદશાનો સંબંધ શ્રેયસાધકોને અને તેઓ દ્વારા સમગ્ર સનાતની હિંદુપ્રજાને યાદ દેવરાવવો-એજ શ્રીમન્નૃસિંહાચાર્ય ભગવાનના અવતારનો સંકેત હતો, અને તેજ તેમણે પોતાના લેખો અને વચનામૃતમાં જોઇએ તેવી રીતે અને જોઇએ તેટલે અંશે અમલમાં મૂક્યો છે. તેનીજ સાથે પરમાર્થને અને પારમાર્થિક વિદ્યાને અનુકૂળ વ્યવહાર અને વ્યાવહારિક વિદ્યા કેવા પ્રકારનાં હોવાં જોઇએ, તે પણ ધર્મશાસ્ત્રો અને શિષ્ટાચારને અનુકૂલ મર્યાદાસ્થાપક સિદ્ધાન્તોમાં અતિ ઉત્તમ પ્રકારે સમજાવ્યું છે; અને તે સર્વના તાત્પર્ય રૂપે સનાતનહિંદુઓનું ધર્મરક્ષા સંબંધે પ્રથમ કર્ત્તવ્ય એ સિદ્ધ થાય છે કે:- ધર્મનીજ સંસ્થાઓ સ્થાપી તેમાં ધર્મનાજ

# મૂર્ત્તિપૂજાનું પ્રાચીનત્વ.

કવિવર શ્રીકાલિદાસને થઇ ગયે બે હજાર વર્ષ થયાં છે- એ વાત વિદ્વન્માન્ય છે. બે હજાર વર્ષ પહેલાં મૂર્તિપૂજા હતી અને કવીશ્વર પોતે મૂર્તિપૂજક હતા, એમ તેમની કૃતિઓમાંથી નીકળતા ભાવથીજ સુસિદ્ધ થાય છે. ઉજ્જયનીમાં શ્રીમહાકાલેશ્વરનું દેવાલય કવિ શ્રીકાલિદાસની પહેલાનું અસ્તિત્વ ધરાવે છે, એટલે તે દેવાલયની ઉત્પત્તિને બે હજાર કરતાં પણ વધારે વર્ષો થયા છે, તેનાં પ્રમાણો નીચે આપ્યાં છે:—

" वाह्योद्यान स्थित हरशिरश्चन्द्रिका धौतहर्म्या" पूर्वमेघ. श्लोक ॥ ७ ॥

આ પૂર્વમેઘના સપ્તમ શ્લોકની ચતુર્થ લીટીમાં અલકાપુરીના બાહ્યોદ્યાનમાં જે શંકરના સ્થાનનો ઉલ્લેખ છે, તેજ શંકરનું સ્થાન તે શ્રીમહાકાલેશ્વરનું દેવાલય છે. તેનું ૩૩ અને ૩૪મા શ્લોકમાં સ્પષ્ટીકરણ પણ કરેલ છે.

भर्तुः कण्ठच्छविरिति गैणः सादरं वीक्ष्यमाणः।
पुण्यं यायास्त्रिभुवन गुरोर्धाम चण्डीश्वरस्य ॥ श्लोक ३३ ॥
अप्यन्यस्मिञ्जलधर महाकालमासाद्य काले।
स्थातव्यं ते नयन विषयं यावदत्येति भानुः॥
कुर्वन्सन्ध्या वलिपटहतां शूलिनः श्लाघनीया-
मामन्द्राणां फलमविकलं लप्स्यसे गर्जितानाम् ॥ श्लोक ३४ ॥

પૂર્વમેઘના સાતમા શ્લોકમાં જે શંકરના સ્થાનનો ઉલ્લેખ કર્યો છે, તથા ૩૩મા શ્લોકમાં જે ચંડીશ્વરનું સ્થાન બતાવ્યું છે, તેજ શ્રીમહાકાલેશ્વરનું પવિત્ર ધામ છે—એવો ૩૪મા શ્લોકમાંથી ભાવ નીકળે છે. યક્ષના મુખથી મેઘને પૂજા વખતે અવાજ કરવાનું કાર્ય કરવું શ્લાઘનીય છે, એમ જે ઉપદેશ કર્યો; તેથી પણ સિદ્ધ થાય છે કે કવીશ્વર શ્રીકાલિદાસ શ્રીમહાકાલેશ્વરના પરમભક્ત હોવા જોઇએ. વળી રઘુવંશના ષષ્ઠ સર્ગના ૩૪ મા શ્લોકમાં પણ શ્રીમહાકાલેશ્વરનો ઉલ્લેખ કવિરાજે કર્યો છે.

असौ महाकालनिकेतनस्य वसन्नदूरे किल चन्द्रमौलेः।
तमिस्र पक्षेऽपि सहप्रियाभिर्ज्योत्स्नावतो निर्विशति प्रदीपान् ॥

કાલિદાસના મેઘદૂત અને સદાશિવવાકસકર એ નામના લેખ ઉપરથી ઉપરના શ્લોકમાં હરશિરસ્થ ચન્દ્રજ્યોત્સ્નાનું વર્ણન આપેલું છે.

" आलोके ते निपतति पुरा सा बलिव्याकुलावा "

અહિં બલિવ્યાકુલાનો અર્થ દેવતારાધન થાય છે, એટલે કવીશ્વરના વખતમાં દેવતારાધન મૂર્તિપૂજા પ્રચલિત હોવીજ જોઇએ.

આ ઉપરથી જ સિદ્ધ થાય છે કે, કાલિદાસના પહેલાંજ શ્રીમહાકાલેશ્વરની સ્થાપના થએલી છે; અને કાલિદાસ પોતે શ્રીમહાકાલેશ્વરના અનન્યભક્ત હતા; એ પૂર્વમેઘના ૩૪-૩૫-૩૬ શ્લોકથી સાફ જણાય છે. કવીશ્વર શ્રીકાલિદાસે દરેક પુસ્તકની શરૂઆતમાં શિવની સ્તુતિ કરીને ગ્રન્થારંભ કરેલો છે; એટલે બે હજાર વર્ષ પહેલાં પણ મૂર્તિપૂજાનો પ્રચાર તો હતો જ.

એ સિવાય બોધાયનસૂત્રમાં (ઇ. સ. પૂર્વે ૧૦૦૦વર્ષ પહેલાં) **"દેવની પૂજા કેવી રીતે કરવી ?"** એ વિષય ઉપર તો સ્વતંત્ર અધ્યાય છે. વળી શ્રીપાણિનીના સૂત્રમાં પણ વાસુદેવ અને અર્જુનની નારાયણ અને નરને રૂપે પૂજા કરવા વાળા લોકો હતા, એ વાર્તાનું પ્રતિપાદન કરેલું છે. એ ઉપરથી ત્રણ હજાર વર્ષ પહેલાં પણ મૂર્તિપૂજા તો હતીજ એવું સિદ્ધ થાય છે. જાવાબેટમાં પ્રાચીનકાળનાં મંદિરો તથા મૂર્તિઓ મળી આવે છે, એટલે મૂર્તિપૂજા તો અનાદિ કાળથી જ છે. શુક્લયજુર્વેદ અને શતપથબ્રાહ્મણનો પણ મૂર્તિપૂજાને આધાર છે. તેમજ રામાયણ અને મહાભારતમાંથી પણ મૂર્તિપૂજાપ્રતિપાદક અનેક પ્રમાણો મળી આવેછે, છતાં હાલ ૩૦-૪૦ વર્ષથી પોતાને સુધારક અને આર્યજન્યમાં ખપાવતા મોહમુગ્ધ જનસમૂહના સમાજો મૂર્તિપૂજાનો નિષેધ કરે છે, અને મૂર્તિપૂજાને તો પ્રાચીન નહિ પણ અર્વાચીન હોવાના ફડાકા અને તડાકા મારી નિરંજન નિરાકાર પરમેશ્વરની ઉપાસના ભક્તિ અને સેવા કરવાનો ખોટો ઘમંડ રાખી ભારે હલામણો કરે છે; પણ તેઓનો મિથ્યાવાદ તો તદ્દન નાપાયાદાર અને ખોટો સિદ્ધ થઇ ચુકેલોજ છે.

The earliest known authentic reference to Kalidas is in the inscription dated 556 Saka or 634 A. D. in which he and Bharvi are spoken of as renowned poets.

He seems to be a devoted worshipper of Shiva & his wife Parvati as will be apparent from his invoking those deities at the commencement of most of his works.

પ્રતિપક્ષીઓ મૂર્તિપૂજા પાછળથી ૧૦૦૦-૧૨૦૦ વર્ષથી પ્રચલિત થવાની વાહિયાત વાતો કરે છે, પણ તેઓ જે અષ્ટાધ્યાયી વ્યાકરણને માનનિય ગણે છે, તેના રચનાર શ્રીપાણિનીમુનિનાં પ્રતિમાપૂજાપ્રતિપાદક સૂત્રો શા માટે નથી ગાનતા ? વળી કવિકુલગુરૂ શ્રીકાલિદાસની કાવ્યકૃતિ અને ચમત્કૃતિથી વિશ્વના ઘણા વિદ્વાનો વિમોહિત થયેલા છે, તે કવિવર કાલિદાસના મેઘદૂત અને રઘુવંશનાં અનેક પ્રમાણોથી પણ મૂર્તિપૂજા ઘણી પુરાતનકાલિન હોવાનું સિદ્ધ થાય છે. કાલિદાસનો મેઘદૂત અને સદાશિવ વાકસકર નામના લેખ ઉપરથી પ્રમાણો આપી મૂર્તિપૂજાનું પ્રાચીનત્વ મેં સિદ્ધ કરી આપ્યું છે. પરંતુ મિથ્યાવાદી અને કુતર્કી નવસમાજીઓ દુરાગ્રહ હઠાગ્રહ અને ખોટી જકક છોડવાના નથી, તો પણ તેમના ભ્રમાવ્યાથી ભરમાવ્યાથીભોળા ભલા લોકો ભ્રમણામાં ન પડે, તેટલા માટે યથામતિ આ લેખ લખ્યો છે.

પરમાનન્દશર્મા. રાણપુર (કાઠીઆવાડ).

# आदर्श सती श्रीमती विद्यादेवीनुं सहगमन.

શ્રી ભારતધર્મમહામંડલના મહોપદેશક અને મેરઠની નાનકચંદ્ર હાઇસ્કુલના ધર્મશિક્ષક અને સુપ્રસિદ્ધ વક્તા પંડિત શ્રી ગોકુલચંદ્રજીની પુત્રી શ્રીમતી વિદ્યાદેવી બુલંદશહર જીલ્લાના કસબા સ્યાનેમાં પરણાવી હતી. બાઇના પતિ લગભગ એક વર્ષથી માંદા હતા, તે ગયા શ્રાવણ શુદ ૨ ગુરુવારે પરલોકપ્રસ્થાન કરી ગયા છે. પિતાજીના ઉપદેશાનુસાર ત્રણ માસ અગાઉથીજ વિદ્યાદેવીએ ગૌરીપૂજન કરવાનો પ્રારંભ પણ કરી દીધો હતો. અને પતિની હાલત બહુ ખરાબ થઇ ગઇ તેના ત્રણ દિવસ પહેલેથીજ પતિદેવના અનુગમનનો દૃઢ સંકલ્પ કરી લીધો હતો અને લૌકિક પડદો (મલાજો) પણ તજી દીધો હતો. સાસુસસરા આદિને માતાજી પિતાજી આદિ શબ્દથી સંબોધવા લાગી હતી. પતિદેવનું મૃત્યુ થયું ત્યારે પતિવ્રતાપર નિદ્રાદેવીનું આક્રમણ અથવા ઇશ્વરીય માયાનું આક્રમણ થઇ ગયું હતું, અને તે અચેત-બેભાન થઇ ગઇ હતી. ઘરવાળાંનું રૂદન સાંભળતાં આંખ ખુલી તો મોઢેથી શબ્દો નિકળ્યા કે:—“ **પતિની સાથે જઇશ.** ” અન્ય સાધારણ સ્ત્રીઓની પેઠે પતિવ્રતાએ આંસુ ન પાડયાં સૌભાગ્ય ચિહ્ન નહિ ઉતાર્યાં અને કહ્યું કે:—‘ હું ગૌદાન કરીશ મને ગંગાજળનું આચમન કરાવો !’ આ પ્રકાર જોઇ ઘરનાં માણસો આશ્ચર્યચકિત થયાં. શ્વસુરે કહ્યું:—‘પુત્રી ! આ સમય ગૌદાનનો નથી, અને આ સમયે આપણું ગૌદાન કોઇ લેશે પણ નહિ.’ પતિવ્રતાએ હઠ કરી કહ્યું તો માનસિક સંકલ્પ કરવામાં આવ્યો. પતિદેવને ઠાઠડીપર મૂક્યા ત્યારે સતીએ કહ્યું કે:—‘ મને પણ આ ઠાઠડીમાં બાંધી લેઇ ચાલો.’ તે વખતે સર્વે સ્ત્રી પુરૂષોએ તેના સવા વર્ષના પુત્રને આગળ કરી બહુ સમજાવી પણ તેણે ન માન્યું, અને નિર્મોહ બુદ્ધિથી સાફ કહી દીધું કે.—“ એ તમારો છે. ” એ વખતે પતિવ્રતાના એ કથનને પ્રલાપ માત્ર સમજી લોક તેના પતિને ઉઠાવી લઈ ગયા. પતિવ્રતાએ કહ્યું:—“ એજ ચિતાપર બળીશ, પતિદેવના ડાબે પડખે મને બાળવી, મારાં સૌભાગ્ય ચિહ્ન ન ઉતારવાં; હવે તો ચાલવું છે રહેવું નથી, તૈયારી કરો ! મારા પતિનો પ્રાણાન્ત થયો ત્યાંજ મને સુવા દો ! પતિએ જે વસ્ત્ર ધારણ કરી સ્વર્ગગમન કર્યું છે એજ વસ્ત્ર મને ઓઢાડો ! ” એ સઘળું કરી દીધા પછી પતિવ્રતાએ કહ્યું:—મારા પતિની લાશ-મૃતદેહને રોકો, જવા ન દો ! હું પણ એમની સાથેજ જાઉં છું. દેખો ! મારા પ્રાણ નાભિપર આવી ગયા છે, દેખો ! હવે હૃદય પર છે, જુઓ હવે કંઠમાં છે; એમ કહેતાંજ પતિના મૃત્યુના ત્રણ કલાક પછી પતિવ્રતાનો પ્રાણપક્ષી પણ ઉડીને પતિની સાથે જઇ મળ્યો. અને પતિવ્રતા સતી વિદ્યાદેવી પતિદેવની સાથે એકજ ચિતાપર વામ ભાગમાં આરૂઢ થઇ, અગ્નિદેવે દંપતીને સાથેજ ભસ્મ કર્યાં. ધન્યદેવી ! ધન્ય છે તમને અને ધન્ય છે તમારા પતિપ્રેમને ! આવા ઘોર-કરાળ કળિકાળના સમયમાં તો તમારા જેવી સતી—સચ્ચી સતી થવી દુર્લભ છે. શ્રી પં. ગોકુલચંદ્રજીને પણ ધન્ય છે, કે, જેમણે બાળપણમાં નિજ પુત્રીને સદ્ધર્મની રૂડી શિક્ષા દીધી અને લોકોને સાચો આદર્શ દેખાડી દીધો, કે સંસ્કાર આમ થયા કરે છે, અને સ્ત્રીશિક્ષા આવા પ્રકારે થઇ શકે છે. આ ચરિત્ર દેખીને પણ શું આપણે આપણા ધર્મનું ગૌરવ સમજીશું નહિ ? શું સંસ્કારોનું ફળ અદ્‌ભુત નથી ? જે કળિમળમલીન પાપમતિ લોકો પુનર્લગ્ન, વિધવાવિવાહ અને નિયોગ વગેરેથી પાતિવ્રતને દૂષિત કરી ધર્મપર વજ્રાઘાત કરવા ચહાય છે, તેઓ આટલાથીજ

આ ઉપરથી જ સિદ્ધ થાય છે કે, કાલિદાસના પહેલાંજ. " થએલી છે; અને કાલિદાસ પોતે શ્રીમહાકાલેશ્વરના અનન્યભક્ત હ ૩૫-૩૬ શ્લોકથી સાફ જણાય છે. કવીશ્વર શ્રીકાલિદાસે દરેક સ્તુતિ કરીને ગ્રન્થારંભ કરેલો છે; એટલે બે હજાર વર્ષ પહેલાં તો હતો જ.

એ સિવાય બોધાયનસૂત્રમાં (ઇ. સ. પૂર્વે ૧૦૦૦વર્ષે **રીતે કરવી ?"** એ વિષય ઉપર તો સ્વતંત્ર અધ્યાય છે. વળી વાસુદેવ અને અર્જુનની નારાયણ અને નરને રૂપે પૂજા કરવા પ્રતિપાદન કરેલું છે. એ ઉપરથી ત્રણ હજાર વર્ષ પહેલાં પણ સિદ્ધ થાય છે. જ્યાબેટમાં પ્રાચીનકાળનાં મંદિરો તથા મૂર્તિ મૂર્તિપૂજા તો અનાદિ કાળથી જ છે. શુક્લયજુર્વેદ અને શતપથના પૂજાને આધાર છે. તેમજ રામાયણ અને મહાભારતમાંથી પણ મૂર્તિ નેક પ્રમાણો મળી આવેછે, છતાં હાલ ૩૦-૪૦ વર્ષથી પોતાને સુધારક અને ખપાવતા મોહમુગ્ધ જનસમૂહના સમાજે મૂર્તિપૂજાનો વિરોધ કરે છે, અને પ્રાચીન નહિ પણ અર્વાચીન હોવાના ફડાકા અને તડાકા મારી નિરંજન નિ રની ઉપાસના ભક્તિ અને સેવા કરવાનો ખોટો ઘમંડ રાખી ભારે હલામણો કરે તેઓનો મિથ્યાવાદ તો તદન નાપાયાદાર અને ખોટો સિદ્ધ થઇ ચુકેલોજ છે.

The earliest known authentic reference to Kalida the inscription dated 556 Saka or 634 A. D. in whic and Bharvi are spoken of as renowned poets,

He seems to be a devoted worshipper of Shiva & his Parvati as will be apparent from his invoking those d at the commencement of most of his works.

પ્રતિપક્ષીઓ મૂર્તિપૂજા પાછળથી ૧૦૦૦-૧૨૦૦ વર્ષથી પ્રચલિત થવાની વા વાતો કરે છે, પણ તેઓ જે અષ્ટાધ્યાયી વ્યાકરણને માનનિય ગણે છે, તેના રચનાર શ્રી નીમુનિનાં પ્રતિમાપૂજાપ્રતિપાદક સૂત્રો શા માટે નથી માનતા ? વળી કવિકુલગુરૂ શ્રી દાસની કાવ્યકૃતિ અને ચમત્કૃતિથી વિશ્વના ઘણા વિદ્વાનો વિમોહિત થયેલા છે, તે કા કાલિદાસના મેઘદૂત અને રઘુવંશનાં અનેક પ્રમાણોથી પણ મૂર્તિપૂજા ઘણી પુરાતનક હોવાનું સિદ્ધ થાય છે. કાલિદાસના મેઘદૂત અને સદાશિવ વાકસકર નામના લેખ પ્રમાણો આપી મૂર્તિપૂજાનું પ્રાચીનત્વ મેં સિદ્ધ કરી આપ્યું છે. પરંતુ મિથ્યાવાદી તર્કી નવસમાજીઓ દુરાગ્રહ હઠાગ્રહ અને ખોટી જક્ક છોડવાના નથી, તો પણ ભમાવ્યાથી ભરમાવ્યાથીભોળા ભલા લોકો ભ્રમણામાં ન પડે, તેટલા માટે યથાર્થ લેખ લખ્યો છે.

પરમાનન્દશર્મા. રાજપુર (કાઠીઆ

૪૦,૬૫,૫૫,૫૦૦. આ આંકડાઓ પરથી જ મૂર્તિપૂજાના વિરોધીઓ કરતાં મૂર્તિપૂજકોની સંખ્યા ત્રણ ગણા ઉપરાંતની જણાય છે. ત્યારે મૂર્તિપૂજા સામે જબરો વિરોધ લઇ બેઠેલા અઢીલાખ આર્યસમાજીઓ તો પર્વતમાં કાંકરા બરાબર છે. ત્યાર પછી અધ્યાય બીજા ત્રીજા અને ચોથામાં પાદરીઓ અને આર્યસમાજીઓ વગેરે જે જે તર્ક કુતર્ક અને વિતર્ક કરી ઇશ્વરને અમૂર્ત અને નિરાકાર જણાવી મૂર્તિપૂજાનો નિષેધ કરે છે, તે બધાનું દાખલા દલીલો અને દ્દષ્ટાન્તો આપી ઘણી સારી રીતે ખંડન કરી મૂર્તિપૂજા સિદ્ધ કરી છે. પછીના પાંચમા અધ્યાયમાં મૂર્તિપૂજાનું રહસ્ય દેખાડી આપ્યું છે. પછીના છઠ્ઠા અધ્યાયમાં મૂર્તિપૂજાનુ પ્રતિપાદન કરનારાં પ્રમાણ બાઇબલ, કુરાન, પુરાણ, શિખોના ગ્રંથસાહેબ ઉપનિષદ, મહાભારત, વાલ્મીકિરામાયણ મનુસ્મૃતિ, પારસ્કરગૃહ્યસૂત્ર, મેદિનીકોષ, પાણિનિકૃત અષ્ટાધ્યાયી વ્યાકરણ, સામવેદના ષડ્વિંશતિ બ્રાહ્મણ, શતપથ બ્રાહ્મણ, બૃહદારણ્યક,, અથર્વવેદ સંહિતા, યજુર્વેદ; વગેરેમાથી એવાં તો સચોટ અને અસરકારક આપ્યાં છે કે, કોઇ માણસ સંસ્કારી નહિ હોવાથી કદાચ તેને મૂર્તિપૂજામાં રૂચિ અને શ્રદ્ધા નહિ થાય; તો પણ મૂર્તિપૂજાનો વિરોધ કરવાની તો ન્યાયદ્દષ્ટિ વિચારશક્તિ અને વિવેકબુદ્ધિથી તો નાજ પાડશે. છેલ્લે ઉપસંહારમાં પણ ઘણું સારૂં વિવેચન કર્યું છે. અને જેમ ઘણી ખરી બાબતોમાં ' ઘર ફુટે ઘર જાય ' જેવું થયુ છે, તેમ આપણા સનાતન વૈદિકધર્મ ધૂળ મેળવવાની દુરાગ્રહી દયાનંદીયો વગેરે આપણામાંના લોકોને જ દુર્બુદ્ધિ સુઝી છે; એ ઘણીજ ખેદકારક અને દુઃખદ વાર્તા છે. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ તો સાફ કહ્યું છે કે.-" દેશતણી પડતી દશા, જ્યારે હોય થનાર; ઉપજે માંહોમાંહી ત્યાં, ધર્મતણી તકરાર. ૧" એ રીતે દુરાગ્રહ છોડી દેઇ આપ્તજનોને અનુકૂળ થવાનો બોધ કરી વિક્ષેપ અને વૈર વધારનારા પ્રયત્નો કરવા તજી દેઇ સલાહસંપ રાખવાનું કહેતાં-પ્રબોધતાં આપણા ગુર્જર કવિરાજ દલપતરામ કહે છે કે—

સવૈયા:—એકજ વંશ વિષે ઉપજયાં સહવાસ સદૈવ નિવાસ વસાવે,
એક ગુરૂ ઉપદેશ તથાપિ, મિજાજ કદિ મળતો નહિ આવે;
દેખી જુઓ દલપત કહે દરજી તણી પેઠી વિષે દરશાવે,
કાતર કામી કરે અળગાં પણ સોય સદૈવ સલાહ કરાવે. ૧

માટે દુરાગ્રહ અક્કડાઇ અને મિથ્યા મમત મોટાઇ તજી દઇ, સંપ ઐક્ય અને સૌખ્યની વૃદ્ધિ કરો. મૂર્તિપૂજાની સિદ્ધિ માટે હિંદીમાં પંડિત શ્રી કાલુરામ શાસ્ત્રી વગેરેનાં ઘણાં પુસ્તકો છે અને ગુજરાતીમાં પણ કેટલાંક છે, તો પણ આ પુસ્તક સહુથી જૂદાજ પ્રકારનું અને ચઢીઆતું છે. કારણ કે મૂર્તિપૂજાના વિરોધીઓ પણ માન્ય કરે તેવાંજ પ્રમાણો દાખલા દલીલો અને દ્દષ્ટાંતો આપવાની લેખકે વિશેષ કાળજી રાખી છે. અને તેથી પ્રતિમાપૂજનપ્રતિપાદન કરી આપનારૂં આ પુસ્તક દરેક કોમ, મહજબ અને પંથના લોકોને જોવા વિચારવા અને વાંચવા જેવું જ થયું છે. આ પુસ્તકની અંદરનો માલ-સત્વ સારો છે એટલુંજ નહિ, પણ બારદાન એટલે કાગળ પૂઠું છાપ વગેરે પણ સુંદર મજબૂત અને મનોહર છે. ડેમી ૨૩ ફોર્મ લગભગ બસો પૃષ્ઠ મળંગ છીંટનું પુઠું અને પાકી બાંધણી છતાં મૂલ્ય માત્ર બાર આના રાખેલ છે. લેખક અને પ્રયોજક, શ્રીયુત ગોકુલદાસ પુરશોતમ થાનકી, મોરવાડા-

વિષ્ણુના હૃદયમાં શિવ છે. શિવભક્તો શંકરને બિલ્વપત્ર ચડાવે છે, તેના પર રામ નામ લખીને ચડાવવાનું માહાત્મ્ય અને પુણ્ય વધારે ગણેલાં છે; કારણ કે રામને શિવ વહાલા છે અને શિવને રામ પ્રાણપ્યારા છે. રામ નામ લેવાથી અને લખવાથી કલ્યાણ થાય છે અને રામ પ્રસન્ન થાય છે, અને બિલ્વપત્ર ચડાવવાથી ભોળાનાથ શંભુ પ્રસન્ન થાય છે; અને તે વળી પોતાના પરમપ્રિય સુહૃદ રામનું નામ લખીને ચડાવેલાં હોવાથી વધારે પ્રસન્ન થાય છે. આ પ્રમાણે રામ નામ લખીને મહાદેવને બિલ્વપત્ર ચડાવવામાં એકી વખતે રામ અને શિવની વિશેષ પ્રસન્નતા પ્રાપ્ત થતી હોવાથી જ સર્વજ્ઞ ઋષિમુનિયોએ શિવોપાસકોના હિતાર્થે બિલ્વપત્ર પર રામ નામ લખીને ચડાવવામાં અધિક પુણ્ય જણાવેલું છે તે યથાર્થ છે. આ વ્યવસ્થાથી રામ અને શિવ અભિન્ન છે, એવું પણ શૈવોને સદૈવ ભાન રહે, અને ભિન્નતા માની પરસ્પર ઝઘડા ન કરે; તેવો હેતુ પણ દીર્ઘદર્શી ઋષિયોએ અગમચેતીથી રાખેલો હોય એમ સમજાય છે. આટલું છતાં પોતાને પરમવૈષ્ણવ કહેવડાવનારાનો મોટો ભાગ શિવને નામે મોં બગાડે છે અને શિવ શબ્દ બોલવામાં પણ મહાપાપ સમજે છે, આવી અજ્ઞાનતા અને મારામારીથી હાથે કરીને તેઓ પોતાનું હાસ્ય કરાવી અપ્રિય અને અકલ્યાણ કરે છે. શ્રીવિષ્ણુસહસ્ત્રનામમાં શિવાયનમઃ પણ છે, તો પાઠ કરતી વખતે ખાચા વૈષ્ણવો છોડી દઇ તે નામનો પાઠ નહિ કરતા હોય ?! ખરે તેઓ શિવાયનમઃનો પાઠ છોડી દેતા હોય તો મોટી ભૂલ કરે છે, વિષ્ણુસહસ્ત્રનામનો પાઠ અફળ થાય છે સરતચૂકથી કોઇ નામનો પાઠ કરવો રહી જાય એ તો ક્ષંતવ્ય છે, પણ ખાસ જાણી બુઝીને ઇરાદાપૂર્વક છોડી દેવામાં આવે તો અવશ્ય શ્રીવિષ્ણુભગવાન અપ્રસન્ન થાય ! શૈવો અને વૈષ્ણવોનો એક બીજાના આરાધ્ય દેવતા પ્રત્યે તિરસ્કાર થવો એ ખરેખર ભ્રમ છે, હિતાવહ નથી પણ સર્વાંશે હાનિકારક જ છે; તેથી તે ભ્રમ સત્વર ટાળવાની અનિવાર્ય જરૂર છે.

अनन्याश्चित यन्तोमां येजनाःपर्युपासते । શ્રીમદ્ ભગવદ્ગીતામાંના આ ભગવદ્વચનને વળગી રહી અનન્યનો અર્થ પરમપુરૂષ પુરૂષોત્તમ ભગવાનથી અન્ય (બીજો) નહિ; એવો કરતા હોવાથી જ ભ્રમમાં પડી જઇ આંધળે-બહેરૂં કુટાય છે. પણ વાસ્તવમાં અ-

---

* આર્યસમાજીઓ પાદરીઓ અને જૈનો વગેરે વેદવિરોધી વિધર્મીઓ તરફથી ઘણીવાર આપણા પરમપ્રિય અને પુરાણા સનાતન હિંદુ ધર્મપર આક્ષેપો અને કુતર્કો કરી મનમાની ટીકાઓ કરવામાં આવે છે. આથી કરી કેટલાક ભોળા ભલા નવશિક્ષિત અસ્થિર મન મગજ અને ચલિત વૃત્તિવાળા અજ્ઞજનો ધરમાર્ગ ને-ભૂલાવામાં પડીને વિશ્વના સર્વ ધર્મોમાં શિરોમણિરૂપ એવા પોતાના બાપીકા સનાતન હિંદુ ધર્મમાં શ્રદ્ધા રાખતા નથી, અને ખોટા સંકલ્પ-વિકલ્પો તથા કુતર્કો અને શંકાઓ કરી વહી જતી તથા વટલી પણ જાય છે. આવા અનર્થ થતા અટકાવવા માટે તથા વિરોધીઓનાં મોઢાં બંધ કરી દેવા માટે આપણા સર્વાર્થસિદ્ધિપ્રદ સનાતન હિંદુધર્મનાં રહસ્યોનો લોકોને સુગમતાથી બોધ થાય તો સારૂં-એમ સમજીને આ લેખનો ઉપક્રમ કર્યો છે. અને મારી તો સનાતન ધર્મના સાચા આગ્રહી અને જ્ઞાતા પુરૂષોને સવિનય પ્રેમપૂર્વક પ્રાર્થના છે કે, ધર્મોન્નતિ અને લોકોપકારને ખાતર આવા પ્રકારનાં રહસ્યો લખી મોકલવાની જરૂર કૃપા કરવી. અને આવા લેખોમાં કંઈ ભૂલ ગેરસમજ કે સરતચૂક થયેલી જણાય, તો તેનું સ્પષ્ટીકરણ ખુલાસાવાર લખી જણાવવાની વિદ્વાનોને વિનંતી છે.

વર્મી

નન્યનો અર્થ પોતાના પ્રિયતમ ઇષ્ટ કે જેમના જેવા પરમપ્રિય અન્ય કોઇ છે જ નહિ, એવો થઇ શકે છે. કોઇ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને પરમદૈવત સમજી તેની સેવા અને અનન્ય ભક્તિ કરે છે, આનો અર્થ એવો થાય કે તે સતી નારીની જે શ્રદ્ધા પ્રીતિ અને ભક્તિ પોતાના પતિમાં છે. તેવી અન્ય પુરૂષો રાજા ગુરુ પિતા પુત્ર અને ભ્રાતા વગેરેમાં નથી. આટલું છતાં પણ તે સ્ત્રી, પતિ સિવાયના અન્ય પુરૂષોનું અપમાન અને તિરસ્કાર કરે છે એમ તો કદાપિ કહી શકાય નહિ. રાજા ગુરુ અને પિતામાં પણ તેની શ્રદ્ધા અને ભક્તિ છે તથા પુત્ર અને ભાઇમાં પ્રીતિ પણ છે, પરંતુ તે સર્વ પતિનામાં રહે છે તેવાં નથી; કારણ કે એક માત્ર પતિ જ તેના પરમપ્રિય ઇષ્ટ છે. સર્વત્ર વ્યાપક અને રક્ષક પરમતત્વ એ જ શ્રીવિષ્ણુભગવાનનું સાક્ષાત સ્વરૂપ છે, તેમાં તેમનું મુખ્ય કહેવાતુ પરમધામ જે વૈકુંઠ તે આપણું હૃદયસ્થાન છે. અને ગીતામાં શ્રીમુખે કહેલુ પણ છે કેઃ—ઇશ્વરઃસર્વભૂતાનાં હૃદ્દેશેऽर्जुनतिष्ठति. ઇશ્વર પોતે ભૂતમાત્રના હૃદય દેશમાં અખંડ ખડા રહે છે. હૃદયદેશમાં જ જીવન રહેલું છે. અવસાનકાળે હૃદય ધડકતું બંધ થયુ છાતીનો ધબકારો બંધ થયો કે જીવનનો વિયોગ મૃત્યુ થયેલું-સમજાય છે.

આહારાદિ રૂપે સેવાતા પાર્થિવ પદાર્થો નિશ્ચેષ્ટ હોવાથી જડતારૂપ તામસનું કાર્ય તેમાં વિશેષ હોય છે, જીવન-વિષ્ણુભગવાનના અનુગ્રહરૂપ માયાથી શરીરમાંનાં જૂદાં જૂદાં યંત્રો પર આરૂઢ થઇને ભ્રમણ કરતાં એ જડ અણુઓ વિકાસ પામી લોહીરૂપે બની હૃદયમાં આવી પહોંચે છે; અને તે સ્થાને જીવનની કળાને સર્વોત્તમરૂપે પ્રાપ્ત કરે છે. શ્રી વિષ્ણુભગવાનને શ્યામસ્વરૂપ પણ કહેલા છે, હૃદય દેશમાં આવી પહોંચતા લોહીનો રંગ પણ શ્યામ હોય છે. ઉપરથી તામસગુણસૂચક શ્યામતા પ્રતિત હોવા છતાં આત્મ ભાગમાં જીવનની પ્રતીતિને કાયમ રાખવા રૂપ તથા તેનું રક્ષણ કરવારૂપ સત્વ ગુણ છે. આપણા પરમપ્રિયતમ શ્યામલ શ્રીવિષ્ણુ ભગવાનનું આ પ્રમાણે અનન્ય સ્વરૂપે ચિંતવન કરતાં તેમના અંતસ્તમ પ્રદેશમાં શુદ્ધ સત્વનું ભાન કરીએ, ત્યારે જ ભગવાનનું વાસ્તવ અનન્ય ચિંતન થાય છે; એ શુદ્ધ સત્વનું બીજું નામ શિવ આપેલું છે. શિવતત્વની પ્રતીતિ ભાનપૂર્વક ન થાય ત્યાં સુધી આપણો પ્રાણજીવન સાથે સંપૂર્ણ યોગ થઇ શકતો નથી. અંતસ્તમ પ્રદેશમાંનું સત્વ વિકાસ પામી બહાર નીકળતું બંધ થતાં જ પ્રાણપતિથી વિમુક્ત થઇને વિધવારૂપ બની જઇએ છીએ; એ શિવતત્વને પીને ગો ઇન્દ્રિયો આપણા પ્રાણપતિના ચૈતન્યરૂપ પ્રકાશને પ્રતીત કરાવતી ગોપીરૂપ હોય છે, તેમને પોતાના પતિનો સત્વર વિયોગ થાય છે. શિવતત્વ વિષ્ણુતત્વના મધ્ય એટલે હૃદયમાં રહેલું છે. વિષ્ણુતત્વના હૃદયમાં શિવતત્વનો અનુભવ ન થતાં એ બેમાં અંતર પડે છે-બંનેનો વિયોગ થાય છે, ત્યારે જ આપણે શિવ કલ્યાણ પવિત્ર સ્વરૂપને છોડીને શવ એટલે અપવિત્રતાને ધારણકરીએ છીએ.

શિવનું પરમધામ જે કૈલાસ તે બ્રહ્મરંધ્ર જે મસ્તિષ્કનો ઉપલો ભાગ જેને શાસ્ત્ર સહસ્રદલપદ્મ કહેછે તે છે, એ સ્થાનમાં પરમશિવ રહેલાછે- જીવનનું સ્થાન હૃદયમાં છે, ત્યાંથી સ્થૂળ તત્વો વિકાસ પામીને સૂક્ષ્મ બનતા પોતાના અંતસ્તમ પ્રદેશમાં રહેલા શિવતત્વને છેવટે મસ્તિષ્ક દ્વારા પહોંચાડીને તે સ્થાને પોષણ આપીને એજ જીવન વ્યાતિકરને વ્યક્ત ભાન રૂપે તથા કોઇ કોઇ સ્થાને અવ્યક્ત ભાનરૂપે પ્રસરાવીને જીવન વ્યાપારને ધમધોકાર ચલાવ્યા કરે છે. એ પોષકતત્વને ભાવાત્મક પ્રદેશના યંત્રો-ચુસીને તે વડે કાર્ય કરવાના પોતાના સામર્થ્યને ટકાવી રાખેછે. આથી સ્પષ્ટ થયુકે બ્રહ્મરંધ્રમાં રહેલા શિવ

॥ ॐ श्री ॥

ॐ श्री श्रीमहाज्योतिःपुरुषसिंहाय नमः ॥





प्रकाश ३. अहमदाबाद, पौष कृष्ण १४ संवत १९७२ शाके १८३७. किरण ३.


॥ ॐ श्री श्रीमन्नृसिंहाय नमः ॥

## साधकनी श्रीइष्ट प्रत्ये प्रार्थना.

---

### પદ. ૧ ગરબી.

(હરિ ભજન થકી, છોટા હોય તે સઉથી મોટા થાએ. એ રાગ.)

ગુરૂરાયા, આપે ગમે ત્યમ કરિ અંગીકૃત કીજિયે;
રિની માયા,—અટપટિ આંટિ ઉકલવા અક્કલ દીજિયે. (ટેક.)
નિર્જનના મનને પણ બાંધે, સુરને પણ સંકટશું સાંધે,
માંયા સઉનાંય રૂધિર રાંધે. હે ગુરૂરાયા૦ ૧
ાગીનાં હાડ હિયે ભાંગી, કેરે ખડી ઉપાધિ અણમાગી;
માયાની હાક પ્રબળ વાગી. હે ગુરૂરાયા૦ ૨
ાણાનાં પણ નહિ ઠેકાણા, ભલે રંક હોય કે હો રાણા;
માયા સઉ ઉર મ્હેલે મ્હાણા. હે ગુરૂરાયા૦ ૩
ાયાની આંટી છે અવળી, તે તો કોથી નવ જાય કળી;
લાગે દુઃખદાઇ તથાપિ ગળી. હે ગુરૂરાયા૦ ૪

વિષ તુલ્ય છતાં લાગે મીઠી, ફાંસી પણ ફુલમાળા દીઠી;
શીત ભાસે અગનની અંગીઠી. હે ગુરૂરાયા૦ ૫
વ્યસનો સજ્જન વિધવિધ ત્યાગે, પણ માયા કેરે અનુરાગે;
મરતાં પણ જન કોઈ વિરલ જાગે. હે ગુરૂરાયા૦ ૬
હરિને પણ મારી હડશેલો, પોતાનો પગ રાખે પહેલો;
માયાનો મળ રહિત ચેલો. હે ગુરૂરાયા૦ ૭
વ્યવહારે વ્યંતરી સમ માયા, પછડાયા કંઈ ડાહ્યા ડાહ્યા;
છળવાળી માયાની છાયા. હે ગુરૂરાયા૦ ૮
પરમાર્થ વિષે માયા પાળી, દઢ મુનિયોને નાખ્યા ઢાળી;
પુરૂષાર્થીને દે પડતાળી. હે ગુરૂરાયા૦ ૯
ગુરૂરાય ખરેખરિ ગમ આપો, કરૂણા કરિ પ્રતિબંધો કાપો;
તો સંઘવિનો તરશે ત્રાપો. હે ગુરૂરાયા૦ ૧૦
પુરૂષાર્થબળે હું ના ઝુઝું, થઇ પ્રસન્ન આપ ચરણ પૂજું,
નથી નગીનને દૈવત દૂજું. હે ગુરૂરાયા૦ ૧૧

સંઘવી.

---

# ❋ शुं नियोग वैदिक छे? ❋

નિયોગ શબ્દ સંસ્કૃત છે, અને સાધારણ રીતે તેનો અભિધેય આજ્ઞા યા યોજના છે; જે નીચેના રામાયણના શ્લોકથી સ્પષ્ટ સમજાય છે:—

" त्वया मया च वैदेह्या लक्ष्मणेन सुमित्रया।
पितुर्नियोगे स्थातव्यमेष धर्मः सनातनः॥

મહારાજ રામચંદ્રજી કૌશલ્યા માતાને કહે છે કે:—"મારે, તારે, સીતાને, લક્ષ્મણને અને સુમિત્રાને પિતાના નિયોગ (આજ્ઞા)માં તત્પર રહેવું જોઇએ; એજ સનાતન ધર્મ છે."

પરંતુ મન્વાદિ સ્મૃતિઓમાં આ શબ્દથી એવું પણ તાત્પર્ય કાઢવામાં આવ્યું છે કે— જે આજ્ઞા દ્વારા સ્ત્રી કે પુરૂષને પોતાના પતિ યા સ્ત્રી સિવાય સંતાનોત્પત્તિ માટે અન્ય પુરૂષ કે સ્ત્રી સાથે સમાગમ કરવાનો પ્રસંગ આપવામાં આવે; એને પણ નિયોગ કહે છે. પ્રયોગ બાહુલ્યથી લૌકિક સાહિત્યમાં પ્રાયઃ એ શબ્દ આવા અર્થમાં વપરાય છે. અમે પણ નિયોગ શબ્દનો એજ અર્થ લઇ આ લેખને મથાળે સવાલ કર્યો છે કે "શું નિયોગ વૈદિક છે?" પણ આ પ્રશ્ન કર્યો કેમ? આ પ્રશ્ન અમારા હૃદયમાં થવાનું કારણ

એ છે કે—આર્યસમાજનો પાયો ચાર વેદોપર સ્થાપેલો છે, વેદોમા અમારે માટે જે જે વાતની આજ્ઞા છે તે અમારો ધર્મ છે, તેથી આર્યસમાજમા રહી ચહાય અમે પ્રમાદ ભલે કરીએ, પણ વિરોધ તો નથી કરી શકતા. બીજુ કારણ વળી એ પણ છે કે—સત્યાર્થપ્રકાશમા જે વેદ મન્ત્રોથી નિયોગ સિદ્ધ કરવામા આવ્યો છે, અને જેથી કરીને કેવળ આર્યસમાજ જ નહિ, પણ અમારા પવિત્ર વેદ પણ પ્રતિવાદિયોના આક્ષેપશરોનુ લક્ષ્ય બન્યા છે, માટે તે ઉપર હવે આપણે શાન્ત ચિત્તે વિચાર કરીએ

**શું વેદમાં નિયોગની આજ્ઞા છે ?** અમે માનીએ છીએ કે, વેદમા જે સ્ત્રીનો પતિ મરી ગયો છે, તેને માટે પુનર્વિવાહની આજ્ઞા છે અને તે અમે એકલાજ નહિ, પણ ઘણાખરા પ્રાચીન અર્વાચીન વિદ્વાનોએ પણ, કે જેમણે વેદોનુ અનુશીલન અને અન્વેષણ કરેલ છે, તેમણે માન્યો અને પ્રતિપાદન કર્યો છે પરંતુ અદ્યાપિ પર્યંત નિયોગના સબંધમા એવા કોઇ સાક્ષી પુરાવા કે પ્રમાણ ઉપલબ્ધ નથી થયા, કે જેમા કોઇ વેદ મન્ત્રનો વિનિયોગ નિયોગપર કરવામા આવ્યો હોય, અથવા તો જે દ્વારા કોઇએ નિયોગનું પ્રતિપાદન કર્યું હોય, પણ ઉલટુ તેના વિરૂદ્ધમા તો મનુજીનુ આ પ્રમાણ ઉપસ્થિત છે –

नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।
न विवाहविधावुक्तं विधवावेदनं पुन ॥ मनु०अ०९ श्लोक ६५

**અર્થ**—"વિવાહકર્મમા બોલાતા મન્ત્રોમા કહી પણ નિયોગ નથી કહ્યો તથા વિવાહવિધિમા સ્ત્રીનો પુનર્વિવાહ પણ નથી કહ્યો" આ પ્રમાણથી મનુજીના મતે તો વિધવાવિવાહ અને નિયોગ અવૈદિક હોવાનુ સ્પષ્ટ થાય છે

**વિવાહ અને નિયોગમાં ઘણો ફેર છે.** ઘણા ખરા લોકો તો વિધવાવિવાહ અને નિયોગને એક સમજે છે, એમની દૃષ્ટિમા તો વિવાહ અને નિયોગમા ફક્ત નામ યા શબ્દનોજ ભેદ છે, તેના વાચ્ય કે અભિધેયમા કઇ ભેદ નથી, પણ એ તેમની મોટી અને ભારે ભૂલ છે કેમકે વિવાહ તો એ છે કે જેમા જીવન પર્યંત સ્ત્રીપુરૂષ વેદમન્ત્રોથી પ્રતિજ્ઞા કરી એક બીજાની આધીનતા અને સહચારિતાનો સ્વીકાર કરે છે, પણ નિયોગ તો એથી બિલકુલ ભિન્ન છે, એ તો કેવળ વીર્યદાન લેવાદેવાનુ માત્ર એક કલ્પિત સાધન છે એક પુરૂષ બીજાના ક્ષેત્રમા પોતાનુ બીજ વાવે અને પછી એ ક્ષેત્ર કે બીજના ફળ સાથે કઇ પ્રયોજન-મતલબ ન રાખે, બસ, આથી વધારે નિયોગનુ અન્ય કઇ તાત્પર્ય છેજ નહિ

**લગ્ન સંબંધ વિનાનો સમાગમ પાપ છે.** પરંતુ આપણે વેદને માનતા હોઇ લગ્ન થયા વગર સ્ત્રી પુરૂષના સમાગમને પાપ સમજીએ છીએ વેદમા સાફ આજ્ઞા છે કે–
"तावेव विवहावहै सह रेतो दधावहै प्रजां प्रजनयावहै बहूँस्ते सन्तु जरदष्टयः ॥ અમે બન્ને વિવાહ કરીએ,. અને સતાનોને ઉત્પન્ન કરીએ, કે જે દીર્ઘાયુષી હો."
આમાં .. . અને સતાનોત્પત્તિ માટે વિવાહનો નિયમ બાધવામા આવ્યો છે, અને જગતની તમામ સભ્ય જાતિયોના લોકાચારથી પણ તે પરિપુષ્ટ થાય છે આ મર્યાદાનુ ઉલ્લંઘન કરી જેઓ વિવાહ વિના સમાગમ કરે છે, તેઓ અવશ્ય વેદની આજ્ઞાનુસાર પાપી છે અને સ્વમાન્ય દૃષ્ટિએ પણ જોઇએ તો મનુષ્ય અને પશુમા ફેર પણ શો રહ્યો ? માણસ અને ઢોરમા ફેર માત્ર એટલો જ છે કે, મનુષ્ય કોઇપણ કામ વિધિ અને નિયમ પૂર્વક

કરે છે, પણ પશુ તો કંઇ પણ નિયમ વગર યથેચ્છ કર્યા કરે છે, હેવાનને માટે કોઇ વિધિ કે નિયમ છેજ નહિ. પ્રતિપક્ષીઓ તરફથી જવાબમાં એવું કહેવામાં આવે છે કેઃ- વિવાહની પેઠે નિયોગ પણું એક પ્રકારનો નિયમ છે,—આપદ્ધર્મ છે; તો પછી એ અવૈધ યા અનુચિત કેમ? આનો ઉત્તર એ છે કે, વિવાહ જેવા પવિત્ર સંસ્કારની ઉપસ્થિતિમાં, જે લૌકિક અને વૈદિક બંને મર્યાદાઓને અનુસાર સ્ત્રી અને પુરૂષના પવિત્ર સંબંધને સ્થાપિત કરે છે; તો પછી વેદ અને લોકાચાર બંનેની વિરૂદ્ધ એવા બીજા નિયમની જરૂર શી છે? એ તો ઠીક છે કે કદાચ આપત્તિના વખતે કોઇ માણસથી કંઇ ભુલ કે અપરાધ થઇ જાય, અને ચહાય તે ક્ષમાને યોગ્ય ન હોય, તોપણ દયાને યોગ્ય અવશ્ય છે. પણ આ વાત તો કોઇ બુદ્ધિમાન જરાયે પસંદ નહિજ કરે કે, નિયમ યા આજ્ઞા દ્વારા કોઇને અપરાધ કરવાનો પ્રસંગ અને લાગ આપવામાં આવે!

દૃષ્ટાંત તરીકે સમજો કે, એક આદમી ભૂખથી બહુ વ્યાકુળ થઇ કોઈ અભક્ષ્ય વસ્તુ ખાઇ લે છે, તો એ દશામાં તે દયાને પાત્ર તો જરૂર છે, પણ કંઇ એવો નિયમ ન કરી દેવાય કે ભૂખના દુઃખમાં અભક્ષ્ય વસ્તુ ખાવી જોઇયે! અને તેમ કરવું એ સર્વથા અનુચિત અને નિયમને બહાને દુરાચાર ફેલાવવા જેવું જ છે. લોકાચાર અને વેદ બંનેને અનુસાર સ્ત્રીપુરૂષના સમાગમ અને સંતાનોત્પત્તિનું સાધન એક માત્ર વિવાહ છે, તો પછી મનુષ્યની એવી કોઇ પણ દશા ન હોઇ શકે કે, જેમાં એ આ સાર્વજનિક અને સર્વમાન્ય નિયમ-રિવાજનું ઉલ્લંઘન કરી સ્ત્રીપુરૂષનો પરસ્પર સંબંધ-ચહાય અસ્થિર કે સ્થિર ઉત્પન્ન કરી શકે. નિયોગના પક્ષપાતીઓને ધ્યાનમાં રાખીનેજ અત્રે **અસ્થિર** શબ્દ વાપર્યો છે, બાકી અમે તો સ્ત્રીપુરૂષને જીવતાં સુધી-આખી જીંદગીને માટે એક બીજાનાં પ્રતિભૂ અને પ્રતિનિધિ સમજીએ છીએ.

**નિયોગનું વિધાન કોણે કર્યું છે?**—બનતો તપાસ કરતાં અમને તો મનુસ્મૃતિ સિવાયના બીજા કોઇ આર્ષગ્રંથમાંથી એવાં પ્રમાણ નથી મળ્યાં, કે જેમાં નિયોગને માટે સ્પષ્ટ આજ્ઞા હોય; પણ સંભવે છે કે અમારી તપાસ અધુરી પણ હોય. કદાચ એવું કહેવામાં આવે કે કદી બીજું કોઈ પ્રમાણ ન પણ મળ્યું. તો શું મનુનું એ એક પ્રમાણજ બસ નથી? સર્વ સ્મૃતિકારોમાં મનુજી શ્રેષ્ઠ મનાય છે, અને તેમની પ્રશંસા છાંદોગ્ય ઉપનિષદમાં પણ કરેલી છે કેઃ—" यद्वैकिञ्च मनुरवदत्तद्भेषजम् । મનુએ જે કંઇ કહેલું છે, તે ઔષધ છે." પ્રથમ તો એ સિદ્ધ કરવું કે જે મનુજીની છાંદોગ્ય ઉપનિષદમાં પ્રશંસા કરવામાં આવી છે, તેમની એ મનુસ્મૃતિ છે; કે જે અનુષ્ટુપ છંદોમાં ભૃગુસ્મૃતિના નામે પ્રસિદ્ધ છે? પણ આ ભારે કઠિન કામ છે. જો આપણે થોડી વારને માટે આ ભૃગુસ્મૃતિને માનવધર્મશાસ્ત્ર માની લઇએ, તોપણ આથી નિયોગ નિર્વિવાદ સિદ્ધ કરવો એ તો એક સાહસિક કાર્ય છે! કેમકે વર્તમાન મનુસ્મૃતિના નવમા અધ્યાયમાં ૫૯ થી ૬૩ સુધીના પાંચ શ્લોકોમાં પ્રબલ શબ્દોમાં 'નિયોગનું ખંડન' કરવામાં આવ્યું છે, અને તે એટલે સુધી કે એને **પશુધર્મ** બતાવ્યો છે; છતાં એ પાંચ શ્લોક ભલે નિયોગના વિધાનમાં લેવાય, પણ એમાં જે ભય અને સંકોચથી કામ લેવાયું છે એ તો શબ્દોથી જ સુસ્પષ્ટ છે. વળી તેની પછીના ૬૪ થી ૬૮ સુધીના પાંચ શ્લોકો તો નિયોગના ખંડનમાંજ આપેલા છે, તે ઉપર પણ લક્ષ આપવું ઘટે છે. નિયોગખંડનના મનુના એ પાંચે શ્લોકોના ભાષ્યમાં કુલ્લૂકભટ તો ત્રણ

યુગો' માટે નિયોગને વૈધ બતલાવે છે, કેવળ કલિયુગને માટે નિષિદ્ધ ઠરાવે છે. ' કિન્તુ ગોવિંદરાજ તો નિષેધ પક્ષને પ્રબળ માનતા હોઇ સર્વ યુગોને માટે નિયોગને નિષિદ્ધ ઠરાવે છે. આ દશામા મનુસ્મૃતિથી નિયોગને સિદ્ધ કરવો એ કેવળ સાહસ માત્રજ છે.* કોઇ કહે કે-અમે ખંડનાત્મક શ્લોકો શા માટે માનીએ ? અમારા મતપોષક વિધિ પરતા શ્લોક અમે તો માનીશું; ભલે તેઓ એમ માને ' પરંતુ એ શ્લોકો પણ નિષેધપક્ષમાં છે, ખંડનાત્મક શ્લોકો પણ તેમને માનવાજ પડશે. ' विप्रतिषेधे परंकार्यम् ' આ પાણિનીય વ્યવસ્થાનુસાર તથા ' उत्सर्गापवादयो अपवाद एव बलीयान् ' આ પરિભાષાને અનુસાર નિષેધપક્ષજ પ્રબલ ઠરશે. હવે રહ્યા યાજ્ઞવલ્ક્ય કે જે દાયભાગ વિષેના શ્લોક ૧૨૭ માં ક્ષેત્રજપુત્રને બન્નેના દાયાદ અને પિંડદાતા માને છે, અને એ મનુસ્મૃતિમાં પણ સ્વીકારેલું છે. જો આ પ્રમાણથી નિયોગ વૈધ માનવામાં આવે તો મનુસ્મૃતિમાં ગૂઢોત્પન્ન ( કોનાથી પેદા થયો છે એવી જેની ઉત્પત્તિની ખબર ન હોય તે ) અને અપવિદ્ધ ( જેને માબાપે તજી દીધો હોય તે ) એ બન્નેને પણ દાયાદ માન્યા છે, તો શું એની ઉત્પત્તિ પણ વૈધ માનવામાં આવશે ? અને યાજ્ઞવલ્ક્યે તો કાનીન ( કુંવારી કન્યામા ઉત્પન્ન થયેલ ) ને પણ દાયાદ માન્યા છે, તો શું એ બધાની ઉત્પત્તિ પણ વૈધ માનવામાં આવશે ? નહિ. તો પછી કેવળ ક્ષેત્રજ પુત્ર દાયાદ હોવાથી નિયોગ કેવી રીતે વૈધ થઇ શકશે ?

**ઐતિહાસિક પ્રમાણ:**— નિયોગના ઘણાખરા હિમાયતીઓ નિયોગસિદ્ધિની પુષ્ટિમાં મહાભારતના પ્રમાણ આપ્યા કરે છે અને કહે છે કે — ધૃતરાષ્ટ્ર અને પાંડુની ઉત્પત્તિ તથા પાંચે પુત્રોની ઉત્પત્તિ નિયોગથી થઇ છે. જો નિયોગ અવૈધ હોત, તો ભીષ્મ અને દ્રોણ જેવા શાસ્ત્રજ્ઞ આની વ્યવસ્થા કેમ આપત ? અને વ્યાસ, ધર્મ અને ઇન્દ્ર શા માટે આનો આશ્રય લેત ? ઠીક, આમ આલંકારિક અને અલૌકિક ઘટનાઓથી નિયોગને વૈધ માનવામાં આવશે તો પછી કન્યાથી પુત્રોત્પત્તિ અને એક સ્ત્રીના પાંચ પતિ હોવા, ઇત્યાદિ સર્વ ઘટનાઓ પણ વૈધ માનવી પડશે; કેમકે મહાભારતમા એ બધાંને માટે પ્રમાણ છે ! ભલે એ ઘટનાઓ થઇ હોય કે ન થઇ હોય, તોપણ મનુષ્યોને માટે અને મનુષ્યોમાં પણ સભ્ય વર્ગને માટે તો તે અવૈધ અને અવૈદિક છે, તો પછી નિયોગ પણ અવૈદિક હોવામાં સંદેહ શો ? એટલે કે ઐતિહાસિક પ્રમાણથી નિયોગ સિદ્ધ કરવો, એ મનોમોદકથી વધે તેમ નથી !

**શું વેદમાં નિયોગનાં પ્રમાણ છે ?**—હવે અમે પ્રસ્તુત વિષયની આલોચના કરીએ છીએ, અને વેદમાં નિયોગની આજ્ઞા છે કે નહિ ? એ વાત પ્રકટ કરવી અમે એટલા માટે આવશ્યક સમજીએ છીએ કે, વર્તમાન સભ્યતા નિયોગને સારી દૃષ્ટિથી જોતી નથી,

---

* નિયોગનું વિધાન તો કોઈ શાસ્ત્રકારે બતાવ્યું નથી, પણ કોઈક આપદ્ધર્મ જણાવ્યો હશે તો તે પણ શૂદ્ર માટે, અને તે વળી કઠિન નિયમોના પાલન સહિત; તેમાં વળી એવા નિયમો કલિમલ-કલુષિત મનવાળા મનુષ્યોથી પળાવા મહા મુશ્કેલ હોવાથી કલિયુગમાં તો તેનો પણ સર્વથા નિષેધજ કરેલો છે. પરંતુ બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય-ત્રિવર્ણ-દ્વિજ જાતિને માટે તો સર્વ યુગમા ( સત્યુગમા પણ ) નિયોગનો નિષેધ જ છે, તો પાપપ્રધાન કળિકાળમાં તો દ્વિજાતિને માટે નિયોગ વેદાનુકૂલ અને શાસ્ત્ર વિહિત કદાપિ હોઈ શકે જ નહિ; છતાંપિ મનુસ્મૃતિના પ્રમાણ ઓઠા વિના સમન્વયે નિયોગ સિદ્ધ કરવાની મિથ્યા માથાકૂટ કરનારા મુંબઈ આર્યસમાજના પગારી પંડિત શ્રી બાલકૃષ્ણશર્મા ખોટી બડાશો મારે છે તેમને શું કહેવું ? ! તંત્રી

અથવા તો પ્રાચીન અર્વાચીન વિદ્વાનોએ તેની પુષ્ટિ નથી કરી, એટલા માટેજ આપણે નિયોગને બુરો નથી સમજતા; પણ અમને તો વિશ્વાસ છે કે, વેદમાં સ્પષ્ટ તો શું, પણ, સાંકેતિક અને લાક્ષણિક રીતે પણ નિયોગનો ઉલ્લેખ નથી. ચારે વેદમાં નિયોગ સંબંધી કોઇ મંત્ર કે પદ નથી; આનું પ્રમાણ એ છે કે, અદ્યાપિ પર્યંત થયેલા સર્વ વેદભાષ્યકારોમાંના કોઇએ પણ કોઇ મંત્ર યા તેના કોઇ ભાગનો અર્થ નિયોગમાં નથી લગાડયો. અને તે એટલે સુધી કે કલ્પસૂત્રો કે જેમાં કોઇ કોઇ મંત્રો અને સૂત્રોનો અનુચિત અને અયોગ્ય કાર્યોમાં વિનિયોગ કરવામાં આવ્યો છે, તેમાં પણ કોઇ મંત્રનો વિનિયોગ નિયોગમાં કરવામાં નથી આવ્યો. નિયોગસિદ્ધિ કરનારાના કહેવા પ્રમાણે જો નિયોગ વૈદિક હોત, તો સાયનાદિ ભાષ્યકાર કદાપિ તેની ઉપેક્ષા ન કરત.

હવે અમારા સમાજીભાઇઓ અમને પૂછશે કે, સત્યાર્થપ્રકાશ અને ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકામાં નિયોગ-સિદ્ધિમાં આપેલા વેદમંત્રોથી શું નિયોગ સિદ્ધ નથી થતો? આના ઉત્તરમાં ઘણી નમ્રતાથી પણ આગ્રહપૂર્વક નિવેદન કરીશું કે, એમાં તો નિયોગની ગન્ધ પણ નથી. સત્યાર્થપ્રકાશ યા ઉક્ત ભૂમિકામાં એના જે અર્થ કરેલા છે, તેનો, સ્વામી શ્રી દયાનંદજીના નામથી નિર્દેશ કરવા મારૂં મન માનતું નથી; અને કદી એમ કરવામાં આવે તોપણ એ અમારે માટે આદર્શ યા અનુસરણીય તો હોઈ જ ન શકે. સત્યાર્થપ્રકાશમાં ચતુર્થ સમુલ્લાસમાં નિયોગ પ્રકરણમાં આપેલા પાંચ મંત્રોમાં પહેલો નીચેનો મંત્ર ઋગ્વેદનો છે.

इमांत्वमिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु ।
दशास्यां पुत्रानाधेहि पतिमेकादशं कृधि ॥ ऋ० मं.१० सू.८५ श्लोक ४५

આ મંત્ર વિવાહ પ્રકરણનો છે, અને સ્વામીજીએ પણ એ મંત્ર સંસ્કારવિધિમાં વિવાહના મંત્રોમાં રાખેલો છે. આનો શબ્દાર્થ એવો છે કેઃ-"इमाम् આ સ્ત્રીને त्वम् તું इन्द्र હે ઇન્દ્ર! मिढ्वः બળવાન सुपुत्राम् સારા પુત્રવાળી सुभगाम् સુહાગિન-સૌભાગ્યવતી कृणु કર, दश ૧૦ દશ अस्याम् આમાં पुत्रान् પુત્રોને आधेहि ધારણ કર पतिम् પતિને एकादशम् અગિયારમા कृधि કર." પરંતુ સત્યાર્થપ્રકાશમાં કરેલા અર્થમાં તો इन्द्र શબ્દથી પુરૂષ અર્થાત્ પતિ સમ્બોધિત કરવામાં આવેલ છે. જો પતિને સંબોધીને એ મંત્ર કહેવામાં આવ્યો હોત, તો જ્યાં એ પતિજ પોતે છે તો પછી पतिमेकादशं कृधि એમ શા માટે કહેવાત? કિન્તુ आत्मानम् एकादशं कृधि એવું કહેલું હોત. વળી તે સિવાય સારી સન્તતિ ઉત્પન્ન કરવી કે સ્ત્રીને સુહાગણ રહેવા દેવી, એ પણ પતિના અધિકારમાં ક્યાં છે? જો એ વાત ધણીના અખત્યારમાં હોત, તો કદાપિ કોઇને નામખોળુ નઠારાં છોકરાં પેદા ન થાત અને કદી કોઇ સ્ત્રી રાંડત પણ નહિ. તો પછી જે વાત જેના સ્વાધીનમાં નથી, તેને માટે પ્રાર્થના કરવી એતો તદ્દન વ્યર્થ જ છે.

આગળ इमाम् શબ્દ સ્ત્રીલિંગમાં દ્વિતીયાનું એકવચન છે, એમાંથી એવો અર્થ કાઢવો કેઃ-"આ વિવાહિતા સ્ત્રી યા વિધવા સ્ત્રીને" એ કોઈ રીતે ઠીક નથી. જ્યારે પતિ એક છે, તો પછી સ્વામીજીના મંતવ્યાનુસાર જ ધણી સ્ત્રીઓ સાથે સ્હાય તે વિવાહિતા હો કે વિધવા હો, પણ સંબંધ કેવી રીતે પેદા કરી શકે છે? કદી કહેવામાં આવે કે, જેમ કન્યાના વિવાહમાં કહેવામાં આવે છે કે આ વિવાહિતા સ્ત્રીને સુહાગિન કર, એવી રીતે

વિધવાના વિવાહમાં પણ કહેવું કે 'આ વિધવાને સુહાગણ કર' એ કેવા આક્ષેપને યોગ્ય થઇ શકે છે ? બડી આશ્ચર્યની વાત છે કે પ્રમાણ તો નિયોગને માટે આપવામાં આવે, અને તેમાં પુરૂષને એવી પ્રાર્થના કરવામાં આવે કે-" તું આ સ્ત્રીને સૌભાગ્યવતી કર ! " આ મંત્રથી તે નિયોગ સિદ્ધ થાય છે કે તેની બનાવટી ઇમારત એકદમ કડડભૂસ થઇ પડી જાય છે ? નિયોગમાં પતિપત્ની ભાવજ નથી, તો પછી સ્ત્રીને સુહાગણ બનાવવાની તો વાતજ કેવી ?! નિયોગથી સ્ત્રીને સોહાગણ બનાવવામાં આવે છે, તો પછી નિયોગ અને વિવાહમાં ફેર શો રહ્યો ? આગળ ચાલતાં તો વળી આની ઇબારત બિલકુલ ઢંગધડા વગરની છે, અને મંત્ર સાથે કશો પણ સંબંધ નથી રાખતી; એ બતાવી આપીએ છીએ. તે એ છે કે:—

" હે સ્ત્રી ! તું પણ વિવાહિત પુરૂષ યા નિયુક્ત પુરૂષોથી દશ સંતાન ઉત્પન્ન કર." આ મંત્રમાં એવો કોઇ શબ્દ નથી, કે જેથી આને સંબોધન કરવામાં આવ્યું છે. ઠીક ! આને મંત્રનો અર્થ ન માનતાં સ્વતંત્ર વ્યાખ્યાજ સમજીએ, તો એ કેવી અનુચિત અને સંબંધ વગરની અસંગત વ્યાખ્યા છે કે, વિવાહ વખતે સ્ત્રીને કહેવામાં આવે કે:-" તું આ પુરૂષ કે જેની સાથે તારૂં લગ્ન થઇ રહ્યું છે તેનાથી અને અન્ય નિયુક્ત પુરૂષોથી કે જે તારા ભાવી પતિ થશે, તેમનાથી દશ સંતાન ઉત્પન્ન કર." અમારી સમજ પ્રમાણે તો કોઇ ભદ્ર પુરૂષ વિવાહ વખતે આવી વ્યાખ્યા સાંભળવાનું બિલકુલ પસંદ નહિ કરે. **अस्याम्** શબ્દનો એવો અર્થ કરવો કે " વિવાહિત પુરૂષોથી યા નિયુક્ત પુરૂષોથી " એ કેવળ વ્યાકરણ વિરૂદ્ધ છે એટલુ જ નહિ, પરંતુ અનુચિત પણ ઘણું છે.

વળી આગળ ચાલતાં આ મંત્રનો એવો નિષ્કર્ષ કાઢવામાં આવ્યો છે કે:—" આ મંત્રની આજ્ઞાનુસાર પુરૂષ અને સ્ત્રી અગીઆર અગીઆર નિયોગ કરી શકે છે. " અમે તો આશ્ચર્યચકિત થઇએ છીએ કે, આમાં એવા ક્રિયા પદ યા શબ્દમાંથી આવું અદ્ભુત પરિણામ કાઢવામાં આવ્યું છે ? જો કહેશો કે **पतिमेकादशंकृधि** એ છેલ્લા પદમાંથી એ નિષ્કર્ષ કાઢવામાં આવ્યો છે, તો તે તદ્દન ખોટું હોવાથી સર્વથા અનુચિત અને અસંગત છે. કેમકે અહીં **एकादश** શબ્દ જે પૂરક છે, તે દશ પુત્રોની અપેક્ષા રાખે છે જે આની પહેલાના પદમાં કહેલા છે, અને એ એમને પોતામાં સામેલ કરી અગિયારમી સંખ્યા પૂરી કરે છે. આમાં નિયોગ કે વિવાહની સંખ્યા નથી ગણાવી ! જેમ કોઈ માણસ કહે કે, મારે ચાર છોકરા છે, અને પાંચમો હું; અર્થાત્ હું એમાં સામેલ થઈ પાંચની સખ્યા પૂરી કરૂં છું. તેવુંજ અહીં પણ છે કે—આ " સ્ત્રીથી દશ પુત્રો ઉત્પન્ન કર અને અગીઆરમા પતિને પણ જીવતો રાખ. " અર્થાત્ પિતાપુત્ર મળી ૧૧ અગીઆર હો. આવો સીધો સાચો અને સરળ અર્થ કે જે સર્વસંમત છે તે છોડી દેઇને ૧૧ નિયોગ યા ૧૧ પતિનો અર્થ કરવો એ કોઇ પણ રીતે યુક્તિયુક્ત અને માનનીય થઇ શકેજ નહિ.

જો કે વિધવાવિવાહને પણ વેદ યા શાસ્ત્રવિરૂદ્ધ નહિં માનનાર લોકોમાંનો હું નથી, પરંતુ આથી વિધવાવિવાહ સિદ્ધ કરવા માગે, તો અમારી દૃષ્ટિમાં એની પણ એવીજ અનુચિત ચેષ્ટા થશે, નિયોગ તો દૂર રહ્યો કે જેને માટે વેદમાં કોઇ પ્રમાણ ઉપસ્થિત નથી. અમે વિશેષ તો શું કહીએ, પણ ખુદ સત્યાર્થપ્રકાશમાંથી જ આ અર્થનું નિરાકરણ થઈ જાય છે. સત્યાર્થપ્રકાશને પૃષ્ઠ ૧૧૭મે પ્રશ્નોત્તરની રીતે લખ્યું છે કે:—પ્રશ્ન-વિવાહ અને નિયોગના નિયમ એક જેવા છે કે ભિન્ન ભિન્ન ? -ઉત્તર-" કંઇક થોડોક ભેદ છે, કે જે

પહેલાં કહી આવ્યા છીએ અને તે એ છે કે, વિવાહિત સ્ત્રીપુરૂષ એક પતિ અને એકજ સ્ત્રી મળી દસ સંતાન સુધી ઉત્પન્ન કરી શકે છે; અને નિયુક્ત સ્ત્રી કે પુરૂષ બે કે ચારથી વધારે સંતાન ઉત્પન્ન કરી શકે નહિ. "

ઉક્ત મંત્રમાં સ્પષ્ટ રીતે ૧૦ પુત્રો ઉત્પન્ન કરવાની આજ્ઞા છે, આથીજ સિદ્ધ થાય છે કે સ્વામીજીની સમ્મતિમાં પણ આનો નિયોગ સાથે કંઇજ સમ્બન્ધ નથી. વળી સત્યાર્થપ્રકાશમાં બીજો મંત્ર (ઋગ્વેદ મં. ૧૦ સૂ. ૪૦ મંત્ર ૨) આપવામાં આવ્યો છે તે એ છે કેઃ—

कुहस्विद्दोषा कुहवस्तोरश्विना कुहाभिपित्वं करतः कुहोषतुः ।
कोवांशयुत्रा विधवेव देवरं मर्य्यं न योषा कृणुते सधस्थआ ॥

આ મંત્રમાં ઉપમાન રીતે વિધવા અને દેવર બે શબ્દ પ્રયુક્ત થયા છે. એનો ઉપમેય અશ્વિના છે, જેથી સાયણ તો આ નામના બે દેવને ગ્રહણ કરે છે. આ પર અમે કંઇ વિવાદ કરતા નથી, અમારો આક્ષેપ તો કેવળ વિધવા અને દેવર શબ્દના અર્થ પર છે, જેનો સ્વામીજીએ નિયુક્તા અને નિયુક્ત અર્થ કર્યો છે; એ તે કિયો કોષ અને વ્યાકરણ છે કે જેમાં વિધવાનો અર્થ નિયુક્તા અને દેવરનો અર્થ નિયુક્ત કરવામાં આવ્યો છે? અને જ્યારે સ્વામીજીના મંતવ્યાનુસાર જ નિયુક્ત અને નિયુક્તામાં પતિપત્નીનો ભાવ નથી હોતો તો પછી એમનું એક સ્થાનમાં રહેવું અને પદાર્થોની પ્રાપ્તિ કરવી તે કેવી રીતે બની શકે? નિયોગને માનનારા શું નિયુક્ત સ્ત્રીપુરૂષને એ અધિકાર આપે છે? જો આપે છે તો એમનાજ કથનાનુસાર તે નિયોગ નહિ કિન્તુ વિવાહ છે, અને નથી આપતા તો પછી આ મંત્રથી તેઓ નિયોગ સિદ્ધ કરવાની પોતાનીજ પ્રતિજ્ઞાને હાનિ પહોચાડે છે.

સત્યાર્થપ્રકાશમાં ઋગ્વેદમાંથી ત્રીજો મંત્ર એવો આપવામાં આવ્યો છે કેઃ—

उदीर्ष्व नार्यभिजीवलोकं गता सुमेतमुप शेष एहि ।
हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभि सम्बभूथ ॥

ऋग्वेद. मं. १० सू. १८ मं. ८.

આ તૈતિરીય સંહિતાનો એ મંત્ર છે કે જેના ભાષ્યમાં શ્રીસાયણાચાર્યે વિધવા-વિવાહ સિદ્ધ કર્યો છે. પણ સત્યાર્થપ્રકાશમાં આના કરવામાં આવેલા અર્થમાં અનાવશ્યક અને અનાકાંક્ષ્ય પદોનો અધ્યાહાર કરવામાં આવ્યો છે એટલું નહિ, પણ એમાં એવી મોટી અશુદ્ધિઓ-ભૂલો છે, કે જે સંસ્કૃતના વિદ્યાર્થીઓને પણ ખટકે છે. शेषः જે ક્રિયાપદ છે એને સંજ્ઞાપદ માની અર્થ કરવામાં આવ્યો છે કેઃ—' બાકીના પુરૂષોમાંથી ' એ એવી ભૂલ છે કે આનો દોષ સ્વામીજીને શિર મેલવો, એ તેમની અવજ્ઞા કરવા બરાબર છે. બીજું ક્રિયાપદ उदीर्ष्व જેનો અર્થ ईर ધાતુથી ગતિ અને કંપન છે, નિષ્પન્ન થયું પણ થાય છે. આનો અર્થ ' વિચાર અને નિશ્ચય રાખ ' કરવો ઠીક નથી. જો ગતિનો અર્થ જ્ઞાન લેઇ એમ કરવામાં આવે, તો પણ અહીં તે ઘટતો નથી; કેમકે આ મંત્રનો વિનિયોગ વિધવા મૃતપતિની લાશ પાસે બેઠેલી છે, એ અવસર પર કરવામાં આવ્યો છે; આ મંત્ર વડે દેવર, શિષ્ય વા ભૃત્ય તેણીને ત્યાંથી ઉઠાડે છે; એટલા માટે ગતિનો મુખ્ય અર્થ ઉઠવુંજ થવો, અહીં ઠીક છે. ત્રીજું પદ जनित्वम् છે તેનો અર્થ 'જણેલો બાળક' કરેલો છે, યદિ બાળક મોજુદ છે, ત્યારે તો પછી સ્વામીજીનાજ મતાનુસાર નિયોગની તો શું પણ

વિવાહની યે આવશ્યકતા નથી, કેમકે સ્વામીજી તો અક્ષતયોનિનો વિવાહ લખે છે અને જો મતાન હયાત નથી, તો પછી 'એ બાળક' એમ કહેવું ઉચિત નથી, અને એ પણ બતાવવું જોઇએ કે જનિનો અર્થ બાલક ક્યા કોષમા છે આ સિવાય जनित्वम्‌માં त્વ પ્રત્યય ભાવમા હોય છે કર્તા કે કર્મમાં નહિ તો પછી 'આ બાલક' એવો અર્થ એનો કેમ થશે ? જો ઈદં ब्राह्मणत्वम्‌નો અર્થ કોઇ 'આ બ્રાહ્મણ' કરે, તો શુ તે ઠીક થશે ? કોઇ વૈયાકરણ આમા સહમત નહિ થાય એટલા માટે આનો શ્રીમાન્ સાયણાચાર્યે કરેલોજ અર્થ ઠીક છે, અર્થાત્ હાથ પકડનાર તારો જે બીજો પતિ છે, એના આ સ્રીપનનો સ્વીકાર કર આ મત્રમા તો નિયોગની ગધ સરખી પણ નથી વળી સત્યાર્થપ્રકાશમાં આપેલો ચોથો મત્ર (અથર્વવેદ કા ૧૪ અનુ ૨ મ ૧૮) એ છે કે –

अदेवृघ्न्यपतिघ्नी इहैधि शिवा पशुभ्यः सुयमा सुवर्चाः ।
प्रजावती वीरसूर्देवृकामा स्योनेममग्निं गार्हपत्यं सपर्य ॥

આ મત્રમા ફક્ત अदेवृघ्नी અને देवृकामा એ બે શબ્દ આવેલા છે, જેનો અર્થ દિયરને ન મારનારી અને દેવર પર મમતા રાખનારી થાય છે હવે પ્રશ્ન એ છે કે શું પતિની વિદ્યમાનતામા એ બે કામ નથી થઇ શકતા ? જો થઇ શકે છે તો પછી નિયોગ તો એક બાજુ રહો, પણ પુનર્વિવાહથી યે આનો સબધ કરવો અનાવશ્યક અને અનુચિત જણાય છે જો આ મત્રથી નિયોગ સિદ્ધ થઇ શકે, તો પછી સસારમા એવી કોઇ વાત બાકી નહિ રહે, કે જે વેદથી સિદ્ધ થઇ ન શકે ! વળી સત્યાર્થપ્રકાશમા જે પાચમો મંત્ર (ઋગ્વેદના મ ૧૦ સૂ ૮૫ નો મત્ર ૪૦ મો ) આપેલો છે તે એ છે કે—

सोमः प्रथमो विविदे गन्धर्वो विविद उत्तरः ।
तृतीयो अग्निष्टे पतिः तुरीयस्ते मनुष्यजाः ॥

આ મત્રનો કરેલો અર્થ પણ અસંગત અને વ્યાકરણથી ઉલટો છે तुरीयનો અર્થ 'ચોથાથી લઇ અગીઆરમા સુધી' અને मनुष्यजा ને બહુવચન માની મનુષ્ય કહે છે, નહિ માલુમ કે એવા ક્યા કોષ અને વ્યાકરણ છે કે જેમા આવા અવળા અર્થ કરવામા આવ્યા છે ! ખેદની વાત છે કે આવી અશુદ્ધિયોનો દોષ પણ સ્વામીજીને શિર મેલવામા આવે છે ! આ મત્ર પણ વિવાહપ્રકરણનો છે આમા સોમ, ગધર્વ અને અગ્નિ, એ ત્રણ દેવતા વિવાહની પહેલા સ્રીના અધિપતિ માનેલા છે એટલા માટે पति શબ્દનો નિર્દેશ કર્યો છે એ કન્યા છે ત્યા સુધી એ દેવતાઓની અથવા તો એવા નામના વિશિષ્ટ ઇશ્વરની સરક્ષતામા એ કન્યાનુ રહેવુ માનવામા આવ્યુ છે, વિવાહ પછી મનુષ્યની સરક્ષતામાં આવી જાય છે, ત્યારે એનો નારી યા પત્ની આદિ શબ્દોથી નિર્દેશ કરવામા આવે છે એટલા માટે આનો અર્થ એવો થાય છે કે—સોમ પહેલો, ગધર્વ બીજો અને અગ્નિ ત્રીજો તારો રક્ષક-અધિપતિ હતો, અને હવે આ મનુષ્ય ચોથો થાય છે અથર્વવેદના નીચેના મત્રથી શુ આ અર્થની પુષ્ટિ થાય છે

सोमो ददद् गन्धर्वाय गन्धर्वो ददग्नये ।
रयिं च पुत्रांश्चादादग्निर्मह्यमथो इमाम् ॥ अथर्ववेद ॥

સોમે ગંધર્વને આપી, ગંધર્વે અગ્નિને દીધી અને અગ્નિ આ સ્ત્રી તથા પુત્રો મને આપે છે. પાણિગ્રહણ સમયે બોલાતો મંત્ર પણ આની પુષ્ટિ કરે છેઃ—ભગો અર્યમા સાવિતા પુરન્ધિર્મહ્યં ત્વાદુર્ગાર્હ પત્યાય દેવાઃ । ગૃહસ્થાશ્રમને માટે ભગ, અર્યમા, સવિતા અને પુરન્ધિ દેવતા તને મને આપે છે. મનુસ્મૃતિમાં પણ આ અર્થની પુષ્ટિ કરેલી છે.

देवदत्तां पतिर्भार्यां विदन्ते नेच्छयात्मनः ।

तां साध्वीं विभृयान्नित्यं देवानां प्रियमाचरन् ॥ મનુ૦ અ૦૯-૯૫

દેવતાઓએ આપેલી સ્ત્રીને પતિ પ્રાપ્ત કરે છે, પોતાની ઇચ્છાથી નહિ; માટે દેવતાઓને પ્રસન્ન કરતો રહી સદા એની રક્ષા કરે. જો ઉક્ત મંત્રમાં સોમ, ગંધર્વ અને અગ્નિ શબ્દોનો અર્થ કોઈ દેવતા વિશેષનો ન લેવામાં આવે, કિન્તુ સત્યાર્થપ્રકાશના પ્રથમ સમુલ્લાસમાં લીધેલ છે તેમ ઇશ્વરનો લેવામાં આવે, તોપણ અમારે કાંઇ વિવાદ નથી.* ત્યારે આનો અર્થ એવો થશે કેઃ—સોમ, ગંધર્વ અને અગ્નિ શબ્દ વાચ્ય ઇશ્વર મનુષ્યને માટે આ સ્ત્રી આપે છે, અને અત્યાર સુધી એણે તેણીની રક્ષા કરી. મંત્રમાં તો સાફ કહેવામાં આવ્યું છે કે, ચોથો પતિ મનુષ્ય થાય છે, ત્યારે પહેલો બીજો અને ત્રીજો પતિ પણ મનુષ્ય બતાવવો એ કેવળ ભૂલજ નહિ કિન્તુ ઘણો ભારે અપરાધ છે; ભલેને તે અજ્ઞાતજ હોય. અહીં વિચિત્ર વાત તો એ છે કે, દેવતાઓ કે ઇશ્વરને પતિ કહેવામાં સંકોચ થાય અને મનુષ્યોને બેધડક પતિ કહેવામાં આવે ! આપણે સઉ ઇશ્વરને પિતા કહીને તેની ઉપાસના કરીએ છીએ, પરન્તુ કોઈ પણ મનુષ્યને પોતાના પિતા સિવાય શું આપણે પિતાના નામથી સંબોધન કરી શકીએ છીએ? નિયોગસિદ્ધિ માટે એ પાંચ મંત્રો સિવાય વળી એક છઠ્ઠું પ્રમાણ પણ આપવામાં આવ્યું છે, અને તે યમયમીસૂક્તના એક મંત્રનો ટુકડો છેઃ-अन्यमिच्छस्व सुभगे पतिमत् ॥ આ ઉપર અમારૂં વક્તવ્ય એટલું છે કે, પ્રથમ તો પૂરો મંત્ર આપવો જોઇતો હતો, અને એનો પ્રસંગ અને પ્રકરણ પણ બતાવવાંજ જોઇયે. પણ એમ કરવામાં નથી આવ્યું; જે સ્વામીજીના લેખાનુસારજ વાકૂછલ કહેવાય છે આ મંત્રમાં તો યમ અને યમી ભાઈબહેનની વાર્તા છે યમ મોટો ભાઇ છે યમી તેની નાની બહેન છે, એક વાર વરરાજા પરણવા જતા હશે તેનો વરઘોડો જોઇ બાળકબુદ્ધિથી યમી કહે છે કેઃ—"ભાઇ! આપણે એ પરણીશું." આ છોકરમતનું-અણસમજનું કહેવું સાંભળી યમ કહે છે કેઃ—"ભાઇ બહેનથી ન પરણાય, માટે હે સુભગે! મારા સિવાય તું અન્ય પતિની ઇચ્છા કર!" આ વાક્યનો પ્રત્યેક સ્ત્રીપુરૂષ સાથે સંબંધ કરવો એ તો અન્યાયજ છે. પંડિત ભીમસેનજીએ કર્યો છે તેવો આનો આલંકારિક અર્થ કરવામાં આવે, તોપણ આથી સ્ત્રીપુરૂષની કલ્પના નિરસ્ત થઇ જાય છે. જો થોડી વારને માટે પ્રકરણ તથા મંત્રના પૂર્વપદોની ઉપેક્ષા કરી સ્વામીજીનો અર્થ માનીએ, તોપણ આથી નિયોગ શી રીતે સિદ્ધ થઇ શકશે? સ્ત્રી

* સોમ, ગંધર્વ અને અગ્નિ જૂદા જૂદા દેવ છે માટે ત્રણેને એક ઇશ્વરવાચક માનવાથી બાધ આવે છે. ઉપર અથર્વવેદના મંત્રના અર્થમાં સોમે ગંધર્વને, ગંધર્વે અગ્નિને અને અગ્નિએ મને આપી છે—એમ સાફ કહેલું છે; તેથી એ ત્રણે દેવોને એક ઇશ્વરવાચક નામ માનવા કે કહેવા ઠીક નથી, તેમ અજુગતું હોવાથી અશક્ય પણ છે. તંત્રી.

જે પુરૂષની સાથે નિયોગ કરે છે તેની શું પતિ સંજ્ઞા થઇ શકે છે? જો નથી થઇ શકતી, તો પછી આથી નિયોગ સિદ્ધિ થવાનીજ કેમ?' સત્યાર્થપ્રકાશમાં નિયોગસિદ્ધિમાં આપેલા મંત્રોના અર્થની આ કરવામાં આવેલી આલોચના, દિગ્દર્શન માત્ર છે. આશા છે કે મારા સમાજીભાઇઓ નિષ્પક્ષ થઇ એનાપર ખૂબ વિચાર કરશે આ આલોચના કરવાની મારી મતલબ કદાપિ એવી તો હેજ નહિ કે, સ્વામીજીની અવજ્ઞા કરવી યા તેમના ઉપરની શ્રદ્ધાને નિર્મૂલ કરવી, કિન્તુ એમની નિષ્કામ સેવાને માટે સ્વામીજીનું જે ગૌરવ આપણા હૃદયમાં છે, તેની રક્ષાને સારૂ અને આર્યસમાજની શુભચિન્તકતાથીજ મેં આ યત્ન કર્યો છે અને તો વિશ્વાસ છે કે, એ અર્થો સ્વામીજીએ નહી લખેલા, જો તેની કાપી પર સહી કરેલીજ હોય તો કાર્યાસક્ત હોવાથી તેઓ અસાવધાનતાથી એ જોઇ ન શક્યા હોય ભલે ગમે તેમ હોય, યદ્યપિ તેણે લખ્યા છપાવ્યા હોય, પણ આર્યસમાજને માટે તો એ આવશ્યક નથીજ કે તે આંખો મીંચીને એનું અનુસરણ કર્યાજ કરે, કેમકે આર્યસમાજનો આધાર કોઇ વ્યક્તિ વિશેષપર નથી નાખવામાં આવ્યો.

મૂળ લેખક-પંડિત ચંદ્રીદત્ત શર્મા

*** આ લેખના વિચારો કાનપુર આર્યસમાજના ઉપદેશક મહાશયના છે, અને તે અલ્હાબાદ-પ્રયાગની સુપ્રસિદ્ધ પત્રિકા મર્યાદામાંથી કાર્તિક ૧૯૭૦ વર્ષ ૧૪ સંખ્યા ૮ પૃષ્ઠ ૨૯ થી ૪૧ સુધીમાં મુરાદાબાદની પત્રિકા સનાતનધર્મપતાકામાં છાપવામાં આવેલ છે આમાં વિધવાવિવાહસમર્થન જેવી સનાતનધર્મથી વિરુદ્ધ જતી જે વાતો આવેલી છે, તે લેખકનો આર્યસમાજી ભાવ સમજવો નિયોગના સંબંધમાં લેખકે સત્ય અને નિષ્પક્ષ અભિપ્રાય પોતે દયાનંદીય હોવા છતાં આપેલ છે, તે ઉપર 'બાબા વાક્ય પ્રમાણ' માની લઇ હઠ અને દુરાગ્રહ પકડી બેઠેલા પંડિતમન્ય, આર્યમન્ય અને ઇતર સુવિચારી અને સદ્વિવેકી જનોનું લક્ષ ખેંચી સઉને વિચાર કરવાનું ઠીક થઇ પડે, તેવા ખાસ હેતુથીજ આ લેખ અત્રે અનુવાદ કરી પ્રકટ કરવામાં આવ્યો છે તંત્રી.

---

# 'દયાનંદસરસ્વતી અને મહમૂદગિઝનવીની સરખામણીનો ખુલાસો.

સુપ્રસિદ્ધ સનાતનધર્મરક્ષક 'શ્રીમહાજ્યોતિ'ના ગત કાર્તિક માસના અંકમાં હમે દયાનંદસરસ્વતીને મહમૂદગિઝનવીની સાથે ઇતિહાસના પ્રબળ તેમજ અકાટ્ય પુરાવા સહિત નવ બાબતમાં સરખાવ્યા હતા અને તેથી મુંબઇનું આર્યમ્મન્યોનું 'ચીભડા ચળકાટ' પત્ર હમારા પર શીંગડાં બાંધી તેના તા ૧૩ મી ફેબ્રુઆરી૧૯૧૬ના અંકમાં ઉછળી પડ્યું છે, અને તે સ્વાભાવિકજ છે એ પત્ર દયાનંદના દબથી અંજાઇ જઇ તેના મોહમાં ફસાઇ પડેલું છે વૈષ્ણવોની વિના કારણે ઠેકડી કરનાર સમાજીઓ દયાનંદ પ્રત્યેની અંધ શ્રદ્ધાના ભોગવશાત્ સામાન્ય બુદ્ધિને તિલાંજલિ આપી દઇ જે બદ્ધબદ્ધતાથી પોતે ભડકે છે અને જેના ભૂત સર્વત્ર ભાળે છે, તેવાજ કેવળ સ્વાર્થાન્ધ બની મમત ભર્યો દુરાગ્રહ રાખી, પોતાનો કક્કો ખરો કરવા અજ્ઞાનતાનો બાચકા ડોળ કરવા પ્રવૃત્ત થાય છે-એ બહુ

આશ્ચર્યજનક છે. દયાનંદને મહમુદગિઝનવીની સાથે સરખાવવામાં હમારો હેતુ કાંઇ દયાનંદને ઉતારી પાડવાનો છેજ નહિ, તેમ સમાજીઓને કાંઇ ચીડવવાનો હેતુ પણ તેમાં રહેલો નથી. પણ બન્નેની સરખામણી કરવાનો હેતુ માત્ર એટલુંજ દર્શાવવાનો છે કે, તેઓ બન્ને હિન્દુધર્મનો જણીજુઝીને નાશ કરવામાં કેટલા પ્રમાણમાં, કેટલે અંશે, અને કેવી રીતે એકસરખા હતા. હાથ, પગ, નસ, નાડી ઇત્યાદિ અન્ય સહસ્ત્ર શારીરિક પિંડો વગેરે હજારો વાતમાં તેઓ બન્ને સરખા હોય યા ન હોય તેનું હકારે કાંઇ પણ પ્રયોજન નથી. આર્યસમાજને યોગ્ય લાગે અથવા તેમ કર્યાં વગર નાજ ચાલે તેમ હોય, તો ભલે તેઓ તે બાબતમાં મુકાબલો કરવા બેધડક પ્રવૃત્તિ કરે; તેની સામે હમારા તરફથી કાંઇ પણ પ્રતિકાર નહીં કરવામાં આવે.

પ્રસન્નવદનના 'ઇતિહાસાદી'ના જ્ઞાનની ઉક્ત પત્રને દયા ખાવાની કાંઇ જરૂર નથી. ઉલટું 'આર્યપ્રકાશ'ના લેખકના ભાષાજ્ઞાનની તેને તો બહુ દયા ઉપજે છે, અને એ બાબતમાં તો આર્યસમાજના કમનસીબે ઉક્ત સમાજી લેખકને પોતાના પગ કાચા કાદવના હોવાનું સ્વીકાર્યા વિના છુટકોજ નથી. હવે મહમુદની માતા નીચ કુળની હતી એમ કાંઇ હું એકલોજ કહેતો નથી. ફારસી ભાષાના 'શેકસ્પીઅર' ફિરદોસીએ, મહમુદના દગાનો ભોગ થઇ ગયા બાદ તે પ્રમાણે પોતાના કાવ્યમાં લખ્યું હતું. અને તે ખીના "Hunter's History of India" માં ડબલ્યુ. હન્ટર. સી. આઇ. એલ. એલ. ડી. એઓ સાહેબે ઉક્ત પુસ્તકને ૧૦૪ યે પાને વર્ણવી છે.

"Ferdousi retired in disgust from the court, and wrote a bitter satire, which tells us of **the base birth** of the monarch to this day." અને લગભગ દરેક ઇંગ્લીશ ઇતિહાસોમાં એની એજ મતલબના શબ્દો છે.

'*Easy stories from Indian History*' એ પુસ્તકમાં ઇ. મારર્ડન. બી. એ. એફ. આર. જી. એસ. એમ. આર. એલ સાહેબે દશમી વાર્તામાં પણ એજ મતલબનું પરન્તુ વધારે સ્પષ્ટ કરી સંશયનો અવકાશ પણ રહે નહીં એવું ચોખ્ખે ચોખ્ખું સાફ લખી દીધું છે. ઉક્ત પુસ્તક 'ગુજરાતી' તેમજ ઇંગ્રેજી મિડલ સ્કૂલોમાં ચાલે છે અને તેનો ગુજરાતી અનુવાદ ગુર્જરસાક્ષરમણી શ્રીમાન રાવબહાદૂર કમળાશંકરભાઇ પ્રાણશંકરભાઇ ત્રીવેદી એઓ સાહેબે કરેલો છે. તેના ૪૮ મા પૃષ્ઠની ૭ સાત લીટીઓ આર્યબન્ધોના 'ચીભડા ચળકાટ' પત્રે શોક સન્નિપાતની જવાળ દૂર કરી વાંચી, વિચારી મનન કરવા યોગ્ય હોવાથી મુખભંગચપેટિકારૂપ તેને માટે અહીં મોજુદ છેઃ—

"તેના ચહેરાપર સહિયડનાં પુષ્કળ ચાઠાં હતાં, અને તેની મા નીચકુળમાં જન્મી હતી."

ઉક્ત સમાજી પત્રે હમને 'તમો એ પુરાવો ક્યાંથી લાવ્યા?' એમ ખુલ્લે ખુલ્લા શબ્દમાં પૂછેલું હોવાથીજ તેના સંતોષને માટે મૂળ પુસ્તકોમાંથી ઉતારા સહિત પુરાવા અમારે આપવા પડ્યા છે. નહીંતો ઇતિહાસાદીનાં જ્ઞાનના પ્રકરણમાં હમારા પગ કાચા

કાદવના થઇ જાય. વળી આગળ લખવામાં આવ્યું છે કેઃ—ત્યારે ક્રમબાંકમ આ બાબતમાં તો વિરોધ પડયો કે મહમદના પિતા ઉચ્ચ કુળમાં હતા જ્યારે દયાનંદના નીચકુળમાં હતા!" અમે પુછીશું કે, શું એ વિરોધથી દયાનંદનાં ગૌરવમાં વધારો થાય છે કે ઘટાડો ?? ઉલટું દયાનંદ મહમૂદ કરતાં એ વધારે હલકી કોટિનો અને વધારે નીચ ઠરે છે. એ વિરોધ કાઢીને તો ઉલટું સમાજી પત્રે પોતાને બેસવાની ડાળ કાપી નાંખવા જેવું જ કર્યું ગણે.

'બન્ને મરણ પામ્યા બાદ પોતાની પાછળ પુષ્કળ ધન મૂકી ગયા હતા.' એ મુકાબલો સમાજી પત્રને આશ્ચર્યકારક લાગે છે, અને તેથી લેખકના પિતા સાથે મહમૂદને સરખાવવાનું સાહસ કરવા તે પ્રવૃત્ત થાય છે. પણ સમાજો ! કજીયાદલાલ એમ કાંઇ મુખમસ્તીતિવક્તવ્યમ્ એ ન્યાયે કેવળ ગાલિપ્રદાનને ખાતરજ, ગાલિપ્રદાન કરવાથી તમારૂં કાંઇ કાર્ય સરવાનું નથી, પણ ઉલટા જગતમાં હાંસિને પાત્ર થશો અને મહામૂર્ખ ઠરશો; મહમૂદની દયાનંદ સાથે સરખામણી કરવાનો હેતુજ લક્ષ્યમાં રાખવાનો છે. લેખકના પિતા પાસે પૈસો હોય, કે ગમે તે કોઇ સખ્સ પાસે પૈસો હોય, અને તે બેમાંનો કોઇ, પોતાની પાછળ પોતાના વારસને માટે મૂકી જાય, તેથી કાંઇ તે બેમાંથી એકને પણ મહમૂદગિઝનવી સાથે સરખાવવોજ જોઇએ—એમ ઠરતું નથી. કોઇ * લોજીક કે સાયન્સ તેની ફરજ પાડી શકતું નથી. કારણ મહમૂદે જેવી રીતે સનાતનધર્મનું સત્યાનાશ વાળ્યું હતું, તેવીજ રીતે દયાનંદે પણ સનાતનધર્મનું નિકન્દન કાઢી નાંખવામાં-કાંઇ પણ કચાશ રાખી નહોતી. બન્નેએ દ્રવ્યસંચય કરી સનાતન હિંદુધર્મનું ખૂન કરવામાં કાંઈ પાછી પાની કરી નહોતી.

---

* લોજીક અને સાયન્સની બડીબડી બાતો કરનારા આર્યમન્યો અને સુધારકમન્યોની તે બાબતમાં દયાપાત્ર દશા ઘણીવાર થયેલી જણાય છે. આટલુ છતાંપિ મિથ્યા મમત, ખોટી પતરાજી અને અંધશ્રદ્ધાથી ભરેલો પક્ષાગ્રહ રાખનારા પહોળાં મોઢાં અને લાંબા હાથ કરી છાતી કાઢીને કહે છે કે:—તમારા (સનાતનીઓના)માં લોજીક કે દલીલ અમે દેખતાજ નથી! મારા મિત્ર જૈનહિતેચ્છુના મુખ્ય લેખક સાક્ષર અને સમાજસેવક રા. રા. વાડીલાલ મોતીલાલ શાહે હમણાં થોડા વખતપર પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ રૂબરૂ ખુલ્લા શબ્દોમાં બેધડક કહ્યું હતું કેઃ—"તમારા મુંબઇના સુપ્રસિદ્ધ અને બહોળો પ્રચાર પામેલા **ગુજરાતી** પત્રમાંજ હું કંઇ લોજીક કે દલીલ જેવું દેખતો નથી." અત્ર કહેવાનું કે હવે તેમણે બારીકાઇથી જોવું કેઃ—આર્યમન્યોના આર્યપ્રકાશમાં લોજીક સાયન્સ અને દલીલો કેટલાં અને કેવા પ્રકારનાં ઉભરાઇ જાય છે.?! આવા પ્રકારની સભ્યતા અને તર્ક તથા દલીલો કે જે આર્યપ્રકાશ પ્રકટ કરી રહ્યું છે, તેવું **ગુજરાતીમાંથી** ભાગ્યેજ જડી આવશે; છતાંપિ ગુજરાતીની એક તરફી નિન્દા કરનારા મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના મુખપત્રના મોંમાં મોં ઘાલી વિશ્વવિખ્યાત લોકપ્રિય ગુજરાતીપત્રને ઉતારી પાડવા પહેલાં ખૂબ વિચાર કરવો, અથવા તો પોતાની માન્યતા અને કથન જાહેરમાં સપ્રમાણ સિદ્ધ કરી આપી પોતાનું લોજીક અને સાયન્સનું જ્ઞાન જગતને જણાવી આપવું ઘટે છે. આ અમે ચેલેંજ નથી આપી પણ આ તકરારનો નિવેડો જલદી આવી જાય તેટલા માટે સપ્રેમ સૂચના કરી છે, તે લક્ષમાં લેવું જોઇએ છે. **તંત્રી.**

અને મરણ બાદ એક લૂટના પૈસા મૂકી ગયો અને બીજો ધુતી ઠગીને ભેગા કરેલા મૂકી ગયો. પણ બંનેએ સનાતનધર્મના ખૂન વડેજ પૈસો ભેગો કર્યો હતો. ફેર માત્ર એટલોજ હતો કે દયાનંદ દગાફટકા, છળપ્રપંચ, વેશ્યતારણ્ણા અને લોકવંચના કરી હીકમતથી પૈસા લોકોના ધુતી લેતો હતો. મહમૂદ જોર જૂલમથી બળાત્કારે લુટી લેતો હતો. પરન્તુ બન્નેની પ્રવૃત્તિ હિન્દુસમાજને ધર્મભ્રષ્ટ કરી સનાતન હિંદુ ધર્મને શિથિલ કરી દઇ પોતાની સત્તા જમાવવાની જ હતી. મહમૂદે જોરજૂલમથી તેમ કર્યું છે, દયાનંદે પોતાની ભુરકીમાં ભમાવી ભૂલાવી ભ્રમજાળ નાંખી ફંદે ફસાવી પોતાનું કાર્ય સાધ્યું છે. ખરૂં જોતાં બહાદૂરીનું કામ તો મહમૂદનુંજ હતું એમ કહ્યા વગર ચાલશે નહીં. ભલે ખોટી રીતે કહો કે વ્યાજબી રીતે કહો, પણ પોતાના ધર્મના ગૌરવ માટે આ પગલાં લીધાં હતાં, અને તેથી દેખીતી રીતે ધર્મવૃદ્ધિ કરી માનતો પણ હતો; દયાનંદે તો તેથી તદ્દન ઉલટુંજ કર્યું છે. પોતાના બાપદાદાનાજ ધર્મને રસાતાળ પહોંચાડી દઇ 'बाबा वाक्यं प्रमाणम्' એ ન્યાય પ્રમાણે પોતાનો કપોલકલ્પિત મિથ્યા મત પ્રવર્ત્તાવી સનાતન હિંદુધર્મ કે જેમાં એ બાળપણથી ઉછરીને મોટો થયો હતો તેને દગો દઇ, બેવફા થઇ બાપને ન બદી તેનાં પ્રનાશાતીયાં કરવાની અધમ પ્રવૃત્તિ તેણે આદરી હતી. હમારે કેવળ પ્રાણપ્રિય ધર્મરક્ષણાર્થેજ નાછુટકે આ પ્રમાણે મત આપવો પડે છે, બાકી દયાનંદ પ્રત્યે અંગત વેર હોવાનું હમારે કાંઇ પણ કારણ નથી; એ સર્વ કોઇ સહજ સમજી શકે તેમ છે. હમારા પરાપૂર્વથી ચાલતા આવેલા ધર્મને ડુબાવી દઇ, તેનો જડમૂળથી ઉચ્છેદ કરવા જે મનુષ્ય પ્રવૃત્ત થાય, તેને હમે કદાચ ગાળ ના દઇએ, પરન્તુ તેના પ્રત્યે હમને કદાપિ અંધશ્રદ્ધા પૂર્વક અનુચિત બહુમાન કે ઇશ્વર તુલ્ય અનુરાગ ઉત્પન્ન થાય એ તો કેવળ ખ પુષ્પવૃત–અરે તેથી પણ વધુ–અસંભવિતજ અને અતર્ક્યજ છે.

પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત—સુરત.

---

## आर्यसमाजीओनी अपूर्वता. (मलिनतानी मर्यादा).

---

આજકાલ આર્યસમાજીઓ પોતાને સર્વજ્ઞ, સુપ્રતિષ્ઠિત અને સર્વાંશે સંપૂર્ણ સમજે છે. સભ્યતા, સત્યતા, ભાષાજ્ઞાન, ઇત્યાદિનો તો તેઓએ જાણે ઇજારો ન લીધો હોય! એમ તેઓ ડંશાસ મારે છે. એમના વિરોધીઓ એમની માફક 'સત્યના અન્વેષણ સારૂંજ વિરોધ કર્યાનો ઢોંગ કરવાની જરૂર' જોતા નહીં હોવાથી, એમના મત પ્રમાણે તેઓ બધા 'બેઆબરૂદાર છે' તથા 'વીચારશીલ હોવા અશક્ય છે,' એટલુંજ નહીં પણ, તેઓને 'અક્કલવાળું લખતાં બોલતાં પણ આવડતું નથી.' તેઓને પ્રમાણો અને દલીલો સાથે લખતાં તો બીલકુલ આવડતુંજ નથી. માત્ર ગાલિપ્રદાન કરી, તેઓ કેવળ વગોવવાને ખાતરજ આર્યસમાજને વગોવી બીજી કોઇ રીતે તેમનો વખત નહીં જતો હોવાથી, એવી રીતે કાલનિર્ગમન કરે છે.

'આર્યપ્રકાશ'ના તા. ૧૩-૨-૧૬ ના અંકમાં અંગત આક્ષેપો, બ્રાહ્મણો, સનાતની પત્રો, તેના લેખકો, કિંબહુના આર્યસમાજેતર યાવત્ સનાતનધર્માવલંબી આખા સમાજપર કરવામાં આવ્યા છે. અને તેમને માટે બહુ સુમધુર, હૃદયગ્રાહી, સભ્ય અને આબરૂદાર ભાષાનો પ્રયોગ કરવામાં આવ્યો છે ઠેકાણે ઠેકાણે પરિહાસપટુત્વનું પ્રદર્શન પણ કરાવવામાં આવ્યું છે. પરન્તુ આર્યસમાજના કમનસીબે શોક માત્ર એટલોજ રહે છે કે, વાગીશ્વરી સરસ્વતીદેવીએ તેમાં મૂર્તિભંજકોને મહાયતા આપવાનું યોગ્ય નહીં ધારી, વૃત્રાસુરને 'ઇન્દ્રશત્રુ' માં જેમ છક્કડ ખવડાવી હતી, તેમ કરીને પરિહાસના એક માત્ર વિષય રૂપ સમાજીઓને તેમાંથી મુક્ત થવા દીધા નથી.

'આર્યપ્રકાશ' ના ઉક્ત તા. ૧૩ મી ફેબ્રુઆરી સન ૧૯૧૬ ના અંકમાં 'મલિન વિરોધની પરિસીમા' એ શીર્ષક લેખમા એક પણ સંસ્કૃત શબ્દની જોડણી ખરી નથી. એ લેખ ખરૂં જોતાં તો મલિન મિથ્થ્યોક્તિનીજ પરિસીમાનું આપણને દિગ્દર્શન કરાવે છે.

'ધુર્ત્તતાથી ઉદર પોષણ કરનારા બ્રાહ્મણો,' 'પત્રકારની રૂચીને અનુકૂળ.' 'પુજ્ય પિતાને પણ આ હિસાબે,' 'મુર્ખમાં ખપવુ પડે' ઇત્યાદિ વાક્યોમાં સંસ્કૃત શબ્દોની જોડણીનો વૈદિકરીત્યા પુન સંસ્કાર કરેલો જણાય છે. 'દયાનંદ શુદ્ર જાતીના કાપડી પુત્ર હતા,' એ વાક્યમા 'શુદ્ર,' અને 'જાતી,' એ બે શબ્દોની જોડણી પામે દયાનંદ હોવાથી તેના ધાકથી બ્હીને બદલાઇ ગઇ છે! લેખકે 'હીમ્મતલાલ' ભાઇને સંબોધીને બે ત્રણ વખત લખ્યું છે, અને તેમાં દરેક વખત દીર્ઘ 'હી'જ લખી પોતાના અદ્ભુત જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો છે. ગુજરાતી બીજી ત્રીજી ચોપડી ભણનારા વિદ્યાર્થી પણ 'હિન્દુસ્તાન,' અને 'હિન્દુ,' એ બે શબ્દોની જોડણીમાં કદી ભૂલ નહીં કરે. પણ આ લેખના અપૂર્વ વિદ્વાન લેખક, જે પોતાને અક્કલવાળું લખતાંબોલતાં આવડતું હોવાનો સગર્વ દાવો કરે છે, તેમણે એ બે શબ્દોની જોડણી દીર્ઘ 'હી'થીજ લખી છે! એ સિવાય 'ઇતિહાસાદી,' 'હીન્દુ,' 'પુર્વે' 'જુઠ્ઠું,' 'શુદ્ર,' 'ઉત્તર હીન્દ,' 'ધુમકેતુ,' 'પુછડી,' 'ઝુલો,' 'દલગીરી' વગેરે શબ્દો બે ત્રણ વખત એકની એકજ આ નવી સુધારેલી જોડણી સાથે લખવામાં આવ્યા છે બીજા શબ્દો 'સંપુર્ણ,' 'મુર્ખ,' 'વ્યભિચારીણી,' 'ઘુરવું,' 'હિસાબ,' 'હથીયાર,' 'નરક,' વગેરે 'હરતીમાં' આવ્યા છે. મહમુદગિઝનવીને બિચારાને પાંચ વખત જૂદી જૂદી જોડણીમાં લખી થકવી નાંખવામાં આવ્યો છે. એક વખત 'સ્વામી દયાનંદને મહમદ ગિજનવી સાથે સરખાવ્યા છે;' બીજે ઠેકાણે, 'આ હિસાબે તો મહમદગીજનવી સાથે તેઓ સરખાવી શકશે,' એમ લખ્યું છે. ત્રીજીવાર, 'મહમદ ગીજનવીની માતા નીચ કુળની હતી;' 'મહમદ ગજનવી સાથે સરખામણી કરવામાં,' અને છેલ્લી વખત, 'પરંતુ તે સારૂ મહમદ ગિજનવિને પણ' એમ લખ ને અહીં તેનો છેવટને માટે છૂટકો કર્યો છે. મુસલમાનઇતિહાસકાર ફરિસ્તાને એક વખત 'ફરિસ્તા' અને તેની પછીના બીજા વાક્યમાં 'ફરીશ્તા' એ પ્રમાણે એક ખોટી તો બીજી ખરી જાણી, ઉલટાસુલટી જોડણીમાં લખી લેખકે પોતાના ચિત્તસ્થૈર્યનો અદ્ભુત ચમત્કાર દર્શાવ્યો છે! ખરી ખૂબીની વાત તો એ છે કે—લેખકે જ્યાં જ્યાં પરિહાસપટુત્વ દર્શાવવા પ્રયાસ કર્યો છે, ત્યાં ત્યાં સર્વત્ર તેની મહામૂર્ખતાનુંજ આપોઆપ પ્રદર્શન થઇ ગયેલું છે. બ્રાહ્મણોની નિન્દા કરવા જતાં પોતાના 'પુર્નના'માં પુ ... 

લખાઇ ગયો છે. સનાતન ધર્મી સમાજને વ્યભિચારિણીની ઉપમા આપવા જતાં 'અભિચારણી' લખી પોતાની મૂર્ખતાનેજ પરિહાસને પાત્ર કરી આપી છે. શ્રીમત્ શંકરાચાર્ય, માધવતીર્થ વિષે લખવા જતાં 'શ્રીમદ શંકરાચાર્ય', એમ લખી માર્યું છે. લેખકશ્રીએ પોતાનું પાંડિત્ય દર્શાવવા 'ચર્યાપઝ્યાચાર્ય રત્નભુષણ' એવો એક પરિહાસાત્મક સમાસ બનાવ્યો છે ! એમાં ખૂબી તો એ છે કે, 'રત્ન' અને 'ભુષણ' એવા બે શબ્દો રૂપી ડબલ ઇન્જીન જોડવામાં આવેલાં છે. અને વળી તેમાં 'ભુષણં' શબ્દમાં 'ભુ' હ્રસ્વ રાખી વેદના હિમાયતી હોઇ સંસ્કૃત ભાષાનું પોતાનું અપૂર્વ જ્ઞાન દર્શાવી દીધું છે !

ખરી વસ્તુસ્થિતિ તો એમ છે કે, ત્રણ ત્રણ દશકાં થયાં આર્યસમાજ, અનાદિ સૃષ્ટિસિદ્ધ નિરવદ્ય શ્રીસત્ય સનાતન ધર્મની લૂંટફાટ કરી સમસ્ત હિન્દુપ્રજા પ્રત્યે બહારવટું કરી રહ્યા છે! પોતાને મનગમતો કપોલકલ્પિત, નામનોજ 'આર્ય', પણ વસ્તુત: 'આર્ય' એ શબ્દને કલંકિત કરનારો ધર્મ - પ્રવર્ત્તાવનાર આર્યમ્મન્યોના માની લેવાએલા મહર્ષિજીએ પ્રચલિત પ્રણાલિકાને વિના કારણ નષ્ટભ્રષ્ટ કરી, વગર વાંકે શ્રીસનાતનધર્મના અકાટ્ય સિદ્ધાન્તોને તોડીફોડી, લોકોને પોતાના વાડામાં ખેંચી લઇ જવાના હેતુથી ધર્મપ્રાણહિન્દુઓના ધર્મની હોળી કરવાનો મિથ્યા પ્રયાસ આજથી ત્રીસ ચાળીશ વર્ષપર કર્યો હતો. અને તે સમયે નવીન પાશ્ચાત્ય કેળવણી તરતજ તાજી દાખલ થએલી હોવાથી, ધર્મ પ્રત્યે અશ્રદ્ધા, અનાદર અને અપ્રીતિ અવિચારી લોકોના મનમાં થવા લાગ્યાં હતાં. અને સુખ સગવડ શોધનારા લોકો પાશ્ચાત્ય વિદ્યા રૂપી વારુણીના નિશામાં ચકચૂર થઇ ભાન ભૂલી ગયા હતા ! એથી કરીનેજ દયાનંદનું બાજરું ફાવી ગયું.! અને તેઓશ્રી વગર મહેનતે અનાયાસે સહજમાં મહર્ષિપદ પર લોકોની ગફલતને લીધે આરૂઢ થઇ ગયા. બાકી એ તો નિર્વિવાદ છે કે દયાનંદે કરેલા મજહબ માત્રના ખંડન અને દરેક ધર્મના પ્રવર્ત્તકો આચાર્યો અને દેવદેવી આદિનાં નિર્લજ્જ નિન્દાત્મક બહારવટાંના પરિણામે આર્યસમાજની સ્થાપના કરી છે. એવો કયો ધર્મ, ધર્માચાર્ય, ધર્મપ્રતિપાદિત પૂજ્ય દેવ, કે ઋષિ છે કે, જે સેલ્ફ સ્ટાઇલ્ડ તપસ્વી મહર્ષિ યોગી પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામીશ્રી દયાનંદના ગાલિપ્રદાનમાંથી બચી ગયો છે ! આર્યસમાજનું મૂળ મંડાણજ ક્રાન્તિકારક અને સમુન્મૂલનાત્મક પદ્ધતિ પુરઃસર વિશ્વ વિરાટના યાવત્ ધર્મોના ખંડનપરજ થયું છે. ધર્મ માત્રની નિન્દા, પૂજ્ય ધાર્મિક ગુરૂઓની બદનક્ષી અને પ્રાણી માત્રનાં દીલ દુખાવવામાંજ આર્યસમાજનું આદર્શ આર્યત્વ ઝળકી આવ્યું છે અને આવ્યાં કરે છે. ઐક્ય, સંપ, ભાઇચારો, જ્ઞાન, ઇત્યાદિના પ્રચારવડે દેશોદય કરવાના ઉદ્દેશ અને હેતુને બ્હાને, ( કારણ, એ લોકોના કહેવા પ્રમાણે સત્યનાં અન્વેષણ સારૂજ વિરોધ કર્યાનો ઢોંગ કરવાની એ લોકો જરૂર જોનારા છે ) આર્યસમાજે અખિલ ભારતવર્ષમાં કુસંપ, ક્લેશ, કુતર્ક અને વૈરનાં બીજ વાવી મુક્યાં છે ! 'विनायकं प्रकुर्वाणो रचयामास वानरम्' એ કહેવત પ્રમાણે એ લોકોએ ડુંગર ખોદીને મરૂીનો ઝેરી ઉંદરજ કાઢ્યો છે. હજુ પણ એ લોકો પોતાની નિન્દાત્મક અને ગાલિપ્રદાનમૂલક 'ધર્મપ્રવૃત્તિ' છોડી દે, તોજ કાંઇ ભારતનું શ્રેય: થવાં સંભવ રહે તેમ છે. સભ્યતાનો બોધ આપવાનો ડોળ કરી બેધડક પેટ ભરીને ગાળો ભાંડયાં જવી, પ્રાણી માત્રની અને ધર્મ માત્રની આંખો મીચીને નિન્દા અને બદનક્ષી કર્યાં જવી અને પછી તેની સામું નાંખી ફીકાલવામાં આવે અથવા નાપસંદગી દર્શાવવામાં

આવે કે આક્ષેપોનું પોકળપણું બતાવવામાં આવે, ત્યારે 'ઉલટો ચોર કોટવાળને દંડે' એ ન્યાયે બેધડક બખાળા ઉઠવું કે, સનાતનીઓ બેઆબરૂદાર છે, ગાલિપ્રદાન કરે છે વગેરે. એ કંઇ સભ્યતાનું લક્ષણ છે? અથવા કયી સત્યતાનું સ્વરૂપ છે? અથવા શું સમાજીઓ એમ સમજે છે કે હમને તો ગાલિપ્રદાન કરવાની એકમાત્ર આપખુદી સત્તા છે અને સનાતનીઓ વગેરે તે નીચી મુડીએ સહન કરવાનેજ સરજાએલા છે? 'આપણી તો લાપસી ઔર પરાઇ કુસકી' એ સિદ્ધાન્તમાં તો સમાજીઓ પારગત થએલા છે, એટલે તેમની એવી અદ્ભુત (ગેર) સમજ માટે આશ્ચર્ય પામવા સરખુંતો કાંઇજ નથી!

**પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત—સુરત**

## आर्यसमाजीओनी सभ्यता!

આજકાલ આર્યમ્મન્યો જ્યાંત્યાં સભ્યતાની ડંફાસ બહુ માર્યા કરે છે, જાણે સભ્યતા વિનય વિવેક ઈત્યાદિનો ઇજારોજ લીધો હોય! એમ ધારી તેઓ ગર્વ સાથે બીજાને એ ગુણો શીખવવા તત્પર થાય છે; પરન્તુ તેઓ પોતે તો સભ્યતા વાપરવાની જરૂર જોતાંજ નથી. કારણકે એ લોકો પોતાના કહેવા પ્રમાણે સત્યના અન્વેષણ સારૂ વિરોધ કર્યાનો ઢોંગ કરવાની જરૂર જુએ છે. ઢોંગ કરવાની જરૂર જુએ છે, એટલે એ લોકોને સભ્યતા, સત્યતા કે વિવેક વિચાર કર્યાનો બાધ નડતો નથી. 'આર્યપ્રકાશ' પત્રને સાધારણ બુદ્ધિવાળો કોઇ પણ પ્રકૃત મનુષ્ય વાંચી, ઉપર્યુક્ત સત્યનો અનુભવ કરી શકશે. કારણ એ પત્રનાં પાનાંનેપાનાં સનાતનીઓને વગર વાંકે પેટભરીને ભાંડવામા પ્રતિ સપ્તાહ કલુષિત થયાંજ કરે છે જેના 'ગુરૂ આંધળા તેના ચેલા બીંત' એ ન્યાયને અક્ષરશઃ અનુસરી પોતાના મનથી માની લીધેલા તપસ્વી મહર્ષિને પગલેપગલે એ આર્યમ્મન્યો ચાલી પોતાના જન્મકર્મનું પોકળ શ્રાદ્ધ સરાવવામાંજ જીંદગીની સાર્થકતા સમજે છે. હવે તેમના સ્વામી દયાનન્દે લખેલા પંચમ વેદતુલ્ય પ્રમાણ ગ્રંથ માનતા સત્યાર્થપ્રકાશમાં કેવી મીઠી અને સભ્ય ભાષા વાપરી આદર્શ મહર્ષિપદનો અપૂર્વ ચમત્કાર દર્શાવ્યો છે! તેનું ભાન કરાવવા તેમના ઇ. સ. ૧૮૮૪ માં પ્રકટ થએલા સત્યાર્થપ્રકાશમાંથી કેટલાક સભ્યભાષાના નમુના સ્થાલીપુલાકન્યાય, વાનગી દાખલ નીચે આપવામાં આવે છે ને ઉપર ધ્યાન કરો.—

(૧) આંખકે અંધે, ગાંઠકે પૂરે ઉન દુર્બુદ્ધિ પાપી સ્વાર્થી (પૃષ્ઠ-૩૧) (૨) ક્યોં ભૂંસતા હૈ. પૃષ્ઠ ૧૨૧ (૩) વાહરે ઝૂઠે વેદાંતિયો. પૃષ્ઠ ૨૩૫ (૪) ગડરિયેકે સમાન ઝૂઠે ગુરૂ. પૃષ્ઠ ૨૮૦ (૫) જિસકે હૃદયકી આંખ ફુટ ગઇ હો. પૃષ્ઠ ૨૯૨ (૬) ઉન નિર્લજ્જોંકો તનિક ભી લજ્જા નહીં આઇ. પૃષ્ઠ ૨૯૮ (૭) મુનિ વાહન ભંગીકુલોત્પન્ન યાવનાચાર્ય યવનકુલોત્પન્ન શઠકોપનામક કંજર. પૃષ્ઠ ૨૯૯ (૮) ભઢિયારેકે ટટ્ટુ કુંભા-કે ગધે. પૃષ્ઠ ૩૦૨ (૯) ઐસે ગુરૂ ઔર ચેલોંકે મુખપર ધૂલ ઔર રાખ પડે. પૃષ્ઠ ૩૨૬ (૧૦) ભાગવતકે બનાનેવાલે લાલબુ જક્કડ ક્યા કહના હૈ તુઝકો, ઐસીઐસી મિથ્યા બાતેં લિખનેમેં તનિક ભી લજ્જા

ઔર શરમ ન આઇ, નિપટ અંધા હી બન ગયા ! ભલા ઇન ઝૂઠ બાતોંકો વે અંધે પોપ ઔર બાહિર ભીતરકી ફુટી આંખોવાલે ઉનકે ચેલે ભી સુનતે ઔર માનતે હૈં ! ઇન ભાગવતાદિકે બનાનેહારે જન્મતેહિ ક્યોં નહીં ગર્ભહીમેં નષ્ટ હો ગયે, વા જન્મતે સમય મર ક્યોં ન ગયે? પૃષ્ઠ ૩૩૦ (૧૧) તુમ ભાટ ઔર ખુશામદી ચારણોંસે ભી બઢકર ગપ્પી હો. પૃષ્ઠ ૩૩૧ (૧૨) ભાંડ ધૂર્ત્ત નિશાચરવત્ મહીધરાદિ ટીકાકાર હુએ હૈં ! પૃષ્ઠ ૪૦૨ (૧૩) સબસે વૈરવિરોધ નિન્દા ઇર્ષા આદિ દુષ્ટ કર્મરૂપ સાગરમેં ડુબાનેવાલા જૈનમાર્ગ હૈ, જૈસે જૈની લોગ સબકે નિન્દક હૈં વૈસા કોઇ ભી દૂસરે મતવાલા મહાનિંદક ઔર અધર્મી ન હોગા. પૃષ્ઠ ૪૩૧

મરેલાને મારવાનું રહેતું નથી. જે સ્વયમ્ નિન્દિત છે તેની નિન્દા કરવી નિષ્પ્રયોજન છે. પરન્તુ અત્રે માત્ર એટલુંજ તો કહીશુંજ કેઃ—જો ગાલિપ્રદાન કરવાથીજ, ધર્મમાત્રના દેવ ગુરૂ આચાર્ય તથા સંત મહંતોની જેમ આવે અને ફાવે તેમ નિન્દા કરી, પ્રાણી માત્રની ધાર્મિક લાગણી દુખાવવાથી મહર્ષિપદ મેળવી શકાતું હોય, તોજ સ્વામી દયાનંદજી એ પદ પ્રાપ્ત કરી શકે તેમ છે. સ્વામી દયાનંદના અનુયાયીઓને ઉદ્દેશીનેજ તેમના નેત્રાન્મિલનાર્થેજ રાજર્ષિપ્રવર શ્રીભર્તૃહરિએ નીચેનો શ્લોક જાણે ન લખ્યો હોય !

" ददतु ददतु गालिर्गालिमन्तो भवन्तो
वयमपि तदभावाद्गालिदानेऽसमर्थाः ।
जगति विदित मेतद्दीयते विद्यमानं
नहि शशक विषाणं कोऽपिकस्मै ददाति ॥ "

પ્રસન્નવદન છબીલારામ દિક્ષિત, સુરત.

# ज्ञातिमंडन-मीमांसा.

## ચરણ ૪ થું-કુતર્કજાળખંડન દ્વારા જ્ઞાતિમંડન.

(૧૩) અનુસંધાનઃ—ચાલતા વર્ષના ગયા માસના પૃષ્ઠ ૬૪ થી.

હવે ઉક્ત આરોપના કારણરૂપે સુધારકમન્યો જે કહે છે, તેનો વિચાર કરીએ. તેઓ કહે છે કેઃ—"દરેક જ્ઞાતિની દુનિયાં જુદી અને એના પોતાનાજ ક્ષેત્રમાં સર્વ જાતની ઉન્નતિનો સમાવેશ થાય છે." સુધારકમન્યોનું આ કહેવું પણ ખોટા અથવા ભૂલ ભરેલા કિંવા ભ્રાન્તિવાળા અવલોકનનોજ પરિણામ છે.

ચાર વર્ણ—અઢાર ઉપવર્ણ અને ચોરાશી નાત એ શબ્દો દરેક હિંદુ અને હિંદસ્થાનમાં વસતી બીજી જાતિના માણસો પણ જાણે છે. બધી નાતો એક બીજાની હયાતી અને મહત્તા તેમ ઉપયોગિતા સારી પેઠે સમજે છે. 'સહુ પોતપોતાની નાતમાં મોટા છે.' આ વાક્ય આપણા હિંદુભાઇઓ કેવા ઉદારભાવથી અને માનપૂર્વક બોલે છે? આવી ઉદારતા તો અમારા જ્ઞાતિનું ગળું કાપવા તૈયાર થયેલા આપણા. સુધારકંમન્ય દેશી ભાઇઓના કોઇ પણ કથનમાં કે લખાણમાં જોવામાં પણ આવતી નથી. જેઓએ નાતોનો પરસ્પર વર્તાવ જોયો છે, જેઓએ કોઇ આખા ગામના કે પરગણાના કામ માટે વિવિધ નાતોનાં પચો અથવા આગેવાનો એકઠા થતા જોયા છે, તેઓને તો "દરેક નાતની દુનિયા જુદીજ છે."-એવું જે સુધારકંમન્યો કહે છે તે કેટલું હડહડતું જુઠાણું છે—તે સમજાયા વિના રહેશેજ નહિ. તેમજ અશાંતિ ભરેલા વિગ્રહપ્રધાન ભૂતકાલના ઇતિહાસ અવલોકનારને પણ એ સમજાયા વિના રહેશેજ નહિ, કે ભારતવર્ષમાં જેમ દરેક જ્ઞાતિજન પોતાની જ્ઞાતિના અંગ તરીકે પોતાની ફરજ સમજે છે, તેમજ જ્ઞાતિયો દેશકાલ અને ઇતર કારણોથી ઉપજેલી પરિસ્થિતિ પ્રમાણે પોતાને આખા દેશના જનસમુદાયનાં અંગો તરીકે પણ સમજે છે એમાં કાંઇપણ શક નથી; પરંતુ પરિસ્થિતિને લેઇને સમજણ અને સાધનને અભાવે અથવા અલ્પ ભાવે શું શું દેશોદય માટે કરવું જોઇએ? તેની તેઓને સુજ પડતી નથી. જેઓ જ્ઞાતિઓનું જ્ઞાતિઓ ભેગા રહીને અવલોકન કરનારાઓ છે, તેમને તો જ્ઞાતિઓનું ખરૂં સ્વરૂપ લક્ષણ અને શક્તિ તથા બુદ્ધિ સમજાયા વિના રહે તેમ નથી. પણ જેઓની આખી દુનિયા તેમનાં સુધારકંમન્ય કલબોમાં અને મિત્રમંડલોમાં સમાયલી હોય છે, અને જેઓ પોતેજ આખી દુનિયાથી જુદાજ છે, તેઓ ગમે તેવો અભિપ્રાય જ્ઞાતિયો વિષે બાંધે અને દર્શાવે; તો તેથી જ્ઞાતિની સંસ્થાઓમાં જે તત્વ અને સત્વ રહેલું છે તેને કાંઇ પણ હાનિ પહોંચે તેમ નથી. હા! એ વાત ખરી કે જ્ઞાતિયો સુધરેલ કહેવાતા અથવા કેળવાયલા કહેવાતા માણસોની કલબોની પેઠે "પોથીમાંનાં રિંગણાં"ના જેવી દેશોદયની અને રાજકીય બાબતોની વાતોના ટિચકારા બજાવતી નથી, પણ પ્રજાના પ્રજાત્વના રક્ષણની વ્યવસ્થા જ્ઞાતિયોજ પોતાની ગુંજાસ પ્રમાણે બજાવ્યા કરે છે; તથા બહુ ભણીને, થોડું ભણીને, કે વગર ભણ્યે દેખાદેખીથી વિદેશી બની જતાં માણસને અંકુશમાં રાખે છે. એટલુંજ નહિ પણ કેળવણીનો પ્રચાર પોતપોતામાં કરવાને માટે પણ હવે જ્ઞાતિયો પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન કરે છે. જ્ઞાતિયોની સાથે રહી સ્વધર્મશીલ અને મર્યાદાને માન આપનાર ધીર પુરૂષો જ્યારે જ્ઞાતિયોને વાસ્તવ સ્વસુધારણાને રસ્તે દોરવાનો યત્ન કરે છે, ત્યારે જ્ઞાતિયો પોતાથી બનતી તન મન અને ધનની મદદ પણ કર્યા કરે છે. પ્રજાત્વના પાયા રૂપ ગુણોને ધક્કો ન લાગે એવી રીત્યે જે જે સારા સુધારા હોય છે, તે પણ યોગ્ય સમય લગી વિચાર્યા પછી ધીમે ધીમે જ્ઞાતિયો દાખલ કરે છે. અને એ તો ખુલ્લુંજ છે કે, જ્ઞાતિને તો પોતાના સર્વ સંઘને સાથે લઇને ઉન્નતિના શિખર પ્રત્યે આરોહણ કરવાનું છે, તેમજ "લેને ગઇ પૂત ઔર ખોકે આઇ ખસમ" જેવું ન થાય તેની સંભાળ પણ રાખવાની છે, તથા જ્ઞાતિઓ તો આપણા વિદ્યાવિભૂષિત વાદિયાતોની પેઠે "વડ ઉપર વાંદરૂં ચઢાવવાની" પ્રવૃત્તિ કરવાને આગળ નજ પડે, એ સ્વાભાવિક છે. એક વ્યક્તિ કે એક કરતાં વધારે છુટી છુટી વ્યક્તિયો પોતાની વિદ્યાવૈભવમાં મરજીમાં આવે તેમ વર્ત્તવા

તૈયાર થાય તેમ જ્ઞાતિથી તો આજ નહિ. તેથી એ વિદ્યાવિલાસી વાચકા મહાશયો કદી તેમની વિદ્યાવારૂણીના મદમાં એમ કહે કે:—"દરેક જ્ઞાતિની દુનિયા જુદી અને એના પોતાનાજ ક્ષેત્રમાં સર્વ જાતની ઉન્નતિનો સમાવેશ થાય છે." તો તે સાચું નથી. જેટલી બારીકીથી અભિનિવેશ રહિત અંતઃકરણથી કેટલાક વિચારશીલ વિદેશી વિદ્વાનો જ્ઞાતિના સંબંધમાં જે ન્યાયપૂર્વક અભિપ્રાયો દર્શાવે છે, તેટલો ન્યાય કરવા જેટલી પણ મદદ આમારા સુધારકંમન્ય દેશી ભાઈઓની અનુકરણ માત્રમાં કૃતાર્થતા માનનારી વિદ્યા તેમને બિચારાને આપતી નથી."

સઘળી સભાઓ અને કલબો પોત પોતાનાં કાર્યો ઉપર પ્રધાન રીતે ધ્યાન આપે છે, તેમ જ્ઞાતિઓ પણ પોતપોતાનાં કાર્યો ઉપર પ્રધાનપણે ધ્યાન આપે અને બીજી નાતોની બાબતોમાં માથું મારવા ન જાય; તે ઉપરથી કાંઇ એમ કહેવાય નહિ કે તેમની દુનિયા જુદી થઇ ગઇ. વળી જ્ઞાત એના પોતાનાજ ક્ષેત્રમાં સર્વ જાતની ઉન્નતિનો સમાવેશ થયેલો માને છે, એવું જે સુધારકંમન્યોનું કહેવું છે, તે પણ એક ભ્રાન્તિ માત્રજ છે. જો એમજ હોત તો જુદી જુદી નાતોનાં માણસો વ્યાપારી મહાજનો અને ધાર્મિક મંડલો વગેરે બાંધવામાં એકઠાં મળતાં દેખાતજ નહિ—આ વિચાર પ્રકારાન્તરે ઉપર કરવામાં આવેલો છે. એટલુંજ નહિ પણ જ્ઞાતિઓ એક બીજાના કારોબાર તથા વિગત વિચાર વગેરેને જોઇને પોતપોતાની અંદર સુધારણા તથા કારોબારના ફેરફાર વગેરે પણ કરે છે. તેમજ જ્ઞાતિઓ બીજી જ્ઞાતિઓની ઉન્નતિ વગેરે જોઇ પોતાની ઉન્નતિના પ્રયત્નો કરે છે અને માર્ગો પણ શોધે છે. જ્ઞાતિ તે કાંઇ દેડકાને માટે કુવા જેવી નથી પણ પક્ષીને પોતાનો માળો હોય છે, તેમ સંસારવૃક્ષ ઉપર જ્ઞાતિ તે માણસને માટે માળા જેવી છે, અથવા સંસારસાગરમાં એક જળચરને માટેના રહેઠાણ જેવી છે. ખરૂં જોતાં તો સુધારકંમન્યો જે સુધારાને નામે ઓળખાતી ધુની હલામણ લઇને બેઠા છે, તેમાંજ તેઓને સર્વ જાતની ઉન્નતિનો સમાવેશ થતો જણાય છે; અને ખરી હસવા જેવી બાબત તો એ છે, કે, જેઓ પોતેજ કૈફમાં ચકચુર છે તેઓ બીજાને નિર્વ્યસની રહેવાનો ઉપદેશ કરવા મંડયા છે! આ નાતોને માથે સુધારકંમન્યો જે આરોપ મુકે છે-તેના કરતાં તો ઘણી મોટી ઘેલછા સુધારકંમન્યો પોતેજ કરે છે. તે મહેરબાનો તો વિદ્યા સંબંધી સાહિત્યસમાજોમાં જાય, અથવા તો કોન્ગ્રેસ જેવી રાજકીય સમાજોમાં જાય, ત્યાં પણ "સુધારા" નું ઝાકળિયું ઝુકાવજ કરે છે. એવી સમાજો તેમને જ્ઞાતિઓ જેટલી અડવાળે આવતી નથી, તેટલું "સુધારા"નું ઝાંખરૂં જ્યાંત્યાં એવી સમાજોના લુગડાંમાં ભરાય છે; અને જાહેર

નહોતા; અને હાલ પણ તેઓજ ઉદાત્ત કૃત્યના અને દીર્ઘદષ્ટિવાળા નરો છે, કે જેઓમાં સુધારકમન્યતા નથી અથવા તો તે ઘણે ઓછે અંશે છે. હા ! જ્ઞાતિસંસ્થાને પ્રતાપે વિધવાવિવાહ કરનારા, અને અયોગ્ય ઉમરની પ્રૌઢા પુત્રી બનાવી તેમનાં લગ્ન નહિ કરનાર, તથા શ્વાનવત્ આહારવિહારમાં ખુલ્લેખુલ્લી રીતે વર્તવાની હિંમત નહિ ધરનાર – એવાં એવાં એવાં ઉદાત્ત કૃત્યોવાળાં અને એવાં કૃત્યોથી દેશની ઉન્નતિ માનવા જેવી દીર્ઘદષ્ટિવાળાં–નરરત્ન ( ! ) ઘણાં ઓછાં પાકેછે, તેમજ વિદેશયાત્રા કરી આવીને વિદેશી બની જવાના વેગવાળાઓને બ્લીસ્ટર મારી તેમના ચરકાને નરમ પાડવાનું બહુ જુલમ ભરેલું ( ! ) કામ ગ્નાતિ બજાવે છે; માટે જ્ઞાતિને ગરદન મારવી હોય, તો તે મહાશયોની વેરબુદ્ધિ તેમના મત પ્રમાણે તો સકારણ ગણાય ખરી ! ! !

ઉદાત્ત કૃત્ય અને દીર્ઘદષ્ટિ થવાની યોગ્યતાનાં સાધનો અને પ્રયત્ન જે મનુષ્યો સેવે છે, તેમની ઉદાત્તમતિ તથા ઉદાત્તકૃતિ અને દીર્ઘદષ્ટિ થવામાં જ્ઞાતિ ઉપયોગી થઇ પડે છે. ઉદાત્તકૃત્ય અને દીર્ઘદષ્ટિ થવામાં અડચણ કરનાર કારણો તો જુદાંજ છે, અને તે મોજશોખી આદત, પોતાના પંડનીજ સગવડ અને પેટની પૂરણી તથા ખેતાબ ઇલકાબના અભખરા ઉપર નજર રાખવાની ટેવજ છે. સુધારકમન્યોમાંના કેટલા પોતાની લાડી વાડી ગાડીની શોભણી અને માન ઇલકાબોની લાલચના નિશાન કરતાં આગળ પહોંચે એવી દીર્ઘદષ્ટિવાળા છે ? અથવા તો નાતની રોકણી ન હોય તો રોટી-બેટી ગમે તેમ મહણ કરી લેવાય, એ સિવાય બીજાં કિયાં ઉદાત્તકૃત્ય તેઓએ આદરેલાં કે કરવા ધારેલાં છે ? જ્ઞાતિ એ ઉન્નતિની-નીસરણી છે, પણ જેને સ્વચ્છંદીપણાનો ક્પારો અને વંઠી જવાનો પક્ષાઘાત પુગ્યો છે, તેને માટે તો લાકડાં ભાગવાનું સાધન જણાય, એમાં જ્ઞાતિનો કંઇ દોષ નથી.

(અપૂર્ણ). સંઘવી.

---

## सनातन विवाहपद्धतिनी श्रेष्ठता.

### (૨) સ્ત્રીઓને આજન્મ એકપતિત્વની આવશ્યકતા:—

( અનુસંધાનઃ—ગયા માસના પૃષ્ઠ ૬૧ થી. )

धर्मार्थ काम कालेषु भार्या पुंसः सहायिनी ।
विदेशगमने चास्य सैव विश्वासकारिका ॥
तथा रोगाभिभूतस्य नित्यं कृच्छ्रगतस्यच ।
नास्ति भार्या समं मित्रं नरस्यार्तस्य भेषजम् ॥
नास्ति भार्या समो बन्धुर्नास्ति भार्या समा गतिः ।
नास्ति भार्या समो लोके सहायो धर्मसंग्रहे ॥

महाभारत, शान्तिपर्व, अ० १४४.

ભાર્યા સકળ શ્રમ હરતી, ભાર્યા સકળ સુખ કરતી;
ભાર્યા પવિત્ર વંશ ધરતી, યશ કીર્તિ શ્રી સજે.
(વનપર્વ. અ૦ ૭.)

(૭) સમાજના ધ્યેયાનુરૂપ સ્ત્રીપુરૂષના પ્રેમનું સ્વરૂપ, અને તદનુરૂપ તેઓની ઉત્ક્રાન્તિ થાય છે. જે સમાજનું ધ્યેય કામ હોય છે તે સમાજમાં સ્ત્રીપુરૂષનો પ્રેમ પણ કામિક હોય છે, અને તેઓના પરસ્પર સંબંધ પણ કામિકજ હોય છે. સમાજની પ્રાથમિક અવસ્થામાં "બળીયાના બે ભાગ Might is right" એ સ્થિતિ હોય છે, ત્યારે પુરૂષ વિશેષ બળવાન હોઇને સ્ત્રી એ પુરૂષના વિષય-વિકારની શાન્તિને માટેજ છે—એવી સમજુતી હોય છે; સ્ત્રીનો પુરુષ સાથે કેટલેક અંશે ગુલામી સંબંધ હોય છે આવી પરિસ્થિતિમાં વિવાહ પણ પુરૂષની ઇચ્છાથીજ થાય છે. સમાજનો આ બાબતમાં પ્રતિબંધ હોતો નથી, કારણ જે વૃત્તિ સમાજમાં સ્થિર થઇ હોય તદનુરૂપ સમાજ નિર્બંધ કરે છે. કામિક ધ્યેય અને તામસ પ્રેમ જે સમાજમાં પ્રચલિત હોય તે સમાજમાં ઉચ્ચ નિર્બંધ ક્યાંથી હોય ? આવા સમાજમાં વિવાહના સ્વરૂપમાં ગુલામગીરીનો અંશ હોય છે. આથી વધારે સમાજનું ધ્યેય અર્થ હોય છે, જ્યાં સર્વ પોતપોતાનું કાર્ય સિદ્ધ કરવા મથે છે. એવી સમાજમાં અર્થને ધ્યેયત્વ આપવામાં આવે છે. આવી વ્યવસ્થામાં સર્વને સરખા હક્ક પ્રાપ્ત થાય છે; એટલે અર્થ જે સમાજમાં ધ્યેય હોય છે તે સમાજમાં સ્ત્રી-પુરૂષના સમાન હક હોય છે. આવી સમાજમાં વિવાહનો મુખ્ય હેતુ આર્થિક અનુકૂલતા હોય છે અને પ્રેમ રાજસ હોય છે. ઉભય પોતાના હક જાળવવા પ્રયત્નવાન્ થાય છે અને હકરક્ષણને માટે પ્રયત્ન કરતાં પરસ્પર સ્પર્ધા-ચઢાઓઢ પણ થાય છે, સમાજનું ધ્યેય અર્થ હોય ત્યારે પરસ્પરના સંબંધની નિશ્ચિતતા સ્વેચ્છા ઉપરજ આધાર રાખે છે. એટલે સ્ત્રી જો પોતાના હકનું રક્ષણ થતું હોય, પુરુષની તેના હકનું રક્ષણ કરવાની આર્થિક અનુકૂલતા હોય, ત્યાં સુધીજ સંબંધ રાખે છે. રાજસ બુદ્ધિવાળા સુધારકંમન્યો, પાશ્ચાત્ય સમાજ, કે જેમાં અર્થ ધ્યેય છે, તે સમાજને અનુસરી, તેઓની ભૌતિક—ક્ષણિક ઉન્નતિમાં મુગ્ધ બની, આપણા ચિરસ્થાયી અધિભૌતિક અધિદૈવિ અને આધ્યાત્મિક ઉન્નતિપ્રદ સાત્વિક બુદ્ધિવાળા ઋષિમુનિપ્રણિત લગ્નબંધને વિના સમજ્યે તોડવા મથે છે. આ રીતે આપણી સનાતન ધર્મની લગ્નપદ્ધતિમાં ધર્મને જે ધ્યેય આપ્યું છે, તેને બદલે અર્થને ધ્યેયત્વ આપવાની હલામણ કરતા આપણા નવસમાજી બન્ધુઓએ સાત્વિક-ચિરસ્થાયી પ્રેમને બદલે રાજસ-આર્થિક પ્રેમથી દેશોદય કરવાને કુદી પડી દેશને ઉલટો નિર્બળ અને નિઃસત્વ કર્યો છે. અને હજુ પણ આપણી સનાતન લગ્નપદ્ધતિને અનુસરવામાં નહિ આવે તો અધિકાધિક અવનત્ત કરશે—એ વાત સુજ્ઞ વાચકને હવે તો સમજાઇ હશે, અને વળી આ લેખ વાંચ્યાથી વધારે સ્ફુટતર થશે.

(૮) જે સમાજ ધર્મને ધ્યેય માને છે, તે સમાજની લગ્નપદ્ધતિ શ્રેષ્ઠ છે.—ધર્મધ્યેયાનુસાર વ્યવસ્થાથી સર્વ પોતપોતાના અર્થ અને કામ સાધે છે, અને દરેક વ્યક્તિ સ્વધર્મ નિર્બંધને માન્ય રાખે છે; આવી રીતે ધર્મને પ્રાધાન્ય આપવામાં આવે છે. આવી સ્થિતિમાં વિવાહનો હેતુ ધર્માચરણ અગર કર્તવ્ય-સંપાદન હોય છે; અને ઉભયનો પ્રેમ સાત્વિક હોય છે. સ્ત્રીપુરૂષ ઉભયની દૃષ્ટિ કર્તવ્ય ઉપર હોઇને સહકારિત્વથી

પરસ્પર સંબંધ ગાઢ થાય છે. સ્ત્રીપુરુષનો પ્રેમ બહારની પરિસ્થિતિ [ આર્થિક અનુકૂળતા અથવા ભૌતિક ઉન્નતિ ] ઉપર આધાર નથી રાખતો, પણ તેઓનો સંબંધ અંતઃકરણની વૃત્તિનેજ વળગેલો હોય છે, એટલે સંબંધ નિશ્ચિત, સાહજિક, અને કાયમ રહે છે સમાજનું ધ્યેય ધર્મ હોવાથી સમાજ પણ તેવો સંબંધ નીભાવવાને નિર્બંધ કરે છે. પહેલી અવસ્થામાં (કામવધ્યેયત્વમાં) ઐક્ય પશુવૃત્તિથી અગર જબરદસ્તીથી થયેલ હોય છે, બીજી અવસ્થામાં (અર્થધ્યેયત્વમાં) પરસ્પરની ખુશીથી ઐક્ય થાય છે. એ ઉભય ઐક્યનું કાયિક, સામયિક અને બાહ્યભૌતિક પરિસ્થિતિ પર અવલંબન છે, એટલે બાહ્ય પરિસ્થિતિ બગડે કે ઐક્ય નષ્ટ થાય છે* ત્રીજી અવસ્થામાં [ ધર્મ ધ્યેયત્વમાં ] ઐક્ય આધ્યાત્મિક સ્વરૂપવાળું હોય છે; એટલે અંતઃકરણની એકતા સાહજીક હોય છે. પૂર્ણ ઉત્ક્રાન્ત સમાજ વિવાહનું આવું ઉચ્ચ અને દૈવી સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે. આ ત્રણે વિવાહ પૈકી પ્રત્યેક સ્ત્રીપુરૂષના પરસ્પર પ્રેમ અને તત્સંબંધી સમાજનિર્બંધ ભિન્ન ભિન્ન હોય છે.

**( ૯ ) ઉપર પ્રમાણે ત્રણ ધ્યેય, ધ્યેયાનુસાર સમાજમાં વિવાહોદ્દેશ; અને ઉદ્દેશાનુસાર પ્રેમનું સ્વરૂપ.** કામધ્યેયનો ઉદ્દેશ તેમજ તદનુસારી પ્રેમ પણ તામસ, આર્થિકનો ઉદ્દેશ રાજસ તદનુસારી પ્રેમ પણ રાજસ; ધર્મોદ્દેશ સાત્વિક તદનુસારી પ્રેમ પણ સાત્વિક. જેમ જેમ ઉચ્ચ ઉદ્દેશ તેમ તેમ પ્રેમનું સ્વરૂપ પણ ઉચ્ચ. પહેલા પ્રકારનો ઉદ્દેશ નીચ તેમ પ્રેમ પણ પાશવી અથવા ગુલામ અને શેઠ વચ્ચેના પ્રેમ જેવો જ સ્ત્રીપુરૂષનો પ્રેમ; ખરૂં કહીએ તો આવા પાશવી પ્રેમને "પ્રેમ" એ સંજ્ઞાજ શોભતી નથી; તે તો તદ્દન સ્વૈર કામેચ્છાજ છે. તેના કરતાં તો રાજસ પ્રેમ ઉચ્ચ અને સાત્વિક પ્રેમ ઉચ્ચતમ છે. રાજસ પ્રેમ-ચંચળ છે, સાત્વિક પ્રેમ સ્થિર છે. રાજસ પ્રેમ સ્વાર્થમૂલક વિરોધાસહિષ્ણુ, સાત્વિક પ્રેમ સ્વાર્થત્યાગી અને વિરોધસહિષ્ણુ; રાજસ પ્રેમ, પ્રેમનો વિષય જ્યાં સુધી ટકે ત્યાં સુધી ટકે છે; સાત્વિક પ્રેમ વિષય નષ્ટ થાય તો પણ ટકે છે. રાજસ પ્રેમ અહંકાર પોષક છે અને સાત્વિક પ્રેમ આત્મોન્નતિ સાધક છે. કારણ કે પ્રથમ હક્કે સંરક્ષક છે અને બીજો કર્તવ્યપ્રેરક છે. જેમજેમ સમાજમાં ઉચ્ચ ઉચ્ચ મનોવૃત્તિ સ્થિર થાય છે; તેમતેમ સમાજ ઉચ્ચ ઉચ્ચ નિર્બંધ કરે છે; અને તે નિર્બંધ પાળવામાં આવે છે. જે સમાજ સાત્વિક પ્રેમની ભૂમિ પર્યન્ત ઉત્ક્રાન્ત થએલી હોય છે, તે સમાજ રાજસ ઉદ્દેશથી થતા વિવાહસંસ્કારને ધિક્કારે છે, અને સાત્વિક નિર્બંધ કરે છે. તામસ અને રાજસ સમાજમાં સાત્વિક પ્રેમનો મુદ્દલ અવકાશજ નથી એમ મારૂં કહેવું નથી, કેટલાક વિવાહ તે સમાજોમાં પણ સાત્વિક પ્રેમથી થાય છે પણ તે બહુજ થોડા. આપણે તો અહીં એકંદર

---

* હાલના કહેવાતા સુધરેલામાં નષ્ટ થએલ ઐક્ય ઘણા ભાગે માલુમ પડે છે, પણ આવો પ્રેમ તે પ્રેમજ નથી; છતાં તેને પ્રેમને નામે ઓળખાવે છે ને અંધેર ચલાવે છે.

व्यतिषजति पदार्थानांतरः कोपिहेतुर्नखलु बहिरुपाधीन्प्रीतयः संश्रयंते ।

मालतीमाधव.

× આપણે પશ્ચિમની લગ્નપદ્ધતિ તેમજ વિધવાવિવાહ, નિયોગ વગેરેને ધિક્કારીએ છીએ, તેનું કારણ આ ઉપરથીજ સ્પષ્ટ સમજાશે. વિધવાને બ્રહ્મચર્ય વગેરે જે સખ્ત નિર્બંધો છે, તે પણ સાત્વિકવૃત્તિ નિભાવવાને ખાતરજ કરેલા છે.

સમાજનો વિચાર કરવો જોઇએ. તેવી રીતે સાત્વિક સમાજમાં વિવાહબદ્ધ સ્ત્રીપુરૂષના વ્યક્તિશઃ ઉદ્દેશ સાત્વિકજ હોય એમ કાંઇ નથી; પરન્તુ, દરેક વ્યક્તિએ સમાજનિર્બન્ધ પાળવા જોઇએ એટલે સમાજનું સમાધાન થાય છે. સમાજનિર્બન્ધ સમાજશીલ નિદર્શક છે વ્યક્તિનું શીલ તેમજ સમાજનું શીલ સાત્વિક હોય, બેઉનો એક રાગ હોય તે ઇષ્ટ છે.

પરંતુ સમાજ નિર્બન્ધ દરેક વ્યક્તિએ પાળી પોતાના શીલથી સમાજના શીલ ઉપર છાપ પાડવાને શક્તિમાન થવું જોઇએ. સાત્વિક નિર્બન્ધ પાળવાથી સાત્વિક મનોવૃત્તિ કાયમ રહે છે. સાત્વિકવૃત્તિ આરોગ્ય અને ચિરાયુષ્યનું મુખ્ય કારણ છે, તેમ સત્વવૃત્તિવાળી વ્યક્તિ નીરોગી અને ચિરાયુષી થાય છે, તેમ સત્વવૃત્તિમૂલકસંસ્થા પણ સુદૃઢ અને સ્થાયી થાય છે* આ પ્રમાણે સાત્વિકવૃત્તિ વાળી સમાજને કાળની બીતિજ નથી. વિવાહસંસ્થા એ સમાજ–સ્થંભ સંસ્થા છે, મધ્યવર્તિ છે. માટે આવી સમાજ સ્થંભરૂપ સંસ્થા ધાર્મિકજ હોવી જોઇએ. હવે તેનું ધાર્મિક સ્વરૂપ કેવું હોવું જોઇએ? અને તે સંસ્થાને ધાર્મિક બનાવવાથી આત્મોન્નતિ અને સમાજહિત એમ બે કાર્ય કેવી રીતે સાધી શકાય છે? તે તપાસીએ.

(૧૦) પૂર્ણ ઉત્ક્રાન્ત સમાજમાં વિવાહોદ્દેશ સામાન્યતઃ સાત્વિક હોય છે; અને સમાજ નિર્બન્ધ પણ સાત્વિકજ હોય છે. એટલે સ્ત્રીપુરૂષના પરસ્પર સંબંધનો ઉદ્દેશ પણ સાત્વિક અને નિર્બંધ પણ સાત્વિક; આમ ઉદ્દેશ અને નિર્બન્ધ બેમને પણ સાત્વિક બનાવી સ્થિર કરે છે. આવા પ્રેમમાં ધાર્મિક સ્વરૂપ અથવા કર્તવ્યપ્રાધાન્યનું મૂળ રહેલું છે; કર્તવ્ય બે પ્રકારનાં છે. એક સ્ત્રી પુરૂષ ઉભયનાં સાધારણ, અને બીજું પ્રત્યેકનું વિશેષ કર્તવ્ય. એ બેઉ પ્રકારનાં કર્તવ્યમાં (૧) આત્મ સંબંધી અને (૨) સમાજ સંબંધી કર્તવ્યનો સમાવેશ થાય છે. પ્રથમ ઉભયનાં સાધારણ કર્તવ્ય કિયાં? એ પ્રશ્નને આપણે ચર્ચીએ. સ્ત્રી અને પુરૂષ બેઉએ સાથે વ્યવહાર અને પરમાર્થનાં કાર્ય કરવાનાં છે. વ્યક્તિશઃ આત્મોન્નતિ અને સામાજીક વ્યવહાર ઉત્તમ રીતે ચલાવવાને પરમાર્થનેજ ધ્યેય રાખવો જોઇએ. આમ પરમાર્થને અંતિમ હેતુ ગણી ઉભયે વ્યવહાર કાર્ય તેમજ યજ્ઞ, દાન, તપ આદિ પરમાર્થનાં કાર્ય કરવાની જરૂર છે. આમ બે કાર્ય સ્ત્રીપુરૂષ જુદાં જુદાં સાધવા બેસે, તો તે સાધી શકાયજ નહિ. એટલે વ્યવહાર અને પરમાર્થનાં કાર્યો પરસ્પર સહકારિત્વથી પાર પાડવાં એ સ્ત્રીપુરૂષનાં સાધારણ કર્તવ્ય છે. જ્યાં સાધારણ કર્તવ્ય છે, ત્યાં સહકારિત્વ હોવુંજ જોઇએ, ચડાઓર—સ્પર્ધાની વાતને કર્તવ્યમાં સ્થાનજ નથી; ચડાઓરનો પ્રશ્ન હક ઉપર છે કર્તવ્ય ઉપર નથી. વળી વ્યવહાર અને પરમાર્થ કિંવા ધર્મ અને તેના અનુષંગી અર્થ અને કામ એ ત્રણ અને ચોથો મોક્ષ આ ચાર પુરૂષાર્થ ઉભયના સહકારિત્વથીજ સધાય છે; એટલે તે ઉભયનાં સાધારણ કર્તવ્ય થયાં. ઉભયનાં વિશેષ કર્તવ્ય કયાં કિયાં? એ વિચાર ઉપર હવે આવીએ. વિશેષ કર્તવ્ય વંશરક્ષણના સંબંધમાં છે. વંશરક્ષણ સ્ત્રી અને પુરૂષ ઉભય દ્વારા થાય છે. વંશરક્ષણના બે ભાગ છે, (૧) અપત્યોત્પાદન અને (૨) અપત્યસંરક્ષણ. આ બેમાંથી પ્રથમ ભાગ કુદરતે પુરૂષને સોંપેલ છે, કારણ કે ગર્ભોત્પત્તિ પુરૂષ દ્વારાજ થાય છે. સંરક્ષણ કાર્ય કુદરતે સ્ત્રીને સોંપેલું

* આપણો સનાતન હિંદુ ધર્મ વિદેશી અને વિધર્મીનાં અનેક હુમલા થવા છતાં આજ અમર શુદ્ધ અને નિરાબાધાબાધિત રહ્યો છે, તેનું મુખ્ય કારણ એ છે કે આપણી ધર્મ રચના સત્વ મૂલક છે.

છે, એટલે ગર્ભસંરક્ષણ સ્ત્રીથીજ થાય છે. પુરૂષ બીજદાતા છે, અને સ્ત્રી બીજધારક છે; બીજમાં કુલના સંસ્કાર નૈસર્ગિક હોય છે. એટલે પ્રજોત્પત્તિનું કર્તવ્ય પુરૂષનું છે, અને તેજ (પ્રજોત્પતિ) વિવાહનો વિશેષ હેતુ છે. પરંપરાથી કુલસંસ્કાર ચાલ્યા આવતા હોય, તેવાજ સંસ્કારયુક્ત શુદ્ધ કુલપ્રતિનિધિ ઉત્પન્ન કરવો; તે સમાજ સંબંધી કર્તવ્ય પુરૂષનું છે, એ સમાજ સંબંધી કિંવા પિતૃ સંબંધી ઋણ પતાવવાનું પુરૂષનું વિશેષ કર્તવ્ય થયું; હવે સ્ત્રીનાં વિશેષ કર્તવ્યકિયાં? તે કહીએ.

(૧૧) ધર્માચરણ એ સ્ત્રી પુરૂષ ઉભયનો સાધારણ વિવાહોદ્દેશ છે. અને ધર્માચરણ એ વિશેષતઃ ઉભયનું આત્મોન્નતિ વિષયક કર્તવ્ય છે. પ્રજોત્પત્ત કરી કુલપરંપરા સિદ્ધ કરવી એ પુરૂષનું સમાજ સંબંધી વિશેષ કર્તવ્ય થયું, પરન્તુ ગર્ભસંરક્ષણ અને અપત્યસંગોપન પણ વંશરક્ષણ માટે આવશ્યક છે; આ કાર્યો સ્ત્રી દ્વારા થાય છે. આ ઉપરાંત સ્ત્રીઓને વિશેષ જવાબદારી ઉત્તમ માનવંશ અને સંસ્કૃતિ-રક્ષણ પરત્વે છે, કારણ તે વિના કુલપરંપરા સિદ્ધ થતી નથી. માનવી સમાજમાં સાત્વિક સંસ્કાર પેઢીદરપેઢી સંક્રાન્ત થઇ કુલપરંપરા તે સંસ્કાર જળવાય છે. એ સંસ્કારસંક્રમણ કાયમ રહે, તેટલા માટે આચાર સંબંધી નિર્બંધ અવશ્ય જોઇએ, અને તેવા નિર્બન્ધો કુલપરંપરા પળાવા જોઇએ. આ નિર્બંધપાલન રૂઢ થાય છે એટલે તે કુલધર્મ અથવા કુલાચાર કહેવાય છે.* કુલધર્મનું યોગ્ય રીતે પાલન થાય અને અપત્યમાં તે સંસ્કાર કાયમ રહે તેટલા માટે કુલના આધારક સ્ત્રીપુરૂષ ઉભય અચલ જોઇએ. વિવાહ પછી સ્ત્રી પતિકુલમાં પ્રવેશ કરે કે તુર્તજ "હું આ કુલની અચળ ઘટક છું" એવી ભાવના તેણીને થવી જોઇએ, ભાવના રખાવવી એ કર્તવ્ય જ્ઞાતિનું છે; આ રીતે કુલસ્થૈર્ય સિદ્ધ થાય છે. અચલ ઘટકત્વની ભાવનાને મનમાં સ્થિર કરવાને એક બાજુએ ધર્મોદ્દિષ્ટની મદદ છે અને બીજી બાજુએ સમાજ તે ભાવનાને નિર્બંધ દ્વારા સ્થિર કરે છે; એટલે તે સ્ત્રીના સ્વધર્મમાં સમાવિષ્ટ થાય છે. ધર્માચરણનાં કર્તવ્ય સ્ત્રીપુરૂષ ઉભયનાં સાધારણ છે; તે સહકારિત્વથી પાર પાડવાનાં છે. પરન્તુ સરળતાને લઇને દરેકનાં વિશેષ કર્તવ્યને વિભક્ત કરેલાં છે, એટલે ચરિતાર્થ-સંપાદન કામ પુરૂષના ભાગમાં આવે છે, અને ગૃહવ્યવસ્થા સ્ત્રીની કરે છે. ચરિતાર્થસંપાદનનો પુરૂષના સ્વધર્મમાં અંતર્ભાવ થાય છે, અને ગૃહવ્યવસ્થા અને કુલસ્થૈર્ય સ્ત્રીધર્મમાં ગણાય છે. બીજશુદ્ધિ દ્વારા પુરૂષનો શુદ્ધ પ્રતિનિધિ ઉત્પન્ન કરવાને માટે સ્ત્રી રૂપી ભૂમિ શુદ્ધ જોઇએ, અને ભૂમિની શુદ્ધિ રાખવાનું કાર્ય સ્ત્રીધર્મજ છે. શુદ્ધ ભૂમિ એટલે તે સ્ત્રી પતિસંસ્કાર યુક્ત અને અન્ય સંસ્કાર વિહીન જોઇએ. આમ શુદ્ધ ભૂમિ વાળી સ્ત્રી પતિ અને તેના કુલનો શુદ્ધ પ્રતિનિધિ ઉત્પન્ન કરે છે. વિવાહબદ્ધ સ્ત્રી, પતિ અને પતિકુલના સંસ્કાર ગ્રહણ કરે છે. જ્યારે સ્ત્રી સ્વપતિને ત્યાગી અન્ય પતિનો સ્વીકાર કરે છે, ત્યારે તે સ્ત્રી શુદ્ધ પ્રતિનિધિ નિર્માણ કરી શકતી નથી; અને સ્વપતિકુલસંસ્કાર પણ પોતાની સંતતિમાં આણી શકતી નથી. અને જે સ્ત્રી સ્વપતિ-કુલ ત્યાગી અન્ય પતિકુલસંસ્કાર સ્વીકારે છે, તે સ્ત્રી અન્ય પતિકુલસંસ્કાર પણ શુદ્ધતાપૂર્વક ગ્રહણ

* જ્ઞાતિસંસ્થા પણ સાત્વિક સંસ્કારને સ્થિર કરવા માટેજ છે. જ્ઞાતિધર્મ તે કુલધર્મનું જરા વિકસિત સ્વરૂપ છે, એ વિચારવાન વાચકને હવે તો સ્પષ્ટ થયું જ હશે; એટલે જ્ઞાતિધર્મ કેટલા આવશ્યક છે તે પણ સમજાઇ ચૂકયું હોવું જોઇએ.

કરી શકતી નથી; એટલે કે તે સ્ત્રી સાત્વિક સંસ્કાર વિહીન હોય છે. તેટલા માટે જ આવી સ્ત્રી, ધર્મનું ધ્યેયત્વ અને તન્મૂલક સાત્વિક સંસ્કાર ત્યાગી અન્ય પ્રતિ સંમુક્ત થવા તૈયાર થાય છે. આવી સ્ત્રી કુલ-સંકરની અને વર્ણસંકરની માતા થાય છે. અને પરંપરાથી ઉતરી આવતા સાત્વિક સંસ્કાર ભ્રષ્ટ કરે છે; તેથી કુલસંકરો ધર્મને નષ્ટ કરે છે અને સમાજસ્થૈર્યને હાનિ પહોંચાડે છે. એટલા માટે આવા અનર્થથી સમાજને બચાવવા તથા ધર્મને સુરક્ષિત કરવા સ્ત્રીઓએ કુલસ્ત્રીત્વરૂપ ધર્મ ઉત્તમ પ્રકારે પાળવો જોઇએ. વિવાહથી પુરૂષે વ્યવહાર અને પરમાર્થ સ્ત્રીની સહાયથી સાધવા જોઇએ. કુલપરંપરા ચલાવવાની જવાબદારી પુરૂષને માથે છે, અને સ્ત્રી તેની વ્યવહાર અને પરમાર્થસાધનામાં મદદગાર છે. આત્મોન્નતિના કાર્ય સિવાય સ્ત્રીને સ્વતન્ત્ર કાર્ય બીજું એકે મુદ્દલ નથી.... ધાર્મિક કાર્ય સહધર્માચરણથી સધાય છે, અને આર્થિક અને કામિક કાર્યમાં સ્વતંત્રતાનો પ્રશ્ન જ નથી; કારણ તે ધર્મના અનુષંગ તરીકે સાધવાનાં છે. તેમ જ સ્વતંત્ર કાર્યાભાવે વૃત્તિસ્વાતન્ત્ર્ય સ્ત્રીને અનાવશ્યક છે; કારણ બાલ્યાવસ્થામાં તે પિતાના આશ્રય નીચે રહે છે અને તદનંતર પતિના આશ્રય નીચે તેને રહેવાનું છે. કન્યાદાનવિધિ ધાર્મિક વિવાહનું અંગ છે; અને ત્યાંથી જ ધર્મનાં બીજ સ્ત્રીમાં રોપાય છે. આથી કોઇ પણ પ્રકારે આત્મોન્નતિને આવશ્યક નીતિસ્વાતન્ત્ર્યને બાધ આવતો નથી. આ રીતે ધાર્મિકવિવાહથી "કુલસ્ત્રીત્વ" ઉત્તમ પ્રકારે પાળવું એ. સ્ત્રીનું ધાર્મિક કર્તવ્ય અને સ્ત્રીનો વિશેષ ધર્મ છે. વિશેષ સ્પષ્ટતાથી કહીએ તો "આજન્મૈક પતિત્વ પાળવું"—એ સ્ત્રીનો અત્યુત્તમ ધર્મ છે; અને તે સમાજહિત, તથા આત્મોન્નતિ એટલે વ્યવહાર અને પરમાર્થ ઉભય સાધક છે. § અપૂર્ણ.

**પરમાનન્દ શર્મા. ( રાણપુર. )**

---

§ સ્ત્રી રૂપી કુલપ્રરકને ચળ બનાવતી સુધારકોની છૂટ તથા પસંદગીનાં લગ્નો, આર્યસમાજના સ્વામી દયાનન્દે સાત્વિક વેદને તામસ બુદ્ધિથી મથીને કાઢેલી નિયોગપદ્ધતિ, તથા પુનર્વિવાહની છૂટ; એ બધાં સ્ત્રીરૂપી ભૂમિને અશુદ્ધ બનાવી પ્રજા વર્ણસંકર બનાવવાનાં સાધનો છે. અને તે ધર્મને નષ્ટ કરે છે અને કરશે, પ્રજાને રાજસ અને તામસ વૃત્તિવાળી એટલે આત્મોન્નતિ રહિત, વિષયાસક્ત અને અલ્પાયુષિ બનાવે છે અને બનાવશે.

વિશુદ્ધ અને સાત્વિક ધર્મ-નિદર્શક વેદરૂપી પ્રકાશને પણ આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદે પોતાની તામસજ્ઞાનદ્રષ્ટિથી તામસકાર્યપ્રેરક જોયો. શું ધર્માદર્શરૂપ વેદ અધઃપતનનાં કારણરૂપ, શુદ્ધધર્મનાશક, વિષયોદ્દિપક નિયોગ અને પુનર્વિવાહ જેવા વ્યભિચારવર્ધક અનાચારો પ્રતિપાદન કરે? કદાપિ નહિ ત્રણે કાળમાં પણ નહિ, વેદ સ્વયં સત્વનિધિ છે; તેમાંતો આવું હોવું સંભવેજ નહિ અને છે પણ નહિ એ નિશ્ચય વાર્તા છે.

અત્યારે બ્રાહ્મણોમાં બ્રાહ્મણત્વ, ક્ષત્રિયમાં ક્ષાત્રત્વ, વૈશ્યમાં વૈશ્યત્વ, અને શૂદ્રમાં શૂદ્રત્વનો જે ધ્વંસ જોવામાં આવે છે, જેટલા પ્રમાણમાં પ્રતિત થાય છે; તેટલા પ્રમાણમાં બીજ અને ભૂમિની અશુદ્ધિ કોઈ પણ કારણથી થએલી હોવી જોઇએ-એ નિસંશય વાર્તા છે. હજુ પણ દેશની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખનારાએ અન્ય માર્ગે નાપાયાદાર ખોટી ફલામણો ન કરતાં...! દેશમાં અધ્યાત્મબળપોષક બ્રાહ્મણત્વ, વ્યાપાર ઉદ્યોગ અને કૃષિકર્મથી દેશને ઉન્નત કરવાને વૈશ્યત્વ, સેવાના દિવ્ય માર્ગને અનુસરનાર પ્રાચીન શૂદ્રત્વ

# —"आर्यसमाजकी गति"!—

## એ વિષે પંડિત છુટ્ટનલાલના વ્યાખ્યાનનો ખુલાસો:—

## જેવી મતિ તેવી કૃતિ અને જેવી કૃતિ તેવી ગતિ.

જે કેળવાયલા અને વિચારશીલ મનુષ્યોએ પંજાબ, સયુક્તપ્રાન્ત, વગેરે સ્થળના આર્યસમાજો અને આર્યસમાજીઓને જોયા છે, તેઓ તો ખુલ્લી રીતે કહે છે કે—આપણા મુંબાઇઇલાકાના આર્યસમાજીઓ તો તેઓની આગળ કશી વિસાતમાં નથી તો પણ જ્યારે આપણા અહીના આર્યસમાજીઓને તેમની હાનિકારક ખામીઓ નરમ કે ગરમ રીતે કહેવામા આવે છે, ત્યારે તેઓ ઝાડ થઈ જાય છે પરન્તુ ધર્મસુધારણાના એક અપ્તગ તરીકે પણ "આર્યસમાજ"એ એક ભયકર નિષ્ફળતા અથવા દુષ્ફળતાની મૂર્ત્તિ છે, એવુ જેના ઉપરથી સ્પષ્ટ સમજાય—એવાં જાહેર વ્યાખ્યાનો આર્યસમાજી સસ્થાઓની અને તહેવારોની ઉજવણીઓ ઉપર થવા લાગ્યા છે, તે ઉપરથી જ સ્પષ્ટ સમજાય છે કે જુની સનાતન સસ્થાઓને જ તેઓના સ્વરૂપલક્ષણ જાળવી રાખીને સુધારો કરવામાં આવે અર્થાત્ દોષો દૂર કરવામા આવે, તો જ વાસ્તવ ધર્મસુધારણા થઇ દેશની પ્રજાનો આ લોક અને પરલોક સુધરે—એવો જે અમારા શ્રીશ્રેય સાધક અધિકારી વર્ગના મૂળપુરૂષ આચાર્યવર્ય શ્રીમન્નૃસિંહાચાર્યજીનો ઉપદેશ તે જ ખરો છે, એમ સિદ્ધ થાય છે.

હાલમા "आर्यसमाजकी गति" એ નામનુ વ્યાખ્યાન મેરઠ કે જે આર્યસમાજીઓનુ એક મથક ગણાય છે, ત્યાથી આર્યસમાજના પક્ષના જ એક પંડિત **છુટ્ટનલાલ સ્વામીનું** કરેલુ બ્હાર પડયુ છે તે વ્યાખ્યાનમા સિકંદરાબાદના ગુરૂકુલના ઉત્સવ વખતે આપવામા આવેલા પંડિત મજકુરના વ્યાખ્યાનનો આશય પ્રગટ કરેલો છે

હવે પંડિત શ્રી છુટ્ટનલાલ સ્વામી કોણ છે, તે અમારી જાણ પ્રમાણે અમે જણાવવા માગીએ છીએ. પંડિત છુટ્ટનલાલ સ્વામી એ અમારા જાણવા પ્રમાણે આર્યસમાજે પોતાના મહારથી તરીકે સનાતનધર્મની સામે લડવા મોકલેલા **પંડિત તુલસીરામ** સ્વામી કે

અને બધા ઉન્નતિમાર્ગનુ રક્ષણ કરનાર ક્ષાત્રત્વ વધારવાને પ્રાચીન જ્ઞાતિવ્યવસ્થા, જાતિધર્મ, અને વિવાહપદ્ધતિ જ દાખલ કરવાના પ્રયત્ન મદદ કરવા જોઇએ. પણ ગુણકર્મના નામે વર્ણવ્યવસ્થાનો ખીચડો, સ્ત્રીત્વ રહિત સ્ત્રીઓ અને ધર્મજ્ઞાન રહિત પુરૂષો થયા છે, તેમ કેટલીક સ્વાર્થસાધુ માનપાનભિક્ષુ વૈભવાસક્ત વ્યક્તિએ પોતાની કપોલકલ્પિત કલ્પનાને ધર્મનો નામ માત્રનો ઓપ ચડાવી—ગીલેટ લગાડી સમજોન્નતિ અને આત્મોન્નતિપ્રદ તત્વવિહિન કાઢેલા ધર્મોના અનુસરણથી જ આપણી અવદશા થયેલી છે આપણા દેશમાં આવાં પાખંડો પ્રસર્યાં છે, તેટલા પ્રમાણમા આપણી અવનતિ થઇ છે, અને હજુ પાખંડ પ્રસરશે તેમ થશે સનાતનધર્મથી વિમુખતા એ જ દેશની અવનતિનુ કારણ છે, છતાપિ તેને દેશોદયનુ સાધન, કહી દેશોન્નતિને નામે ગાંડા બનેલાઓને ભરમાવી જે લોકવચના કરવામા આવે છે, તેનું પ્રાયશ્ચિત્ત તેવા સ્વાર્થસાધકોએ કરવુ જ પડશે—છુટકો થવાનો જ નથી. **તંત્રી.**

જેમનો દેહાન્ત થોડા જ માસ ઉપર થયેલો છે, તે જ પંડિત તુલસીરામસ્વામિના સગા ભાઇ થાય. જો અમારૂં આ માનવું ભૂલ ભરેલું હોય તો તે ભૂલ સુધારવા અમે તૈયાર છિયે. વળી પંડિત છુટ્ટનલાલ સ્વામી આર્યસમાજ અને તેના સ્વામીજી દયાનંદ માટે બહુ માન ધરાવનાર છે-તે તેમના લખાણ ઉપરથી જ જણાય છે. આવા માણસો પણ જ્યારે આર્યસમાજની ગતિ માટે શોકના ઉદ્ગારો કાઢે છે, ત્યારે આર્યસમાજ અને આર્યસમાજીઓની ડંફાસમાં કાંઇ પણ તત્ત્વ હોય એમ માનતાં સ્વતંત્ર રીતે વિચાર કરવાને શક્તિમાન મનુષ્યો વાંધો લે, તો તે વ્યાજબી જ ગણાય.

પંડિત છુટ્ટનલાલસ્વામીને આર્યસમાજની ગતિ જોઇને જે શોક થાય છે, તે સકારણ છે તોપણ પંડિત છુટ્ટનલાલ સ્વામી બ્રાહ્મણ છે, તેથી તેમને થતા શોકમાં તેમને સાન્ત્વન આપવું તથા જો બની શકે તો તે શોકના નિવારણનો ઉપાય બતાવવો, એ અમારૂં બંધુકૃત્ય સમજીએ છિયે—અને તે ખરા અંતઃકરણપૂર્વક સમજીએ છિયે. પંડિતજી! આર્યસમાજની ગતિ જોઇને આપને જે શોક થાય છે, તેમાં તો આપને સાન્ત્વન આપવાને અનેક આર્યસમાજીઓ અને અમારા જેવા સનાતનીઓ પણ આગળ પડશે અને શોક નિવારણના ઉપચારો પણ સૂચવશે; પણ અમારા ધર્મને અને અમારા દેશને જે હાનિ આર્યસમાજે અને આર્યસમાજીઓએ પહોંચાડી છે અને પહોંચાડે છે તેનું સાન્ત્વન અને તે હાનિયો દૂર કરવાનો ઉપાય અમારા ભક્તહિતાર્થ અવતાર લેનાર પરમેશ્વર સિવાય કોઇ આપે તેમ નથી. હશે, જેવી પરમેશ્વરની મરજી!

પરંતુ પંડિતજી છુટ્ટનલાલજી! આપના મહાશય હૃદયથી જે પ્રશ્ન ઉઠયો છે કે:— "आर्यसमाजकी गति क्या हुइ है? अगर आगे क्या होगी?" તેનો ખુલાસો આપને લોક અને શાસ્ત્રને અનુસાર એજ છે કે:—"आर्यसमाजनी जेवी मति तेवी कृति, અને જેવી કૃતિ તેવી ગતિ થઇ છે અને થશે. આપ પંડિત થઇને આ રેંતીઓ કાંતનારી ડોશી જે તત્વ સમજે તેવું સહેલું છે, તે પણ કેમ સમજી શકતા નથી? આ પણ એક આશ્ચર્યની વાત છે! પણ તેમાં તમારો દોષ નથી, આ સંસારના જીવ માત્રનો સ્વભાવ જ એવો છે કે, તેઓ દુઃખને રડે છે, પણ દુઃખની નિવૃત્તિનાં કારણને શોધી લેતા નથી તથા દુઃખની પ્રાપ્તિનાં કારણોને શોધીને દૂર કરતા નથી." આર્યસમાજના આરંભક સ્વામી દયાનંદમાં ધર્મપ્રવર્તકની કાંઇ પણ યોગ્યતા નહોતી, અને આર્યસમાજમાં તો કોઇ પણ જાતની સંસ્થા તરીકેની યોગ્યતા નથી જ, એ વાત ઘણી જલ્દીથી જાણી શકાયા છતાં પણ પોતાના વાડાના મિથ્યાભિમાનથી પંડિતો તેમજ બાબુઓ પોતાનો તાણીઓ ઉચકી ઉચકીને "हाय ! दोस्त" કૂટે, તો તેથી દિનપ્રતિદિન ગતિ સુધરે તો નહિ, પણ ઉલટી ગતિ બગડે-તે પ્રમાણેજ થયું છે અને હવે પછી પણ થશે તેમાં શોક કરવાથી હવે કાંઇ વળવાનું નથી. જેવું બીજ હતું તેવું વૃક્ષ થયું છે, અને જેવું વૃક્ષ થયું છે તેવું ફળ પણ તેવું જ થશે, એમાં શોક કે આશ્ચર્યનું કારણ કાંઇ પણ નથી.

પંડિતજી તેમના પ્રસ્તુત વ્યાખ્યાનમાં કહે છે કે:—"सन १८९५ में, मैने एक छोटासा ट्रैक्ट देखा था उसका नाम असाध्य चिकित्सा था..............उसमे लिखा था कि आर्यसमाजी अब तो नमस्तेके सिवाय संध्या अग्निहोत्र बलि वैश्वदेवादि पंचमहायज्ञोंको नहि करते. वेदोंका पढना पढाना सुनना सुनाना जो आर्योंका परमकर्तव्य है उसे छोड अन्य ही जोडतोडमें जी लगाते है. इत्यादि उस पुस्तकका आशय था"

આ ઉપરથી એ તો સ્પષ્ટજ છે કે જ્યારે આર્યસમાજના સ્વામી દયાનંદજી તાજાજ થયેલા હતા, તે વખતે પણ આર્યસમાજીઓની આવી અધોગતિ શરૂ થઇ ચૂકી હતી, તો પંડિતજી અને તેમના જેવા બીજા આર્યસમાજના ઝુંડા નીચે કુચ કરનાર વિદ્વાનોએ વિચારવું જોઇતું હતું કે, આનું કારણ શું ? પણ તેવું કારણ ત્યારે તો કોઇએ વિચાર્યું નહિ. અને આર્યસમાજ અને તેના સ્થાપક ને સ્વામી દયાનંદના નામથી વ્યામોહ પામીને તથા પોતે કાંઇક અવનવું કરે છે એવી પક્ષાભિમાનની ધુનમાં ચઢીને ભૂલનાના સ્વભાવવાળી પ્રજાને વધારે ભૂલવણીમાં નાખી. અલબત આર્યસમાજના આદિ વીર બ્રાહ્મણકુળભૂષણ પંડિતવર્ય શ્રી ભીમસેન શર્મા અને સ્વામી શ્રી આલારામજી સાગર વગેરે વિદ્વાનોએ દયાનંદી સંસ્થાનું પોલ પહેલેથી જાણી લીધુ, અને તરત જાણીનેજ તે સંસ્થાનો તેમણે ત્યાગ કર્યો તથા જનસમાજને એ આર્યસમાજી કળણની સામે ચેતવણી આપીને સત્ય ધર્મ અને પ્રજાત્વનું રક્ષણ કરી લોકોપકાર કર્યો. તેને માટે એવા સત્યપ્રિય અને દુરાગ્રહ રહિત મહાપુરૂષોને ધન્યવાદ ઘટે છે પણ બાકીના પંડિતો તો જાણતાં કે અજાણતાં આર્યસમાજ અને તેના સ્વામી દયાનંદના ખરા બપોર જેવા દેખાતા દોષોનો પણ બચાવ કરવાનો ધંધો, પેટ કે પ્રતિષ્ઠાની ખાતર કે પક્ષાગ્રહની ખાતર ઠેઠ સુધી લેઇને બેઠા છે—તે વાત કોની અજાણી છે? હાલ લગી જુઓ તો પણ જણાશે કે, પંડિત શ્રીબાળકૃષ્ણશર્માને પણ આર્યસમાજ તરફથી મળતા પગાર અને કુળપતિની પોકળ પદવીએ એટલી બધી માઠી અસર કરી દીધી, કે તે વિવેક વિનય અને વંશને પણ છેક વિસરી જઇ "**બ્રાહ્મણી સપ્લાઇંગ કંપની**" સુધી ઉતરી પડ્યા. તેમ જ પંડિત તુલસીરામજી કે જે આ પ્રસ્તુત પંડિત છુટ્ટનલાલજીના સગા ભાઇ થાય, તેમણે પોતાના અંતકાળ લગી દયાનંદી તિમિરને પ્રકાશરૂપ ઠરાવવાનો દુરાગ્રહમય પ્રયાસ ચાલુ રાખ્યો હતો. એ જ પ્રમાણે બીજા એક કરતાં વધારે વિદ્વાનો હરેક પ્રકારની પોતપોતાની લાલસાઓને લીધે "આર્યસમાજ"ને નામે ચાલતી મિથ્યા તથા હાનિકર પ્રવૃત્તિને તેના સ્વામીજી દયાનંદના નામને ઓથે ફુલાવીમહલાવીને ચલાવી છે અને હજુ પણ ચલાવે છે. તેથી **આર્યસમાજની** ગતિ આવી અધમ થઇ છે અને થશે. પંડિત છુટ્ટનલાલજી સ્વામી પોતે પણ આર્યસમાજના સ્વામી દયાનંદ ઉપરના વ્યામોહથી કયાં છુટા છે ? તેઓ આર્યસમાજના સ્વામીજી દયાનંદ માટે લખતાં પ્રસ્તુત વ્યાખ્યાનમાં જ લખે છે કેઃ—"**સ્વામી** દયાનંદ અંગ્રેજીકે અક્ષર ભી ન જાનતે થે, ફારસી અરબી નહિ જાનતે થે, પરન્તુ વેદાર્થ મેં વ્યુત્પન્ન થે સ્મૃતિયોંકે શાસ્ત્રકે જ્ઞાતા થે. હમ નહિ સમઝતે કિ ઉનમેં કયા કમી થી ?..."

ખરૂં જોતાં પંડિત છુટ્ટનલાલજી આર્યસમાજના સ્વામીજી દયાનંદ માટે આટલી બધી માન્યતા હજુ લગી શા કારણથી રાખી રહ્યા છે અથવા દર્શાવે છે ? તે હરકોઇ સ્વતંત્ર વિચારકને સમજાય તેમ નથી. પણ જેઓ હિંદુઓના વેદાદિ શાસ્ત્રરાશિના બૃહત્ સ્વરૂપ કાંઇક અંશે પણ સમજવાની યોગ્યતા ધરાવે છે, તેઓ તો આર્યસમાજના સ્વામી દયાનંદનાં વેદભાષ્યો અને બીજા લેખો જોઇને તરતજ સમજે એમ છે, કે સ્વતંત્ર વેદભાષ્ય કરવા જતાં દયાનંદજી હજારો સ્થળે ગોથમડાં ખાઇ ગયા છે, અને પેલા મિયા જેમ "**હુમ બી ડીચ**" બનવા ગયા હતા તેવું થયુ છે. તેમ સ્મૃતિયોના અર્થ કરવા જતાં પણ દયાનંદજીએ રેતીના રણમાં મગરના જેવો અથવા દરિયામાં ઉંટના જેવો વેશ ભજવ્યો છે, અને સાધા-

રણ વ્યાકરણ જેવા વિષયમાં પણ તેમણે પગલે પગલે ધંબાય નમ: જેવું કર્યું છે. તે છતાં પણ પંડિતજી છુટ્ટનલાલજી કોણ જાણે શાએ હેતુથી દયાનંદજીને વેદમાં વ્યુત્પન્ન અને સ્મૃતિશાસ્ત્રના જ્ઞાતા લખે છે ? ! ! વિદ્વાનોમાં ગણાતા માણસોની પણ આવી પ્રકૃતિ તે જ આર્યસમાજની મતિ હતી; અને તે મતિ અનુસાર જ આર્યસમાજની કૃતિ થાય અને કૃતિ પ્રમાણે ગતિ થાય, તો પછી તેમાં પંડિતજીએ કોઇ પ્રકારે તે ગતિ ઉપર દૃષ્ટિપાત કે અશ્રુપાત કરવાની જરૂર નથી—કેમકે એવી ગતિ થાય એ સ્વાભાવિક જ છે. છતાં પણ કોઇ કારણથી પંડિત શ્રી છુટ્ટનલાલને આર્યસમાજની આ અધમ ગતિ થવાનાં કારણોની શ્રેણિ સમજાતી ન હોય. તો અમો તે પંડિતજીશ્રીની આગળ નિવેદન કરી તેઓશ્રીની સેવા બજાવવાની રજા લેઇએ છીએ.

સર્વથા મોટા દુર્ભાગ્યની વાત તો એ છે, કે દયાનંદજીના આપાત—રમણીય નિ:સ્પૃહતાવાળા ઉપદેશથી, પંડિતજીએ જેમની નામાવળિ આપી છે તે નિત્યાનંદજી વગેરે વિદ્વાનો મોહ પામી ગયા છે, અને દયાનંદજી કોણ છે, તેનો પુરો તપાસ કર્યા વિનાજ દયાનંદજીને બ્રાહ્મણ માન્યા અને મનાવ્યા, તથા તેમણે વેદ અને શાસ્ત્રોના કરેલા સ્વચ્છંદી અર્થ કિંવા અનર્થને વખાણીવખાણીને અજ્ઞાનમાં ડૂબતી પ્રજાને ઓર અધિક ડુબાડવાની પ્રવૃત્તિ કરી. દયાનંદજી બ્રાહ્મણ નહોતા એમ બહુ પ્રતિષ્ઠિત પુરૂષોના પ્રમાણથી નિકળી આવ્યું છે, છતાં તે ઉપર ઢાંકપિછોડો કરી તેમને બ્રાહ્મણ ઠરાવવાને જે પુરાવો ઉભો કરીને કેટલાએકોએ હાલ થોડાક વખતથી પ્રજા આગળ મૂકેલો છે; તે પુરાવો તેના સ્વગત સંદિગ્ધપણાથી અને વસ્તુગતિથી જ કેવળ લુલો પડી જાય છે. દયાનંદજીની હયાતી વખતે જ એ વિદ્વાનોએ તેમનાં જાતિકુળનો પત્તો લગાડયા વિના જ તેમને બ્રાહ્મણ માની લીધા, અને તેમણે કરેલા વેદના મનસ્વી અર્થને માનવા મનાવવાની અનર્થરૂપ પ્રવૃત્તિ કરી છે; તો પછી હાલ આર્યસમાજની અવગતિ થઇ છે તેમાં કંઇ આશ્ચર્ય કે ખેદ પામવા જેવું રહેતું નથી.

જો દયાનંદજીએ વેદના સ્વતંત્ર અર્થ કરવાનો યત્ન શુદ્ધ બુદ્ધિ જ માંડયો હોત, અથવા જે શુદ્ધ બુદ્ધિથી તે યત્ન આરંભ્યો હશે, તે જ શુદ્ધ બુદ્ધિ ઠેઠ લગી કાયમ રહી હોત; તો જેમ વિદ્દદ્વર પંડિતાગ્રણી શ્રી ભીમસેનશર્માને શાસ્ત્રાવલોકનની વૃદ્ધિ સાથે વેદ અને શાસ્ત્રોના વ્યૂહ પ્રમાણે અર્થ સમજાયા અને ખરી સમજણ તેમને પડી. તે જ પ્રમાણે દયાનંદજી અને તેમના સંગીઓની બુદ્ધિએ *પક્ષાભિમાનની સાથે કાચી વયમાં જ બાજીખત્મ કરી લીધી,* અને તેથી અભિનિવેષરૂપ દુરાગ્રહી સંતાનની પરંપરા વૃદ્ધિ પામી તેથી જ આર્યસમાજની આવી ગતિ થઇ. આ બાબતનો એક દાખલો લેઇએ:—

સંધ્યાની વિધિ વિષેજ આપણે વિચાર કરીએ. સંધ્યાની વિધિ વેદપરત્વે અને શાખાપરત્વે પુરાતન કાળથી સનાતની ઋષિયોએ બાંધેલી છે; અને તેના સંગ્રહો પણ વિદ્વાનોએ કરેલા છે. તેમાં આવતા વિનિયોગો પોતાને નહિ સમજાયાથી પોતાના સ્વતંત્ર અર્થ પ્રમાણે કલ્પના કરી સંધ્યાના મંત્રો બદલવા જેટલી ઉદ્ધતાઇ અથવા ધૃષ્ટતા જે પ્રાકૃત મનુષ્યે સંસ્કૃત ભાષાના ભાગાતુટા જ્ઞાનની ખુમારીમાં આવીને કરી, અને તેની આ ઉદ્ધતાઇને જે વિદ્વાનોએ ઋષિત્વ અને મહર્ષિત્વ કહીને વખાણી અને વખણાવી; તે ઋષિ અથવા મહર્ષિ અને તેમના સંગી પ્રવર પંડિતોના અનુયાયીઓ પોતાના મરજી પ્રમાણે વર્તી સંધ્યા કરે કે ન કરે, વૈશ્વદેવ કરે કે ન કરે, શૌચાચાર પાળે કે ન પાળે, શાસ્ત્ર અને

બ્રાહ્મણ વિષે પૂજ્યભાવ રાખે કે ન રાખે; તેમાં પંડિત ક્ષુદનલાલજીએ ખેદ કરવો કાંઇ પણ ઉચિત નથી. અટાપટાવાળી ચામડી માત્રથી બિલાડીના બચ્ચાને કોઇએ શેર-(વાઘ) જાણીને પાળીને ઉછેર્યું હોય, અને તે દોઢ વેતના કદથી મોટું ન થાય અને ગર્જનાને બદલે મિયાંઉં મિયાઉં કરે, તો તેમાં નિરાશા કે આશ્ચર્ય ઉપજવાનું કારણ છે? । નહિજ. પુરાતન કલ્પ અને વિધાનના પ્રયોગે વેગળા મૂકી મરજીમાં આવે તેમ જે અગ્રેસરો અને નાયકો સંધ્યા વગેરે નિત્યકર્મની વિધિઓમાં અને મન્ત્રોમાં ફેરફાર કરવાની સત્તા લેઈ પડે, તેમજ સરકારની વિધિયોમાં પણ મનસ્વીપણે મોકળા રહેવા માગે; તેઓના અનુયાયીઓ તે વિધિ કરવા ન કરવામાં પણ મનમોજી થઇ સ્વેચ્છાચારી પ્રવૃત્તિ રાખે, તો તેમાં પંડિત ક્ષુદનલાલજીએ ક્ષુદ્ર રહેવાને માટે તૈયાર થયેલા આર્યસમાજીઓ વિશે આવો બળાપો કરવાની જરૂર નથી.

પંડિતજી ક્ષુદનલાલ હાલના આર્યસમાજીઓ કરતાં આજથી પચીસ વર્ષ ઉપરના આર્યસમાજીઓ વધારે સારા હોવાનું જણાવતાં લખે છે કે—"ઇસ સમયકે આર્યોંકા ઔર ઉસ ૨૫ વર્ષ પૂર્વ કે આર્યોંકા ભી બડા ભેદ હૈ. ઉસ સમય જો લોક નામ લિખાતે થે વહ ૧૦ નિયમોપર હસ્તાક્ષર માત્ર ઐસે હિ નહિ કરતે થે જૈસે આજકલકે પાધા ખુદી ગૌકે દાન સમય (કરતે હૈ.) * * * *

"કિન્તુ બહુત સમજબૂઝ કર હસ્તાક્ષર કરતે થે, હુક્કા પીના છોડતે થે, નાગરોકા અભ્યાસ કરતે થે, ઔર રિશ્વત છોડતે થે; પ્રેમકા નિયમ સત્ય ભાષણ વ્રત શીખતે થે. સંધ્યા શીખતે થે. હવન કરતે થે તભી તો ઉનકા માન ભી બહુત થા."

અમો પંડિતજી ક્ષુદનલાલજીને આ બાબતમાં પણ તેમની બ્રાહ્મણજાતિ પ્રત્યે માનપૂર્વક સવિનય જણાવવા માગીએ છિએ કે—"આ બાબતમાં તો એ પંડિતજીએ અભિપ્રાય બાધવામાં ભૂલજ ખાધી છે. હુક્કા પીવો કે બીડી પીવી એ દૂષણરૂપ છે, રૂશ્વત-લાંચ લેવી એ પાપ છે-વગેરે વિચારો કાંઇ દયાનંદજીના કે આર્યસમાજના નહોતા; એ તો નામદાર ઈંગ્રેજ સરકારે દાખલ કરેલી તાજી કેળવણીના સંસ્કારરૂપ એ વિચારો અને આચારો હતા. તેમાં ઈંગ્રેજ સરકારે દાખલ કરેલા કેળવણી ખાતાની શરૂઆતમાં શિક્ષકો તરીકે કામ કરનાર સોએ એંશી ટકા બ્રાહ્મણો હતા, અને તેમાં પણ મુખ્ય મહેતાજીઓ તો બ્રાહ્મણ જ હતા; અને તેઓ બીડી અને હુક્કાને માટે અણગમો ધરાવતા હોવાથી પોતાના નિશાળીઆઓને પણ એવી ગંદી ટેવોથી દૂર રહેવાને શિક્ષણ આપતા. જો આર્યસમાજમાંજ હોકકાથી દૂર રાખવાનો ગુણ હોત, અથવા આર્યસમાજી થનારાઓ એવાં વ્યસનથી દૂર રહેવાની વળણવાળા હતા-એમ કહી આર્યસમાજીનો મહિમા જણાવવા માગતા હોય, તો તે તદન ખોટું છે. કેમકે આર્યસમાજના આદમ સ્વામીજી દયાનંદ પોતેજ રૂપાની નેહ-મુનાલવાળો હોકકો રાખતા ને પીતા-એમ આપણે એક કરતાં વધારે લેખોમાં વાંચ્યું છે. તો એ સમયની કેળવણીના પવન પ્રમાણે અનુસરતા અને તેમાંના ઘણાકને સમાજની છાયા અને સમાજને નામે પ્રવૃત્તિ કરવામાં મમતા અને માન ભાસે એવી આપાતરમણીયતા તથા નૂતનતા હોવાથી આર્યસમાજમા મોટા માણસોમાંના કેટલાક ભળતા તથા નવપક્ષાભિમાનથી આગળ પડતો ભાગ લેતા, તેથી એ કાંઇ "આર્યસમાજ" નો પ્રભાવ સાબીત થતો નથી! પણ તે સમયના નવશિક્ષિત અને નવસભ્યોના પ્રભાવથી તે "આર્ય-

સમાજ, સારો દેખાતો હતો. "આર્યસમાજે" પ્રથમથી નવયુવકોને ખેંચવાનો ઉદ્દેશ રાખેલો હતો, તેજ ઉદ્દેશ અદ્યાપિ પર્યંત "આર્યસમાજ" રાખી રહેલો છે; અને તેથી બ્રાહ્મણ શિક્ષકોનો યુગ જતો રહી ખીચડીયા શિક્ષકોનો યુગ આવવાથી અને આ ખીચડીયા શિક્ષકોમાંના ઘણા ખરા ચિરૂટ સિગારેટના ભક્ત હોવાથી જો કે હુકાથી તો વેગળા રહે છે, પણ ચિરૂટ સિગારેટને તો પોતાની સાચી સાથી તરીકે પાસેના પાસેજ રાખે છે. અને દેશ કાળ પ્રમાણે શાસ્ત્ર ફેરવવાની સુનસફીનું મૂળ દયાનંદજી રોપી ગયા, તે ઉગી વૃક્ષ થઈ ફાલીફુલીને ફળ આવ્યાં તેમાં હુક્કા મીમાંસા કરી આર્યસમાજના પ્રથમ યુગને સારો કહેવો એ તો પંડિતોના ભોળાપણા સિવાય બીજું કાંઇ નથી. અરૂ જોતાં એક ગધેડાનું બચ્ચું પણ નાનું હોય છે, ત્યારે તે કાંઇક સુંદર લાગે છે, પણ તે મોટું થતાં પોતાનું અણઘડ રૂપ પ્રકાશે છે, તેમાં બુદ્ધિમાન માણસે આશ્ચર્ય પામવાનું નથી. વળી કેળવણીને પ્રતાપે તે વખતે આર્યસમાજનો એક સાધારણ મેમ્બર પણ હુકા માટે જુગુપ્સા દર્શાવતો અને હાલ બીડી મોઢામાં ઘાલી બજારમાં ફરે, તે જ આર્યસમાજનો પ્રખર ધુરંધર ધોરી ગણાય—એવો જમાનો આવ્યો છે. તેમાં પંડિતજી છુટ્ટનલાલજીએ આ છુટ્ટા છેડે મહાલવાના જમાનાની આડે આવવું—એ તેમનું પાંડિત્ય હાલના આર્યસમાજી તો માનવાના નથી; અમે તો એમના ઉપદેશને અમૂલ્ય સમજીએ છિયે."

વળી આરંભક સમયમાં આર્યસમાજમાં મોટા મોટા રાજા રાણાઓ, અને અધિકારીઓ વગેરે હતા, તેથી પંડિતજી તે સમયના "આર્યસમાજ"નો પ્રતાપ સમજે છે. પણ તે તેમનું સમજવું ભૂલભરેલું છે. એક દાખલા તરીકે કૈલાસવાસી મહારાણાશ્રી સજ્જનસિંહજી —ઉદયપુર—ની બાબત વિચાર કરીએ. પરંતુ શ્રીએકલિંગાય નમઃ વગેરે પોતાના લેખોને મથાળે લખીને દયાનંદજી બહુરૂપી જેવો વેશ રાખી મોટામોટા રાજારાણાઓને છેતરી મોહમાં ખેંચતા હતા. પણ જો એમની માયાવી જાળ ખુલ્લી પડી જાત, ત્યારે તો પછી કોઇ પણ એવા પ્રતિષ્ઠિત પુરૂષો દયાનંદજી અને તેમના સમાજ સાથે રહેત નહિ. છેવટે "આર્યસમાજે" પોતાનું અણઘડ રૂપ પ્રકાશ્યું છે, અને તેથી કોઇ ગૌરવવાળી વ્યક્તિઓ હવે તેમાં જણાતી નથી; અને આર્યસમાજનો પ્રભાવ હવે રહ્યો નથી—એવું જે દયાનંદજીપર પૂજ્ય ભાવ ધરનાર પંડિત છુટ્ટનલાલજીને જણાય છે તે વ્યાજબી છે. હાલ અર્થ અને કામમાં આસક્તિવાળા માણસો જ ઉપરથી દમામ માત્ર કરીને આર્યસમાજની અધોગતિ કરનાર થયા છે—એવું પંડિતજીના લેખનું તાત્પર્ય ખરૂં છે. પૈસાઓનાં ઉઘરાણાં હરકોઇ કળ બળ ને છળ વાપરીને કરવાં તથા ફેશનીયાકેળવણી આપી જલસા કરી ચુંદ મીજાજી અને આર્યત્વને રસાતળમાં ઘાલનાર યુવાનીઆ વાણાવંઠ્યાવંઠ્યા જેવા પંકવી ઢોલ વગાડવું, કે અમે દેશોદ્ધાર અને ધર્મોદ્ધાર કરીએ છીએ—એવો ઘાટ આપણે આર્યસમાજીઓનો હાલ પ્રત્યક્ષ જોઇએ છીએ. એ જ વાત પંડિતજી છુટ્ટનલાલ પણ ધ્વનિથી તેમના પ્રસ્તુત વ્યાખ્યાનમાં જણાવે છે.

આ બાબતમાં પણ અમે પંડિતજીને આશ્વાસન આપતાં કહીએ છિયે કે—"દયાનંદજીએ પોતે પણ ધર્મ અને ધર્મોપદેશને તો એક બુરખારૂપે ઉપર ઓઢેલાં હતાં. પરંતુ એમણે પણ અર્થ અને કામ ઉપર જ ચોટ રાખેલી હતી—એ એમના જીવનચરિત્રનાં આચરણ ઉપરથી તથા તેમના ઉપદેશમાં રહેલ પોલીટીકલ (રાજખટપટના) તત્વ ઉપરથી સ્પષ્ટ સમજાય તેમ છે. દયાનંદજીને દેશની ધર્મરહિતતા કરતાં ધનરહિતતાનો કોલાહલ વધારે ગમતો.

॥ ॐ श्रीं ऐं ह्रीं क्लीं ॥

श्रीमहाज्योतिः पुरुषसिंहाय नमः ॥

# श्रीमहाज्योतिः

काश ४.] कार्तिक कृष्ण १४ संवत १९७३. शके १८३८. सन १९१६ [ किरण १.

## ॥ श्रीमहाज्योतिः स्तवः* ॥

विभो विश्वमूर्त्ते जगद्धेतवे । सतां मुक्तिमार्गैक सत्सेतवे ॥
स्वयं धर्मरक्षायशःकेतवे । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥१॥
नमो वेदविद्या महातेजसे । नमः शस्त्रविद्या विवृद्धौजसे ॥
नमो द्रव्यसंभार, वृद्धोर्जसे । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥२॥
नमस्तत्त्वविद्भ्यं वेद्याय ते । नमो योगलक्षैक वेश्याय ते ॥
नमो भक्ति भावैक मेधायते । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥३॥
यदग्रे सदासीत्तथा चाधुना । समग्रे यदस्ति श्रुतं साधुना ॥
भविष्यतस्ततपरं त्वं सना । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥४॥
यदस्तीन्दुबिम्बे तथा भास्करे । तडिद्व्योममध्ये च वैश्वानरे ॥
त्वमेतद्विधो श्रीहरो श्रीहरे । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥५॥
त्वमेवासि बाह्यं तथा चान्तरम् । स्फुटं चास्फुटं सर्वगं भास्वरम् ॥
त्वयैतद्विभातं चरश्चाचरम् । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥ ६ ॥
त्वयि श्रद्दधानाः कृतार्थाः सदा । हता नास्तिका धर्मनाशोन्मदाः ॥
तवानुग्रहः सिद्धिदः सर्वदा । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥७॥

---

* આ શ્લોકો " કરીમા "ની ગઝલને રાગે પણ ગવાશે.

तमो बुद्धिजं भौतिकं भ्रान्तिदम् । निवार्याशु देहि मभो शान्तिदम् ॥
परंज्योतिरक्षय्य सत्कान्तिदम् । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥८॥

सतीष्वाथ शूरेषु तद्वित्सु यत् । महज्ज्योतिरेकं तवैवास्ति सत् ॥
सदा पातु चास्मान्पुनात्वत्र तत् । नमस्ते सदा श्रीमहाज्योतिषे ॥९॥

ભાવાર્થઃ—હે સર્વવ્યાપક વિશ્વમૂર્ત્તિ ! જગતના હેતુરૂપ આપને, સત્પુરૂષોના મુક્તિમાર્ગના એકજ સેતુરૂપ આપને, તથા સાક્ષાત્ ધર્મરક્ષાના યશના ધ્વજરૂપ આપને–શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર. (૧) વેદવિદ્યાના મહાતેજરૂપ આપને નમસ્કાર, શસ્ત્રવિદ્યાના વિશેષ વૃદ્ધિ પામેલા ઓજસરૂપ આપને નમસ્કાર, ધનના સમુદાયના વૃદ્ધિ પામેલા બળરૂપ આપને નમસ્કાર, આપને શ્રી મહાજ્યોતિને સદા નમસ્કાર. (૨) તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ પુરૂષોવડે જાણવા યોગ્ય એવા આપને નમસ્કાર, યોગલક્ષના એકજ લક્ષ્યબિંદુરૂપ આપને નમસ્કાર, ભક્તિભાવવડે કરીને જ જેમાં પ્રવેશી શકાય એવા એક જ આપ ભગવાનને નમસ્કાર, આપને શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર. (૩) જે પરમતત્વ આગળ હતું, તથા જે હાલ સમગ્ર પદાર્થમાં છે–એમ શમદમાદિ સાધનસંપન્ન સાધુ પુરૂષોવડે શ્રુતિવાક્યોથી જણાયલું છે, અને હવે પછી પણ જે હમેશ હોવાનુંજ તે આપ નિત્ય છો, એવા આપને શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર.

(૪) જે ચંદ્રમંડલમાં તથા સૂર્યમાં તથા વિદ્યુતવર્ગમાં અને અગ્નિમાં છે, તેજ આ આપ શ્રીબ્રહ્મામાં શ્રીહરિમાં અને શ્રીરૂદ્રમાં છો, એવા આપને શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર. (૫) બહાર પણ તમેજ છો, અને અંદર પણ આપજ છો, સ્ફુટ પણ તમે છો અને અસ્ફુટ પણ આપજ છો, સર્વવ્યાપક છો અને ઉજ્વળ તેજોમય છો, તથા આ ચર અને અચર સર્વ આપ વડેજ ભાસ્યું છે, એવા આપને શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર. (૬) આપના વિષે શ્રદ્ધા રાખનારા જીવો સદા કૃતાર્થ છે, અને ધર્મનો નાશ કરવાને ઉન્મત્ત થયેલા નાસ્તિકો તો હણાઇ ગયેલાજ છે, આપનો અનુગ્રહ સર્વદા સિદ્ધિને આપનારો છે, આપને શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર. (૭) બુદ્ધિથી ઉપજતું અંધારૂં તથા ભૌતિક અંધારૂં જે ભ્રાન્તિને ઉપજાવનારૂં છે, તે બંને પ્રકારનું અંધારૂં સત્વર નિવારણ કરીને, હે પ્રભો ! અક્ષય્ય સત્કાન્તિને આપનાર પરમ જ્યોતિ આપો, આપને શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર. (૮) સતીઓમાં તેમજ શૂરાઓમાં તથા બ્રહ્મવેત્તાઓમાં પ્રવર્ત્તતું એક જે મહાતેજ આપનુંજ છે, તે મહાતેજ અમને આજ શરીરમાં રક્ષો અને પાવન કરો, આપને શ્રીમહાજ્યોતિને સદા નમસ્કાર. (૯)

સંઘવી.

## युवतीविवाहना हिमायतीनां अवतीयां.

એક વખત એવો પણ હતો, કે દુનિયાના સર્વ દેશોમા ભરતખડ સર્વોપરિ હતો, સાંસારિક ધાર્મિક અને રાજકીય સર્વ વાતે ઉન્નત અને શિરોમણિ હતો, એટલુજ નહિ પણ ભારતની શિલ્પકળા વ્યાપાર ઉદ્યોગ અને હુન્નર એવા તો સર્વોત્કૃષ્ટ હતાં, કે તે વડે પૈસાના પૂર-ધનના પ્રવાહ હિંદમા વહી આવતા હોવાથી જગતના લોકોનું લક્ષ આ પુરાણપ્રસિદ્ધ પુણ્યભૂમિ ભારત તરફ આકર્ષાઇ રહ્યું હતું સર્વ વિદ્યાકળા અને જ્ઞાનનું આદિ સ્થાન પણ હિંદ હતો, અને વિવિધ વિદ્યાજ્ઞાન ભારતમાથી જ યુરોપાદિ દેશોમા ગયેલાં છે એ વાત વિદેશી લેખકો અને ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થઇ ચુકેલી છે. વ્યાપાર ઉદ્યોગ અને રાજકીય બાબતમા ઠેઠ ઉતરતી પાયરીએ જઇ પહોચ્યા છતા, હજુ પણ ધાર્મિક બાબતમા સર્વોત્તમ સિદ્ધાન્તોને લીધે ભારતની કીર્ત્તિના અવશેષ વિજ્ઞાનવિદ્ વિદેશીઓની હૃદયભૂમિમા રહેલા છે, તે કે કાળે વિકસિત થઇ પ્રસરી ફેલાશે. દુર્દૈવે અત્યારે આપણો દેશ સર્વવાતે અવનતિના ચક્રમા આવી પડયો છે, અને તેથી વિદેશી સંસ્કારો અને પાશ્ચાત્ય કેળવણીથી વ્યામોહ પામેલા ભ્રાન્ત નવશિક્ષિતો સુધારાના પોકારો પાડી રહી દેશમા સવત્ર સર્વ વાતે સુધારા કરવા મચી પડયા છે આપણે જોઇએ છીએ કે, દરવર્ષે નાતાલના તહેવારોમા નેશનલ કોંગ્રેસ મળે છે, તેમા રાજકીય બાબતો ચર્ચાય છે, અને તેને લગતા ઠરાવો થાય છે, અને એજ કોંગ્રેસ મંડપમાં સુધારાને નામે હિલચાલો અને હલામણો કરતી બીજી કેટલીક કોન્ફરન્સો ભરાય છે અને પોતપોતાનાં ગીતડાં ગાય છે આ કરવામા આવતા સુધારાનાં આંતર સ્વરૂપો મૂળ સિદ્ધાન્તો અને આદર્શો કેવા હોવા જોઇએ? તેનો પણ વિચાર થવો ઘટે છે, વિદેશી વિચારો અને પદ્ધતિથી વિદેશીઓના આદર્શપર લક્ષ રાખીનેજ કઇ બધા સુધારા કરી શકાય નહિ એક રાજકીય બાબત એવી છે કે તેમા વિદેશી આદર્શ અને વિચારો પર કામ લેવુ પડે છે, પણ આપણી સાંસારિક અને ધાર્મિક બાબતના સુધારા કરવામા આપણા મૂળ સિદ્ધાંતો અને આદર્શોનેજ વળગી રહેવુ જોઈએ તેને બદલે વિદેશી વિચારો અને આદર્શોને અવલબીને સુધારા કરવાનુ મથન થાય છે, તે કદાપિ હિતકર ન થતા સર્વથા હાનિકારક જ છે અયોગ્ય રીતે કરવામા આવતા કામ સફળ થતા નથી, અને અવળે રસ્તે થતી પ્રવૃત્તિથી તો પાછાજ પડાય છે, અને તે લેભાગુ સંસારસુધારકોની વર્ષો થયા થતી હિલચાલોથી સિદ્ધ પણ થઇ ચુકયુ છે

આપણો સંસાર ધર્માનુસારી છે, આપણા સાંસારિક રીતરીવાજો મૂળ ધર્મ અનુસાર યથાયોગ્ય રીતે યોજાયલા, તેમા કાળે કરીને ફેરફાર થતા સ્વરૂપ બદલાઇ જઇ બગાડો અને સડો થયો, તો તે ડહાપણથી દૂર કરવાને બદલે વાઢી કાપી કાઢવાનો વાઢકુયીયાનો ધધો લેઇ બેઠેલા, જેમા તેમા વાઢકાપ કરવા સિવાય બીજુ કઇ નહિ સમજતા, સંસાર-સુધારકોને હાથે સંસાર સુધરવાની આશા કદાપિ રાખી શકાય નહિ. સનાતન હિન્દુધર્મના મુખ્ય સિદ્ધાંતો વર્ણવ્યવસ્થા અને વિવાહ સંસ્થા છે, તે બેનેજ ઉલટાવી અને ઉખાડી નાખી સંસારસુધારકો પોતાના સુધારાનુ ગાડું ચલાવવા ચાહાય છે, અને તેથી તેઓ નાતજાતના ભેદ તોડી નાખી સઘળુ એકાકાર કરવા મથે છે, તે કેટલુ બધુ અયોગ્ય અને અહિતકર છે? એ વિષે ઘણું બોલાયુ લખાયુ છે, અને વિશેષ જાણવા ઇચ્છનારને વર્ણવ્યવસ્થા વિષેનો

લેખ વાંચવા ભલામણ કરીએ છીએ. બાલવિવાહનિષેધ, યુવતીવિવાહની હિમાયત, પુનર્લગ્નની ઝુંબેસ, વિધવાવિવાહની વકીલાત અને વૃદ્ધવિવાહનો વિરોધ, એ સુધારકોની પ્રવૃત્તિ છે. પુનર્લગ્ન અને વિધવાવિવાહ તો ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ છે, અને તે વર્ણસંકરતા વધારનાર હોવાથી દ્વિજવર્ગને નિષિદ્ધ છે-વિહિત નથી, એ વિષેના લેખ મહાજનપ્રીતિના પાછલા અંકોમાં આવી ગયા છે. વૃદ્ધવિવાહ જરુર અપવાદ સિવાય બંધ કરવા યોગ્ય છે. ઉત્તરાવસ્થામાં શારીરિક શક્તિઓ ક્ષીણ થવાથી શાસ્ત્ર નિવૃત્તિપરાયણ જીવન ગાળવાનું કહે છે, અને સરકાર પણ રીટાયર કરી ઘેર બેસાડી પેન્શન આપે છે; તેથી કરી શાણા વૃદ્ધ પુરુષો તો સંસારની ઉપાધિયો ન વોહોરતાં પોતાના અનુભવનો લાભ નવયુવકોને આપવામાં અને આત્મહિત સાધવામાંજ પાછલો કાળ ગાળે છે. પણ આ ત્રિગુણાત્મક જગતમાં તરેહવાર તરંગ અને વિચિત્ર કાંટાના માણસો પણ હોય છે, તેથી પોતાને સરકાર તરફથી સારૂં પેન્શન મળતું હોવાથી નિર્વાહ થઇ શકે તેમ હોવા છતાં, ધનલોલુપ બની ઘણા પેન્શનરો ઘડપણમાં ધંધાધાપા અને દીવાનાકારભારા વગેરેની નોકરીની ધમાલો કરે છે; તેમ કેટલાક વિષયલોલુપ બુઢ્ઢા પુત્રાદિ સંતતિ હોવા છતાંપિ વરરાજા બને છે, લોકલાજ અને માઝા મહાજા મેલે છે, એ તદ્દન નાપસંદ કરવા યોગ્ય હોઇ તેનો વિરોધ કરવો ઘટે છે. પણ આ બાબતમાં સુધારકોની આચારવિચાર, કહેવું કરવું અને વાણી વર્તનમાં એકતા જણાતી નથી ! કેમકે કેટલાક સુધારકમન્યં બુઢ્ઢાઓ બાયડી પરણે છે અને પેન્શનર હોઇ ધંધા વગેરેની ધમાલ પણ કરે છે.

સુધારકો બાળલગ્નનો નિષેધ અને યુવતીવિવાહની હિમાયત કરે છે, પણ આ બાબતમાં તેમના આદર્શ અને વિચારો વિદેશી હોઇ આપણને હિતાવહ અને અનુકૂળ ન હોવાથી તે અમે પસંદ નથી કરતા. કેટલીક નાતોમાં છેક નાનાં બાળકો પાંચ સાત વર્ષનાં છોકરાં પરણાવવામાં આવે છે, તે શાસ્ત્રવિરુદ્ધ અને નિષેધ હોઇ નાપસંદ કરવા યોગ્ય છે; તેમ સુધારકો પસંદગીનાં લગ્ન અને યુવતીવિવાહની વાતો કરે છે, અને તેની પુષ્ટિને માટે એટલા હેતુ પુરઃસર, બાળલગ્ન બંધ કરવાની બુમો પાડે છે. પણ કાળ પોતાનું કામ કરે છે એટલે લોકો પોતાની પરિસ્થિતિ સમજી જઇ હવે બાળલગ્ન કરતા અટક્યા છે, અને હજુ સમજતા જશે તેમ પોતાની મેળે બાળલગ્ન કરવાં બંધ કરશે. બાળલગ્નથીજ દેશની ખરાબી થઇ છે, લોકોમાં બળ વીર્ય ઘટી ગયાં છે. પ્રજા મોહકાંગલી અને બાયલી થઇ ગઇ છે-આવાં રોદણાં સુધારકંમન્યો રડયા કરે છે; અને તેમના દંભ અને ફંદ સમજ્યા વગર દેખાદેખી સનાતનીઓ પણ તેમાં રાગ મેળવે છે. તે બધાને પુછીએ છીએ, કે દેશીબન્ધુઓની આ બધી દુર્દશા થવાનો દોષ શું એકલા બાળલગ્નનેજ દેઇ શકાય તેમ છે ? હા, બીજાં અનેક કારણોમાં બાળલગ્ન એક કારણ છે, પણ તેટલા પુરતો દોષ ન કાઢતાં, બીજાં મુખ્ય કારણોની સમીક્ષા ન કરતાં, એકલા બાળલગ્ન પરજ આટલો બધો ભાર શા માટે મેલાય છે ? સુધારાનું શિખર ચઢાવવા યુવતીવિવાહ સિદ્ધ કરવા અને યથેચ્છ આહારવિહારની મોજમજાહ માણવા માટેજ ! બીજું કાંઇ નહિ. શ્રીમાલીઅભ્યુદય-માસિક પત્ર મહુવા-કાઠિયાવાડથી પ્રકટ થાય છે, તેના જાન્યુઆરી ૧૯૧૭ પુ. ૫ ના અંક છઠ્ઠાને પાને ૧૨૫ મે બાલવિવાહ-શિર્ષક હિંદી લેખ છપાયો છે, તેમાં લેખક સનાતની હોઇ તેણે ધર્મશાસ્ત્રના પ્રમાણો આપ્યાં છે, પણ સુધારાના ભૂતે તેને ભમાવેલ હોવાથી શાસ્ત્રવચનના

આશયો અને અર્થ ઉતટા બતાવ્યા છે; તે વિષેની સમીક્ષા અત્રે કરીએ છીએ.

(૧) બાળવિવાહથી પ્રેમ વધે છે એ વાત ખોટી છે, કહીને લખે છે કે:—"સમયના પ્રભાવથી પ્રેમ ખીલતો જાય છે અને બાળકના મનમાં જે આકર્ષણ શક્તિ હતી, તે જુવાની ચડતાં જ અનેક કારણોથી ન્યૂન થઇ જાય છે. સ્ત્રીને સંતાન થાય છે ત્યારે તેનો ઘણોખરો પ્રેમ બાળકપર ચાલ્યો જાય છે એટલે સ્ત્રીની ૧૫-૧૭ વર્ષની વય કે જે પ્રેમ કરવાનો ખરો વખત છે, ત્યારે તો તેની ગોદમાં ૨-૩ બચ્ચાં ખેલતાં હોવાથી સ્ત્રીનો પ્રેમ વહેંચાઇ જાય છે: અને બહુધા પતિ પર ખરો પ્રેમ કરવાનો તેને સમયજ નથી મળતો, અને હોય તો યે લુખ્ખો સુકો પડી જાય છે આવી સ્થિતિમા જુવાની ચડતાં જ પ્રેમ પર અગસ્ત્યની દૃષ્ટિ પડી જાય છે, અને જીવનમાં સુખ મળવું સાધારણ રીતે બાલવિવાહથી દુર્લભ થઇ જાય છે."

મોહવશ થઇ પ્રેમ કરવો અને મોહ ઉતરી જતાં પ્રેમ ઘટી જવો, એ તો નિશા કેફની જુસ્સામાં સતેજ જાગ્રત થઇ તથા રહી, નિશો ઉતરી જતાં નિસ્તેજ અને નિર્માલ્ય બની જવા જેવું છે. પ્રેમ કરવો સહેલ છે પણ નિભાવવો મુશ્કેલ છે ! પ્રેમમાં નેમ નહિ, એ સાચા પ્રેમીને શરમ છે, પણ મોહઘેલાના ઉપલક પ્રેમાભાસમાં તો સહજ વાતે વાંધા અને વિરોધ આવી પડે છે. એ સંબંધી વિશેષ જાણવા ઇચ્છનારે યુરોપ અમેરિકા કે જ્યાં બાળવિવાહ થતા નથી, ત્યાંની છુટાછેડા Divorceની કોર્ટોમા ચુકતા હજારો કેસોનો અભ્યાસ કરવો, જેથી સાફ સમજાશે કે પ્રેમના ભિખારી મોહમુગ્ધ પામરોને પ્રેમનું સ્વર્ગીય સુખ કદાપિ પણ મળી શકતું નથી ! બાળલગ્ન થયેલાં દંપતીમાં પ્રેમ છે, તેવું સુધારકોમાં હોવાનું કોઇ રીતે સિદ્ધ થઇ શકે તેમ નથી; કારણકે સોસાઇટીમાં ઘણાં સ્નેહી-પ્રેમપાત્રોને મળવુંહળવું થતાં તેમનો પ્રેમ બહુધા વહેંચાઇ જાય છે, અને તેથી અપત્યપ્રેમમાં મુગ્ધ થએલી માતા કરતા યથેચ્છ વિહરતીવિચરતી યુવતી પતિ પર વધારે સારો પ્રેમ કરી શકતી નથી હા, પ્રેમને નામે નાટક થાય છે-ભવાઇઓ ભજવાય છે અને પાખંડ તો ઘણાય થાય છે !

(૨) બાળવિવાહ કરવાથી સ્ત્રીનું મન ઘરમાં લાગે છે, એ કહેવું ખોટું નથી. નાની છોકરીઓને સાસરે રાખવામા આવતી નથી, પણ ટાણેટચકે જમવાકરવા સાસરે જાય છે, ત્યાં જે પતિકુળમાં નિવાસ કરવાનો છે ત્યાંનાં માણસોથી પરિચિત થાય છે, ગૃહવ્યવસ્થા અને કુળપરંપરાના રીત રીવાજો જુએ છે જાણે છે અને શિખે છે, કે જે તેને ગૃહિણી તરીકે કુટુંબની અધિષ્ઠાત્રીપદે આવતાં માર્ગસૂચક અને ઉપયોગી થઇ પડે છે. અને આવી રીતે કર્તવ્યનું ભાન અને જ્ઞાન થતાં પતિ અને તેના કુટુંબ પ્રત્યેની ફરજ રૂડી રીતે બજાવવા તે બાળા ભાગ્યશાળી થાય છે. મૂર્ખ પતિ અને અજ્ઞાની સાસુ નણંદો વહુને સતાવે છે, ત્યાં પણ કુલીન માતાપિતાની શાણી સુતા સહુનાઇ અને શાંતિથી વર્તી સમાસ કરી લે છે, અને વિનયવિવેકથી એ પરાયાંને પોતાનાં કરી લઇ તેમનાં મન જીતી લે છે. પણ સુધારાને વાયરે ચડેલી ભણેલી સ્વાતંત્ર્ય અને સમાન હકની જાક કરનારી છોકરીઓ પતિની આજ્ઞાધીન થઇ રહેવું સહન કરતી નથી, અને એક પ્રકારે પતિ તરફ ઘૃણા અને અણગમાની નજરે જુએ છે, પતિગૃહનિવાસ-સાસરવાસ તેને બંધીખાનું લાગે છે, અને ઘરકામ કરવું બોજારૂપ અને વેઠ સમજે છે. આ અનર્થકારી યુવતી સાસુને ગણકારતી નથી, પતિને ગાંઠતી નથી, અને ચબાવલીની પેઠે ચીપીચીપીને પહેરવા ટાપટીપ ઠમક અને ભપકો ઠમકો કરવામાં પ્રીતિવાળી હોવાથી બીજી વાત પર લક્ષ ન આપતાં ઘરમાં મન ન ઘાલતાં હાવે

રોગ ભોગવાનાં, ભાવે તે ખાવામાં અને ગમે ત્યાં બેસવા ઉઠવા ને ફરવામાંજ સુખ માને છે.

(૩) લ્હાવા લેવા ખાતર બાળકને નાની ઉમરમાં પરણાવનારાં માબાપ બાળકનાં હિતેષી ન કહેવાય. માબાપની ફરજ છે, કે પુત્રને પરણાવવા કરતાં ભણાવવાપર સૌથી પહેલું અને વિશેષ લક્ષ આપવું, દરેક પ્રકારે તેના શારીરિક અને માનસિક દૃઢતા વધે, અને તે પુત્ર સદ્‌ગુણી સદાચારી ધર્મનિષ્ઠ થઇ વ્યવહારમાં પ્રવીણ થાય, ધનોપાર્જન માટે ઉદ્યોગ-ધંધા સફળતાથી કરી શકે, તેવા પ્રકારનો શિક્ષણ બાળકને આપવાં; પણ વિદ્યા પહેલી વહુ લાવવાની ઘેલછામાં-લ્હાવા લેવાની લાલચમાં છોકરાનો ભવ બગાડી તેના હિતશત્રુ ન થવું. બાળકપુત્રને મોટી ઉમરની કન્યા પરણાવવી, એ તો મોટો અન્યાય અને ભારે અનર્થ છે; એથી તો કુલીન માતપિતાએ સર્વથા દૂર રહેવું. કારણકે તેથી કુલસંકરતા થવાનો સંભવ છે અને તે સિવાય બીજી ઘણી હાનિઓ છે, તે સુસ્પષ્ટ હોવાથી અત્રે વિશેષ વિવેચન કરવું યોગ્ય નથી સમજતા. તોપણ હાલની પરિસ્થિતિ જોતાં છેવટ ૨૦-૨૧ વર્ષ સુધી બ્રહ્મચર્ય રાખી પવિત્ર જીવન ગાળી શકે તે અશક્ય હોવાથી પુખ્ત ઉમર થતાં ૧૫ ૧૬ વર્ષના પુત્રને ૧૦-૧૨ વર્ષની યોગ્ય કન્યા સાથે પરણાવી દેવો એ ઠીક છે.

નિપજતાં પસ્તાવું અને દુઃખી થવું પડે, માટે હમેશાં શાન્તિ રાખવી જોઇયે.

(૬) કન્યાને રજોદર્શન થવું અને કુચ ઉપડી આવવા, અને પુત્રને દાઢીમુછના વાળ આવવા, એ જુવાનીની આગાહી છે, અને તેથી કન્યાને રજસ્વલા થતા પહેલાં પરણાવી દેવાનું શાસ્ત્રકારોએ આગ્રહપૂર્વક કહેલું છે, અને સનાતનધર્મીપ્રજાવર્ગ શ્રદ્ધાપૂર્વક તદનુસાર વર્તતો આવ્યો છે અને વર્ત્તે પણ છે. પરંતુ યુવતીવિવાહના હિમાયતી સુધારકમન્યો બાળલગ્નનો નિષેધ કરતાં છોકરીઓને મોટી ૨૦-૨૫ વર્ષની વયે પરણાવવાનું ઢોલ પીટે છે, ને કહે છે કે રજોદર્શન થવું એટલે છોકરી ગર્ભધારણને યોગ્ય થઇ માનવું મિથ્યા છે. આના પ્રમાણમાં ડાકટરી પ્રમાણો આપે છે કેઃ-(૧) ડાકટર એફ. પી ગેગન્તેક લખે છે કે, એક છોડીને દશ મહિનાની ઉમરે પહેલીવાર આર્તવ નિકળ્યુ હતું (૨) ડા. લેજ લખે છે કે, એક સાડાચાર વર્ષની છોડીને કંઇ મહિના સુધી માસિક રક્તસ્ત્રાવ આઠ દિન સુધી થતો રહ્યો અને જનનેન્દ્રિયમાં પીડા રહી (૩) ડા. વુડરફ લખે છે કે, એક ૭ વર્ષ બે મહિનાની છોડીને બે વર્ષની ઉમ્મરે રજોદર્શન થયું હતું. (૪) ડા. બારબેન્ડ અને સેંટ્વર લખે છે કે, એક છોડીને ચારવર્ષની વયે પ્રથમ માસિક રૂધિર નિકળ્યુ હતું. આ પ્રમાણો આપી સિદ્ધ કરવા માગે છે, કે રજોદર્શનને ગર્ભધારણને યોગ્ય સ્થિતિ ગણવી એ ભૂલ ભરેલુ છે, એટલે કે છોકરીઓને ૧૨-૧૭ વર્ષે પરણાવવાનો દુરાગ્રહ ન રાખતાં મોટી બાયડી યુવતી થયા પછી જ પરણાવી દેવી. પણ સુધારક ને આર્યમ્મન્યોનો આ સિદ્ધાંત કેટલો ભ્રામક અને અનર્થકર્તા છે? તે વિચારીએ. નાની છોકરીઓને રજોદર્શન થવાના એ ચાર-દાખલા આપ્યા છે, તે અપવાદરૂપ અને કંઇ રોગને લીધેજ તેમ થયાનું માની શકાય. અને ઘણેભાગે રજોદર્શન થયેથી છોકરીને જુવાની આવ્યાનું માનવું સમજવું અને તેને ગર્ભધારણને માટે યોગ્ય થયેલી ગણવી અને યોગ્ય પતિ સાથે લગ્નસબંધથી સત્વેરા જોડી દેવાની અગમચેતી વાપરવી એજ દીર્ઘદૃષ્ટિ ને ડહાપણ છે.

(૭) अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी। दशवर्षा भवेद् कन्या अत ऊर्ध्वं रजस्वला॥ આ શાસ્ત્રવચન બાલવિવાહ કરનારા કહે છે, પણ એ સઉકપોલ-કલ્પિત છે." પ્રત્યક્ષ પ્રમાણને માનનારા જડમતિના સુશિક્ષિત-ભણેલા ગણેલા હોવાનો ફાંકો રાખનારા નવયુવકો, શંકાશીલ અને સંશયવૃત્તિવાળા હોઇ, જેમાં તેમાં કુતર્કો કરી આ તો સૃષ્ટિક્રમ વિરૂદ્ધ અને કપોલકલ્પિત છે, અમુક તો ક્ષેપક પ્રક્ષિપ્ત અને ઘુસાડી દીધેલુ છે-એમ કહી છુટતાં વાર લગાડતાં નથી પણ સુવિચારી, શાણા પુરૂષોએ તો જરૂર વિચારવુ ઘટે છે, કે શાસ્ત્રકાર દીર્ઘદર્શી તત્વજ્ઞાની નિસ્પૃહી પરમોપકારી મહર્ષિઓને ભવિષ્યની પ્રજાને નુકસાન થાય તેવા ખોટાં વચનો શા માટે લખવા પડે? પણ શાસ્ત્રવચન સમજવાની પરાપૂર્વનો સબંધ જાણવાની અને વિષયને વિચારવાની પોતાનામાં શક્તિજ ન હોય, અને આપ્તવચનોમાં વિશ્વાસ ને શ્રદ્ધા ન હોય, તેવા સંશયાત્માઓને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સુઝે, અને પુરાતન આર્ય ગ્રન્થોને નામે કપોલકલ્પના અને વિતંડાવાદ કરી, ગમે તેમ લખે અને બકે એમાં કંઇ નવાઇ નથી! શાસ્ત્રમા ક્રમમાક્રમ પચીસ વર્ષની વય સુધી બ્રહ્મચર્ય પાળવાનુ લખેલુ છે, એ ગર્વ કોઇ કહે છે અને માને પણ છે. પરન્તુ દુઃખની વાત છે, કે બ્રહ્મચર્યની બડી બડી બાતા કરનારા જ વિષયવિલાસી થઇ વિધવાવિવાહની વકીલાત કરે અને વિધવાને વારંવાર વરાવી અખંડ સૌભાગ્યવતી બનાવવા આકાશ પાતાળ એક

કરે છે ! પોતે જુવાનીમાં-ગદ્ધાપચીસીમાં ગમે તેમ વર્ત્યા હોય-બ્રહ્મચર્ય પાળવાની પરવા ન કરી હોય, અને ઉત્તરાવસ્થામાં વિષમવિવાહ કરી અથવા તો બાળા પરણી ગૃહસ્થી બની રહ્યા હોય, તેવા બ્રહ્મચર્યની વાતો કરનારા હિમાયતીઓ નવા જમાનાની ઉછરતી પ્રજાના મન પર શી સારી અસર કરી શકે અને કેવા બ્રહ્મચારી નીપજે ? તેનો પણ ખ્યાલ કરવો જોઇએ છે ! ગૃહસ્થીનો મુખ્ય ધર્મ અગ્નિહોત્ર છે, જેમાં સ્ત્રીની અત્યંત આવશ્યક્તા છે, કેમકે હિંદુઓમાં કોઇ પણ ધર્મનું કાર્ય સ્ત્રિયો વિના થઇ શકતું નથી, અને તેટલા માટે કન્યા પરણવી પડે છે. હાલ અગ્નિહોત્રી ઘણા થોડા છે, ગોસ્વામી શ્રી દેવકીનંદાચાર્યજી અગ્નિહોત્રી હતા અને તેથી તેઓશ્રી ઉત્તરાવસ્થામાં પરણ્યા હતા. " અગ્નિહોત્રની પ્રથા હતી, ત્યારે કન્યાઓને કે જે બાળક હોવાથી અગ્નિહોત્રનું કર્તવ્ય પૂરું કરી શકે નહિ, તેમને પતિ સાથે રહેવાને મોકલવામાં આવી હતી ? વિવાહ સમયના મંત્ર પ્રત્યક્ષ દેખાડી આપે છે કે સ્ત્રી પુરુષ બંને જુવાન પરણતાં હતાં, બાળકો મંત્રોચ્ચાર કરે અને તેના અર્થ સમજે એવી આશા રાખી શકાય જ નહિં." આ પૂર્વપક્ષ યુવતીવિવાહની હિમાયતનો છે. અગ્નિહોત્રકાર્ય બાળપત્નીથી સંપન્ન થઇ શકે છે, એ ગોલોકવાસી ગોસ્વામીશ્રી દેવકીનંદનાચાર્યજીના દૃષ્ટાંતથી સિદ્ધ થઇ ચુકયું છે. વિવાહમંત્રો ઉચ્ચારી કે સમજી ન શકે, તત્સંબંધમાં કહેવાનું કે પુખ્ત ઉમરે અરે છેક ઘડપણમાં, પરણનારા જ સર્વ શું મંત્રોચ્ચાર કરી અર્થ સમજી શકે છે ? મંત્રોચ્ચાર કરવા અને અર્થ સમજવાને વય કરતાં જ્ઞાન સંસ્કાર અને સમજશક્તિની વિશેષ અપેક્ષા છે, અને તેને અભાવે શ્રદ્ધા રાખી પરંપરા અને પુરોહિત પર વિશ્વાસ રાખી લગ્નવિધિ કરવામાં આવે છે તે કંઇ ખોટું નથી. કોર્ટમાં ઘણા કેસ લડાય છે અને હાઇકોર્ટ ને પ્રીવીકાઉન્સીલમાં અપીલો પણ થાય છે, તેમાં થતી અરજીઓ અને કરવામાં આવતી એફીડેવીટોમાં શું લખેલું છે, તે કેસ લડનારા અસીલો ભાગ્યે જ સમજતા હોય છે; તો પણ તેઓ વકીલના ગુમાસ્તા અને સોલીસીટર બેરિસ્ટરો વગેરે જેમના હાથમાં કેસ સોંપ્યો હોય, તેમના કહેવા પ્રમાણે સહીઓ નિશાનો કરી આપે છે, અને કોર્ટમાં જજ્જ સમક્ષ તે પ્રમાણે કહે છે અને કબુલ કરે છે. આ બધું વગર સમજ્યે થતું હોવા છતાં કાયદેસર ગણાય છે, કોઇ વાંધો ઉઠાવતું નથી, અને લાખો રૂપૈયાનાં તથા જાનમાલનાં જોખમો લાભહાનિ વેઠવામાં આવે છે.. અપરિચિત અને અજાણ્યા માણસો પર વિશ્વાસ રાખી, અરજીમાં લખેલી હકીકત પોતે વાંચી કે સમજી શકતાં ન હોવા છતાં, કબુલ કરી સહી કરી આપવામાં અને તેથી થતાં પરિણામ ભોગવતાં કંઇ સંકોચ થતો નથી શંકા આવતી નથી; તો લગ્ન વખતે પરંપરાથી ચાલ્યા આવતા રીવાજ પ્રમાણે થતા વિધિ અને મંત્રોચ્ચાર કે જેનો આશય કંઇક દરજ્જે લોકો સમજતા હોય છે, તેમાં કુતર્ક અને વ્યર્થ શંકા શા માટે કરવાં જોઇએ ?

યુવતીવિવાહની સિદ્ધિ માટે આવે પ્રકારે હલામણો ઘણી થાય છે, પણ તેમ કરવાથી યે સુખ ને નિરાંત નથી થવાનાં ! કારણ કે પશ્ચિમના દેશોમાં જ્યાં ઘણે ભાગે સ્નેહલગ્નો થાય છે, તેને સ્નેહલગ્ન કહેવાં કે મોહલગ્ન કહેવાં-તેની શંકામાં મન ઝકોળે ચડે છે, ત્યાં પણ લગ્નની ગાંઠ તોડવામાં આવે છે અને પુનર્લગ્ન થાય છે; એ શું દુઃખદ સ્થિતિ નથી ? સ્ત્રીને આપવી જોઇતી ઉચ્ચ પદવી અપાતી નથી, તેને સમાન બનાવવા જતાં પૂજ્યભાવ રહેતો નથી, માનની લાગણી રહેતી નથી, દંપતીમાં પરસ્પર ઐક્ય અને સ્નેહ ન રહેવાથી

માન સચવાતું નથી, એ શું શોચનીય સ્થિતિ નથી? આરહુ છતા પણ પશ્ચિમનું અનુકરણ કરવામાં જ પ્રીતિવાળા પાર્ગલ સમજતા નથી, અને પોતાને બંધબેસતા ન આવે તેવા રીતરીવાજો અને સુધારા હિંદુસમાજમાં પરાણે દાખલ કરવા મથે છે, અને નકામા દોડડહાપણ ડોહોળી અમારી સુવ્યવસ્થિત સનાતનવિવાહસસ્થામાં ગડબડ કરવા લાગ્યા છે તે તદ્દન ખોટું છે. ગર્ભાધાન સંસ્કાર કંઇ બાળક બાલિકાના થતા નથી, એ તો યુવાન સ્ત્રી પુરુષના થાય છે, એટલે તત્સંબંધમાં કરવામાં આવતી શંકા નિર્મૂલ છે. सोमददद्गन्धर्वाय गन्धर्वो ददद्ग्नये। रयिञ्चपुत्रांश्चदादग्निर्मह्यमथो इमाम् ॥ અર્થાત્—આ કન્યા સોમ ગંધર્વને આપે છે, ગંધર્વ અગ્નિને આપે છે અને અગ્નિ આ સ્ત્રી તથા ધન અને પુત્ર મને આપે છે. કન્યાને આઠમું વર્ષ બેસતાં જ તેના સર્વાંગમાં સોમદેવ પ્રકટ રૂપે દેખાય છે, તેથી સ્મૃતિકારોએ આઠવર્ષની કન્યાને ગૌરી કહી છે. સોમદેવતા એટલે ચંદ્રમા ગૌર વર્ણ છે, અને ચંદ્રની વિશેષ કાન્તિનો આવિર્ભાવ કન્યાને આઠમે વર્ષે થતો હોવાથી તે ગૌરી કહેવાય છે-મનાય છે; ચંદ્રમા-સોમતત્વ એ અવસ્થામાં કન્યાની રક્ષા કરે છે, તેથી તે તેનો પ્રથમ પતિ છે. કન્યાને નવમે વર્ષે રોહિણી કહે છે, તે વખતે કન્યાના દેહમાં મુખ્યે કરીને ગંધર્વદેવનો પ્રવેશ પ્રકટતા ને વિશેષ અધિકાર હોવાથી તે રક્ષા કરે છે, તેથી ગંધર્વ કન્યાનો બીજો પતિ છે. નવમે વર્ષે કન્યાની વાણીમાં મધુરતા ને ગાવામા રુચિ અન્ય સમય કરતાં વિશેષ હોવા એ ગંધર્વના પ્રવેશનાં લક્ષણ છે દશમે વર્ષે કન્યા કહેવાય છે અને તે વખતે કન્યાના વિશેષ રક્ષક હોવાથી અગ્નિદેવ પતિ છે. કુમારીના અંગમાં દશમે વર્ષે અગ્નિતત્વ અને તેના અભિમાની દેવતાનો પ્રધાનતાથી પ્રવેશ પ્રકટતા અને અધિકાર થાય છે, અને તેથી એ વખતે એનુ કન્યા નામ સાર્થક થાય છે; કેમકે कन् ધાતુના દીપ્તિ કાન્તિ અને ગતિ ત્રણ અર્થ છે. અગ્નિતત્વ સબંધી દીપ્તિ અને કાન્તિ વિશેષે કરી દશમે વર્ષે પ્રકટ થતી હોવાથી કન્યા નામ યોગરૂઢ થયુ દશમે વર્ષે અગ્નિતત્વની પ્રધાનતાથી જ એના શરીરમાં સૂક્ષ્મ આર્તવ ઉત્પન્ન થાય છે, ત્યાર પછી આર્તવનો સંચય થઇ લગભગ બારમે વર્ષે આર્તવ પ્રકટ થાય છે. અને ततऊर्ध्वंरजस्वला । કથન શરીરની અંદર આર્તવસંચયનો આરંભ દેખાડવા માટે છે, અને તેથી સૂચવે છે કે દશ વર્ષ થઇ જતાં વાસ્તવિક કન્યા થઇ, જેના પરથી અગ્નિદેવ સત્તા ઉઠાવી લેઇ મનુષ્યપતિને આપી શકે તેમ છે, માટે યોગ્ય પતિને દશ વર્ષ પૂરાં થઇ જે અગિયાર વર્ષની થઇ છે તેવી કન્યાનું દાન દો. આવો સ્પષ્ટ આશય અને અર્થ સમજ્યા વગર ૧૮-૨૦ વર્ષની યુવતીના વિવાહની હિમાયતના ભૂતે જેમને પછાડ્યા છે, તેવા લોકો મિથ્યા પ્રલાપો કરી પોતાનું પોત શા માટે ગુમાવતા હશે? યુવતીવિવાહની હોળી અને તેથી થતા અનર્થો વિષે એક સ્વતંત્ર લેખ આગળ ઉપર પ્રકટ કરવામાં આવશે.

रोमकाले तु सम्प्राप्ते सोमो भुंक्तेऽथ कन्यकाम् ।
रजोदृष्ट्वातु गन्धर्वा कुचौदृष्ट्वातु पावकः ॥ सम्वर्त्तस्मृति ॥

અર્થાત્—રોમ ફુટવા વખતે કન્યાને ચંદ્રમા, રજોદર્શન સમયે ગંધર્વ અને કુચ જોઇ અગ્નિ ભોગવે છે." સંવર્તસ્મૃતિનો આ ૬૫ મો મંત્ર છે, તેમાં રોમ રજ અને કુચ બહાર નિકળે છે એવો અર્થ લેવો ઇષ્ટ નથી, પણ ભીતર શરીરમા અંકુરિત થયા એવો

અર્થ લેવાનો છે. કારણ કે સર્વ સ્મૃતિકારોની સમ્મતિ છે-એકમતે સર્વ સ્મૃતિયોમાં કહેલું છે કેઃ-રજોદર્શન થતા પહેલાં કન્યાનો વિવાહ-લગ્ન સંબંધ ન થાય તો પાપ લાગે. વળી સંવર્ત સ્મૃતિમાં આગળ ૬૬-૬૭ અને ૬૮ મા શ્લોકમાં કહે છે કેઃ-આઠ વર્ષની કન્યા ગૌરી, નવ વર્ષની રોહિણી અને દશવર્ષની કન્યા કહેવાય ત્યાર પછી રજસ્વલા થાય છે (૬૬) માબાપ અને મોટો ભાઇ એ ત્રણે રજસ્વલા કન્યાને જોઇ નરકે જાય છે. (૬૭) એટલા માટે રજસ્વલા નથી થઇ ત્યાં સુધીમાં જ કન્યાને પરણાવી દે, અને આઠ વર્ષની કન્યાનો વિવાહ શ્રેષ્ઠ કહ્યો છે. (૬૮) આ પ્રમાણે ક્રમવાર સાફ કહેલું છતાં અત્રિમુનિ, અને સ્મૃતિકારોને નામે શાસ્ત્રવચનના ઉલટા અર્થ કરવામાં આવે છે, અને યુવતીને લાગુ પાડી યુવતી વિવાહની હિમાયત કરવામાં આવે છે, તે સર્વથા મિથ્યા અને ભ્રામક હોઇ ધર્મશ્રદ્ધાળુ ભોળા ભલા સનાતનધર્માનુયાયીઓને ભમાવવાની ઠગબાજી હોવાથી, તેનો વિરોધ અને પ્રતિકાર કરવો પડે છે. પાંચસાત વર્ષની નાની અને અણસમજણી કન્યાનો વિવાહ કરવાનું કોઇ કહેતું નથી, સ્મૃતિકારો પણ કહેતા નથી અને લોકો કરતા પણ નથી. જેઓ સમજ વગરના અજ્ઞાની છે, તેઓ જ ગેરસમજમાં ૫-૭ વર્ષનાં બાળક પરણાવે છે. અને ૮ થી ૧૨ વર્ષની કન્યાનાં લગ્ન થાય છે, તે વખતે કન્યા કંઇક સમજણી અને વરવા લાયક મોટી ગણાય છે, એટલે ખોટી શંકાઓ અને કુતર્કો કરવામાં આવે છે તે અસ્થાને છે. વૈદિક સમયમાં અને આર્ષ ગ્રન્થાનુસાર રજોદર્શન થયા પછી લગ્ન થતાં હતાં, એમ બતાવવાનો મિથ્યા પ્રયત્ન કર્યો છે, પણ તે ધર્મશાસ્ત્રાનુકૂળ નથી એ ઉપર કરેલા વિવેચનથી જ સુસ્પષ્ટ થાય છે. યુવતીવિવાહનો દુરાગ્રહ અને મિથ્યા ભમત છોડી દેઇ ધર્મશાસ્ત્રાનુસાર વર્તવાની બન્ધુભાવે અમારા સનાતની લેખક મહાશયને ભલામણ અને પ્રાર્થના કરીએ છીએ, અને સવિનય વિનતિ કરીએ છીએ કેઃ-કન્યા સંજ્ઞાવાળી દશ વર્ષની કન્યા કે જેના પરથી અગ્નિદેવનો અધિકાર ઉતરી જઇ તેના શરીરાંતર ભાગમાં આર્તવ સંચય થવા લાગ્યાથી તેને રજસ્વલા કહે છે, અને જેને પ્રકટમાં રજોદર્શન થયું નથી-આર્તવ સ્રાવ થયો નથી, તેવી સોમ ગંધર્વ અને અગ્નિથી અનુક્રમે રક્ષાયલી ૧૧-૧૨ વર્ષની કન્યાનો વિવાહ શ્રેષ્ઠ સમજો-યુવતી વિવાહની હઠ તજો. તંત્રી.

---

## अखिल भारतवर्षना आर्यसमाजियोने प्रश्न* तथा चेलेन्ज.

નીચેના પ્રશ્નોના ઉત્તર આર્યસમાજી પંડિતો અને વિદ્વાનો તરફથી મળવાની આશા રાખવામાં આવે છે. જેની શક્તિ હોય તેણે બેલાશક ઉત્તર આપવા, પરન્તુ આ પ્રશ્નોના ઉત્તર જે પત્રમાં તેમના તરફથી પ્રસિદ્ધ થાય તેની એક નકલ કૃપયા હમારાપર મોકલવાની તસદી જરૂર લેવી.

સ્વામીજીએ સત્યાર્થપ્રકાશ (અજમેરમાં છપાએલી આઠમી આવૃત્તિ) ના તૃતીય સમુલ્લાસના ૭૨ મા પૃષ્ઠની ૩ જી લીટીમાં પ્રકટ કર્યું છે કે, વેદ કોનું નામ અર્થાત્ વે-

*સનાતન ધર્મોપદેશક પંડિત મોહનલાલ શર્મા, સનાતનધર્મ બાલસભા-રેહા, સુમેરપુર (હમીરપુર) પોસ્ટ ભરવા તરફથી બ્રાહ્મણસર્વસ્વ (ઇટાવા) અને સનાતનધર્મપતાકા (મુરાદાબાદ) માં પ્રકટ થયેલ-છે તે ઉપરથી. તંત્રી.

દમાં જે જે વિધેય અને ત્યાજ્ય વિધાન કરેલાં છે, તે તે સર્વ યથાવત્-આચરવા અને ત્યાગ કરવાનુ હમારે માન્ય છે, અને એ કારણને લીધે વેદ હમને માન્ય છે અને હમારો મત વૈદિકમત છે. તો અહીં શકા એ ઉભી થાય છે, કે વેદના કયા કયા મન્ત્રમા રોજ સાયપ્રાતઃ સન્ધ્યા કરવાની વિધિ નિર્દિષ્ટ કરેલી છે, તે આર્યસમાજે બતાવી આપવુ તથા 'ચોદનાલક્ષણોઽર્થો ધર્મઃ' એ મીમાંસાસૂત્રાનુસાર કયા વેદ મન્ત્રોમાં એ પ્રમાણે વિધાન કરેલુ છે ? કે 'शन्नोदेवीति' એ મન્ત્રથી આચમન, 'वाक्‌वाक्' એ મન્ત્ર વડે અંગ સ્પર્શ, સપ્તવ્યાહૃતી સંયુક્ત ગાયત્રીમન્ત્ર વડે પ્રાણાયમ અને 'ऋतं च सत्यम्' એ મંત્ર વડે અઘમર્ષણ કરવું જોઇએ ?

હવે જો ઉપલા પ્રશ્નોનો પ્રત્યુત્તર 'ત્યારે શુ સનાતનધર્મીઓ વેદવિરુદ્ધ સન્ધ્યા કરે છે ?' એવો સામો પ્રશ્ન કરી આપવાની ચેષ્ટા કરશે, તો તે પણ યોગ્ય નહી જ ગણાય. કારણ અમારા સનાતનધર્મમા તો મન્ત્રભાગ, બ્રાહ્મણભાગ તથા ઉપનિષદ્‌ભાગ એ ત્રણેને વેદ માનવામાં આવે છે, એટલુ જ નહીં પણ સૂત્ર સ્મૃત્યાદિ ગ્રન્થો પણ સનાતનીઓને માન્ય છે. પરન્તુ સમાજીઓના કમનશીબે આર્યસમાજ તો કેવળ વેદ માહેનો એક અંગભૂત જે મન્ત્ર ભાગ છે, તેને જ એકલાને વેદ તરીકે માને છે. આ કારણને લીધે આર્યસમાજને તો માત્ર મન્ત્રભાગમાથી જ પ્રમાણ બતાવી આપવાની ફરજ પડશે કહો વારૂ, શિખા સૂત્ર ધારણ કરવાનું વિધાન કયા વેદમન્ત્રોમા કરેલુ છે ?

સ્વામી દયાનંદજીએ અજમેરમા પ્રકટ થએલા દ્વિતીયાવૃત્તિ યજુર્વેદ સંહિતાના હિન્દી ભાષ્યમાં ઉક્ત સંહિતાના બારમા અધ્યાયનો ૭૦ મો મન્ત્ર નીચે પ્રમાણે અર્થ સહિત આપેલો છેઃ—

घृतेन सीता मधुना समज्यता विश्वैर्देवैरनुमता मरुद्भिः ।
ऊर्जस्वती पयसा पिन्वमाना अस्मान्सीते पयसाभ्यावव्रुत्स्व ॥ ७० ॥

ભાવાર્થ—( विश्वै ) સઘળા (देवै) અન્નાદિ પદાર્થોની ઈચ્છા કરનારા વિદ્વાન (मरुद्भिः ) મનુષ્યોની આજ્ઞાથી પ્રાપ્ત થએલા ( पयसा ) જલ અથવા દૂધ વડે ( ऊर्जस्वती ) પરાક્રમ સબંધી ( पिन्वमाना ) સિંચન કરેલો ( सीता ) હળ ( घृतेन ) ઘી તથા ( मधुना ) મધ અથવા સાકર આદિવડે ( समज्यताम् ) સંયુક્ત કરો અર્થાત્ મેળવો; ( सीते ) હળ ( अस्मान् ) અમને બધાને ઘી આદિ પદાર્થોની સાથે સંયુક્ત રાખશે એવા હેતુથી ( पयसा ) જલ વડે (अभ्याववृत्स्व) વારવાર તેનું સિંચન કરો. ૭૦

પ્રશ્ન-આર્યસમાજ જડપૂજનનો તો ઇન્કાર ને નિષેધ કરે છે, છતા સ્વામીજીએ હળને ઘી ખાંડ મધ ચઢાવવાનું શા સારૂ લખ્યું હશે વારૂ ? અને જ્યારે પથ્થરલાની પૂજા વેદભાષ્યમાં જ સ્વામીજીએ સ્વીકારી છે, તો પછી તેમણે મૂર્તિપૂજનની મના કરી શા માટે નાહક તેનુ ખડન કર્યું હશે ? ઘી ખાંડ આદિ પદાર્થ જડ વસ્તુને ચઢાવી તેજ જડ પદાર્થ ( હળ ) પાસેથી ઘી આદિ પદાર્થ પ્રાપ્ત કરવા તેની પ્રાર્થના શી રીતે કરવી શકય છે ? તે આર્યસમાજીઓ હમને સ્પષ્ટ સમજાવશે. આર્યસમાજનો તો ખાસ સિદ્ધાન્ત છે કે જડની ભાવના કરવાથી તો જડ બની જવાય છે, તો આ હળપૂજન માટે શો ખુલાસો તેમની પાસે છે ?

**તૃતીય વિષય સંબંધી પ્રશ્ન**—સ્વામી દયાનન્દજી 'સંસ્કાર વિધિ' ગ્રન્થ (અજમેરમાં છપાએલી નવમી આવૃત્તિ)ના ગૃહસ્થાશ્રમ બલિવૈશ્વદેવવિધિ-પ્રકરણમાં ૧૧૮ મે પાને લખે છે કે:-હવન થઇ રહ્યા બાદ નીચેના મન્ત્રોવડે બલિદાન કરવું. 'ઓં સાનુગાયેન્દ્રાયનમઃ' એ મંત્રથી પૂર્વમાં, 'ઓં સાનુગાય યમાયનમઃ' કહી દક્ષિણમાં, 'ઓં સાનુગાય વરુણાયનમ:'થી પશ્ચિમમાં, 'ઓં સાનુગાય સોમાયનમ:' વડે ઉત્તરમાં, 'ઓં મરુદ્ભ્યોનમ:' કહી દ્વારમાં, 'ઓં અદ્ભ્યોનમ:' બોલી પાણીમાં, ઇત્યાદિ મન્ત્રો વડે પાતરામાં અગર થાળમાં યથોક્ત દિશામાં બલિના ભાગ મૂકવાનું લખ્યું છે.

તો અહીં પ્રશ્ન થાય છે કે આ બલિ કોને માટે અપાય છે? કારણકે આર્યસમાજ તો ચૈતન્યદેવતા તરીકે વિદ્વાનોને જ માને છે, તો શું વિદ્વાનોને જૂદી જૂદી એકેક દિશામાં કાઢી મૂકવામાં આવે છે? અને વિદ્વાનોને જ માટે હોય તો દ્વાર, મૂસળ ઇત્યાદિમાં બલિ શા માટે મૂકવાનું વિધાન કર્યું છે? અગર આપ એમ કહેવા માંગતા હો, કે એ બધું ઇશ્વર નિમિત્ત છે, તો ઇશ્વરતો એકજ છે, તો પછી તેર-ચૌદ બલિભાગ કરવાનું શું પ્રયોજન ? આપ એમ કહો કે નામાનુસાર વ્યવસ્થા કરેલી છે, તો ઇશ્વરનાં નામો અનન્ત છે, અને તેથી ખરૂં જોતાં તમારે અનન્ત બલિ ભાગ કરવા પડશે, તે તમે કદાપિ કરી શકવાના નથી! અને વળી ઇશ્વરનિમિત્ત જ હોય તો અનેક દિશાઓમાં શા માટે? અને અનુગ એટલે તો 'અનુ પશ્ચાત્ ગચ્છતીતિ અનુગો ભૃત્યઃ।' અર્થાત્ નોકર ચાકર એવો તેનો અર્થ થાય છે, એટલે 'સાનુગાય' નો અર્થ નોકરો સહિત એવો થયો; તો ઇશ્વરના નોકરો કોણ અને કયા કયા છે? તે કૃપયા જણાવશો? શું ઇશ્વરને તમે સાકાર માનો છો? નહીં તો 'અનુગ' શબ્દનો શો અર્થ થાય છે? તે પ્રમાણ સહિત બતાવો. અગર જો આપ એમ કહેવા માંગતા હો, કે નિત્ય થતી હિંસાના નિવારણાર્થે આ વિધિ રાખવામાં આવી છે, તો 'વગર ભોગવ્યે પાપનો કદી ક્ષય થતો નથી' એ સ્વામીજીના સિદ્ધાન્તને અહીં બાધ આવે છે. શું અહીં આપેલું અન્ન નિત્ય મરી જતા જીવોને પહોંચે છે? અને જો એમ હોય તો શ્રાદ્ધનું અન્ન પિતૃઓને પહોંચવાની બાબતમાં શા માટે મિથ્યા વિતંડા વિખવાદ ને વલોપાત કરો છો? અને વળી યમના નામથી શામાટે દક્ષિણમાં બલિ મૂકો છો? યમ કોણ છે? યમ નામથી ઇશ્વરને ગ્રહણ કરતા હો તો શું યમ નામનો જ છે? તેને માટે દક્ષિણેતર બીજી દિશા કેમ ન લખી તે જણાવશો? યદિ આપ એમ કહેતા હો, કે ન્યાય કર્તાનું નામ યમ છે, તો તે શું દક્ષિણ દિશામાં જ બેસીને હંમેશ ખાયાં કરે છે કે? તમે શું ન્યાયકારી રાજા અથવા મેજીસ્ટ્રેટને અમુક એકજ દિશામાં ખવડાવી શકશો કે? હવે યમ એવું નામ વાયુનું છે, એમ કહેતા હો, તો શું વાયુ હંમેશાં દક્ષિણ દિશામાં જ વાયાં કરે છે? અને તેજ દિશાનો તેણે ઇજારો લીધેલો છે? વાયુનો સંચાર સર્વત્ર સરખોજ હોય, તો પછી શામાટે ખાસ એક ચોક્કસ દિશા નિર્માણ કરવી પડી છે? તથા સાંબેલા ને ખાંડણીયામાં બલિ મૂકવાનું શું પ્રયોજન છે?

આર્યસમાજ તો જડ વસ્તુના પૂજનની સાફ ખુલ્લેખુલ્લી સખ્ત મના કરનારી છે, તો પછી આ દયાનંદીયોની પોપલીલા નહીં, તો બીજું શું છે? એટલું જ નહીં પણ શું સાંબેલું તથા ખાંડણીયો કાંઇ ખાઇ શકે છે? ત્યારે તો પછી મૂર્તિપૂજક બનવામાં તમને હવે શી ચુંક આવે છે! તે ખામી રહી જાય તેમ છે? અને પિતરોના નામે શા માટે દક્ષિણ દિશામાં બલિનું વિધાન કરવામાં આવેલું છે? અને એ બલિ કોને માટે છે? જીવિત કે

મૃત પિતરોને માટે? મૃત પિતરો માટે હોય, તો પછી શ્રાદ્ધનું ખંડન શા માટે કરો છો? અને જીવિતનેજ માટે હોય, તો પછી એવા જીવિત પિતર કોણ છે? કે જેને માટે બલિ મૂકવામાં આવે છે તે બતાવી આપશો. શું જીવિત પિતરો જમીનમાં પેસી ઘુસી ગએલા છે? જમીનની અંદર લપાઇ છુપાઇને શું ભરાઇ-બેસી રહેલા છે? અથવા તો શું તમે તેમને દક્ષિણદિશામાં જ બેસાડીને એક બાજુએ ખવડાવો છો કે? અથવા "પિતૃભ્ય" એ મન્ત્રનો અર્થ શું થાય છે? અને તે શી આજ્ઞા કરે છે? તે પ્રમાણ સહિત સ્પષ્ટ લખી જણાવશો. પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત, સુરત.

## —આર્યસમાજની પાર્ટીઓ ને સ્વામી દયાનંદના ઢોંગ!—

ગતાનુગતિકો લોકો ન લોકઃ પારમાર્થિકઃ।

અર્થાત્—સંસારી મનુષ્યો ગતાનુગતિક દૃષ્ટી (ગાડરીયા પ્રવાહ)ને લીધે જ સદા એક જાતના વહનમાં વહ્યા કરે છે. સ્વામી દયાનંદના પ્રત્યક્ષ દોષો કે ભલો આર્યસમાજી ઉપદેશકાદિમાંથી કોઇ, અનેક લોકોની આગળ કહે અગર લખે, તો અન્ય આર્યસમાજીઓ તેની પાછળ પડે, તેના શત્રુ બની જાય, અને તેના હિતકાર્યોમાં યથાસંભવ અડચણો કર્યા કરે; અને ઝટપટ છપાવો પણ દે કે અમુક માણસ પોપ થઇ ગયો છે. આથી કરીને જ આવા ભય અને હાનિ ભાળીને જ સ્વામીજીના દોષ લખવા કહેવાને કોઇ આર્યસમાજી કાન પણ નથી ફફડાવતો! સ્વામીજીના વેદવિરૂદ્ધ અનેક મન્તવ્યોનું ખંડન ઘણીવાર બહુ પ્રકારે થયુ છે અને વળી થશે, પરંતુ આજ તેમની કંઇ પ્રશંસા પણ લખીએ! સંસારમાં કોઇ નિર્દોષ કે નિર્ગુણ તો છે નહિ, એટલે કે ભુંડામાં ભુંડા અને શત્રુ માનતા હોઇએ તેવા માણસમાં પણ કંઇનેકઇ સારો ગુણ અવશ્ય હોય છે, અને જેમને આપણે પૂજ્ય, માન્ય અને મહાનપુરૂષ કે મુરબ્બી સમજતા હોઇએ, તેમનામા પણ કઇ દોષ જરૂર હોય છે. शत्रोरपि गुणावाच्या दोषावाच्या गुरोरपि॥ શત્રુના ગુણ અને ગુરુના દોષ જણાય, તે પણ ધ્યાનમાં લેવું જોઇએ પણ આ પ્રમાણે વર્તનારા માણસ હાલ દુનિયામાં ઘણાજ થોડા છે, કારણ કે શત્રુની સાથે દ્વેષ-વૈરભાવના પ્રબલ થઇ જવાથી તેના ગુણોમાં વૈરાગ્ય થઇ જાય છે, અને મિત્રની સાથે રાગભાવનાની પ્રબળતા હોવાને લીધે સ્વાભાવિક રીતે તેના દોષો દેખાતા જ નથી.

ઇસાઇ વગેરે વેદવિરૂદ્ધ મતોની જાળમાં નવયુવકોને ફસતા દયાનંદે બચાવ્યા, પાદરીઓના રામપરીક્ષા કૃષ્ણપરીક્ષા વગેરે ટ્રેક્ટો વાંચી ભોળાભલા અને સીધાસાદા સ્વમત-ધર્મથી અનભિજ્ઞ હિંદુમતાનોને હિંદુધર્મથી ગ્લાનિ થતી તે, અને મીશનરીઓના પરિચય અને પ્રસંગમાં રહેનારા અને સ્વમતનું તત્વ નહિ જાણનારા ને અંગ્રેજી ભણેલાનો મોટો ભાગ ક્યારનો ખ્રિસ્તિ થઇ ગયો હોત, પણ તેવા લાખો માણસોને રૂચતી ગમતી અને ફાવતી આવતી વ્યવસ્થા કરી આપી સ્વામી દયાનંદે આર્ય નામથી રોકી રાખ્યા છે. ખ્રિસ્તિ થઇ ગયેલાને સનાતનધર્મીઓ પોતાનામાં સામેલ કરી શકતા નથી, પણ આર્યસમાજી તો સહજમા સનાતનધર્મી બની શકે છે. આર્યસમાજના મિથ્યા આગ્રહ છોડી દઇ શ્રાદ્ધ વગેરે વેદોક્ત મતવ્યો અંગીકાર માનીને તો પં. ભીમસેન શર્મા, પં. તુળારામ, સ્વામી આત્મારામ

પહોંચ્યા, ત્યાં રહેવાનો બંદોબસ્ત કનૈયાલાલ અલખધારીએ કર્યો અને પૂછ્યું, કે બધા માણસોને હંમેશ ભોજનનો સામાન કેટલો જોઈએ? ત્યારે સ્વામી દયાનંદે કહ્યું કે:— હંમેશનો સહુના ભોજનનો ખર્ચ રૂ. ૨ાા રોજ છે, તે અમારા રસોઈયાને આપ્યા કરો. જેથી તમારે વારંવાર ચીજો લાવવાનો શ્રમ લેવો અને ખટપટ કરવી ન પડે, જરૂરીઆત જોઈશે તે અમારો માણસ બજારમાંથી લાવ્યા કરશે. આમ કહેવામાં સ્વામીજીનો હેતુ એ હતો કે રસોઈયા સિવાયના બીજા માણસોને ખવરાવતા નહોતા, પણ ભોજનખર્ચ તો બધાના નામથી લેતા હતા. એમાંથી રોજ ૭ આઠ આના ખર્ચ કરી બાકી પૈસા બચાવતા હતા, તે નિત્ય નિત્ય તાળામાં બંધ કરી રાખ્યા જતા હતા. ઘણું ખરૂં સ્વામીજી ભોજનખર્ચ માટે રોકડા રૂપૈયા લેવાની તજવીજ રાખતા હતા, પણ કદી એમ બન્યું કે વગર પૂછ્યે કોઈ દાળ લોટ ઘી વગેરે સીધું લેઈ આવ્યો, તો એમાંથી વપરાતા વધતું તેનો હિસાબ લખી પોતાની પાસે રાખતા હતા, રસોઈયાને પણ પુરતું ઘી આદિ નહોતા આપતા, અને એ વધેલું સીધું બજારમાં પાછું વેચાવી દેવામાં નાલેશી સમજી સંકોચાતા હોવાથી, પાસે રહેતા નોકરોને લોટ ઘી દાળ વેચી દેતા હતા; અને બજાર ભાવથી તેની કિંમત સહુ સહુને ખાતે લખતા અને કુલ પૈસા પગારમાંથી કાપી લેતા હતા. ભોજનખર્ચ માટે કે પુસ્તક વેદભાષ્યાદિના રૂપૈયા આપવા કોઈ આવતું, ત્યારે સ્વામી દયાનંદ પોતાની સાથેના માણસોમાંનો જે કોઈ પાસે હોય તેને રૂપૈયા અપાવતા હતા. એથી સામો તો સમજે કે મહાત્મા કેવા નિઃસ્પૃહી છે, પૈસા ટકાને તો હાથ પણ લગાડતા નથી. પણ આ બધો પ્રપંચ આડંબર અને ધર્માનુરાગી શ્રદ્ધાળુ ભોળા લોકોને ભરમાવવા ઠગવાનો ઢોંગ માત્ર જ હતો! વાસ્તવમાં તો પેલો પરભાર્યો—બહારનો માણસ ચાલ્યો જતાં જ, પેલા આદમી પાસેથી ઝટ રૂપૈયા લઈ લેતા, અને પોતાની બેગ-થેલી મંગાવી ગણી તપાસી તેમાં મેલી દેતા. કોઈ નોકરને પગાર આપવો પડે, તો તે બનતા સુધી તો નોકરને આપવાને પુસ્તક વેદભાષ્યાદિના લોકો પાસે બાકી નિકળતા મંગાવી લેઈને આપતા હતા; અને કદાચ નાછુટકે ગાંઠથી આપવા પડ્યા, તો જે કોટડીમાં બેગ મૂકેલી હોય, ત્યાં ઊઠી એકલા જઈ તેમાંથી જુના અને ઘસાયલા રૂપૈયા વીણી કાઢી લાવતા ને નોકરને આપતા, અને સારાસારા કોરા ઊજળા નવા રૂપૈયા પોતાની પાસે જ રાખ્યા કરતા હતા. સ્વામી દયાનંદની પાસે જનોઈની પેઠે ગળામાં નાખવાની એક ચામડાની વિલાયતી મનીબેગ હતી, પહેલા તો એમાં પણ કોઈ સારા કપડાનાં કંઈ પડોમાં રૂપિયા લપેટી રાખતા, પછી એને તાળું લગાવી એક મોટી બેગમાં મુકતા હતા, તેને તાળું મારી તેની કુંચી એક બોક્સમાં મુકતા હતા. વળી પાછા એ બોક્સને બીજી કોઈ બોક્સમાં મેલી, તાળું મારી કુંચી કટીએ બાંધી દેતા હતા; ત્યાર પછી તે મોટી બોક્સ કોટડીમાં રાખી તાળું મારતા હતા. એવા તો ધાગેથી સાંભળીને રૂપિયા કાઢતા મેલતા કે કોઈના કાને રૂપિયાનો અવાજ સરખો પણ ન પડે! અને પ્રાયઃ એવો પણ વિચાર રાખતા કે કોઈને ખબર ન પડે ને પતો ન લાગે કે પોતાની પાસે સ્વામીજી રૂપૈયા રાખે છે! આ પ્રમાણે લુધિયાના લાહોર વગેરે પંજાબનાં ઘણાં શહેરોમાં આશરે અઢી વર્ષ ભમ્યા. સંવત ૧૯૩૫ના વૈશાખમાં હરદ્વારકુંભના મેળામાં સ્વામી દયાનંદ ગયા હતા, હરદ્વારમાં નવા નોકર માણસો નંગ થઈ નાસી ગયા, રસોઈયો પણ ન રહ્યો; અને સ્વામીજી ગૃહસ્થોને ઘેરથી આવતી ભેટી ખાવા લાગ્યા. એક બંગાળી બાબુ (જેના ઘરમાં સ્વામી-

પણ પત્નીભાવથી રહેતી હતી) એ કહ્યું:-સ્વામીજી આજે આપને મારે ત્યાંનું નિમંત્રણ છે, તે સ્વામીજીએ સ્વીકાર્યું. થોડીવારે એક મમાંજીએ આવી કહ્યું-એનું ભોજન આપ ન કરતા, એના ઘરમાં ભંગીપણુ છે ત્યારે સ્વામીજીએ ના કહેવરાવી. તેથી બાઈએ ગુસ્સે થઇ જઇ જે મેમના બંગલામાં ઉતર્યા હતા, તેમાંથી હુકમ મંગાવી દયાનંદને કાઢી મેલ્યા. એટલે સ્વામીજી પાછા સહારનપુર આવતા રહ્યા.

શ્રુતિ સ્મૃતિ અને ઇતિહાસ પુરાણાદિથી નિકળેલા સનાતનધર્મના સઘળા મન્તવ્યો સાયન્સ ફિલોસોફીની સાથે પૂર્ણ રૂપે મળતા છે, એટલા માટે દર્શન ગ્રંથોના નિર્માતા ગૌતમ કણાદાદિએ પણ તેને તેવાજ માન્યા હતા, પણ સમયના પ્રવાહે બધું પલટાવી દીધું અને કંઈ કાલથી તાર્કિક લોકોના મતે તે બેહુદાપણા જેવા જણાવા લાગ્યાથી ઋષિમંતાનો-માંથી ઘણા ખરા સનાતનહિંદુધર્મને બેહુદો માનીનેજ હજારો નાસ્તિક મુસલમાન અને ખ્રિસ્તિ થઇ ગયા. જેમની દશા જોઇ સ્વામી દયાનન્દ જેવા લોકોએ શોચ્યું કે, આ દશા રહી તો એક દિવસ એવો પણ આવશે, કે ભૂમંડલપર વૈદિક ધર્મનું નામ પણ રહેશે નહિ; એટલા માટે ધર્મશુદ્ધિ તરફ બેદરકાર રહી ઉંઘતા ભારતવાસીઓને ઝટ જગાડવા જોઇએ, તેથી એમને જગાડવાના પ્રતિકૂલ ઉપાય સ્વામી દયાનંદે શોચ્યા ને યોજ્યા. અર્થાત્ જેમ ચોરી ધાડ લૂટ આદિ વિપત્તિ આવેલી જોઇ સહુ જાગી શીઘ્ર સચેત થઇ જાય છે, તેમજ સ્વામી દયાનંદે ધર્મપર ધાડ પાડી અર્થાત્ પ્રકારાન્તરે વૈદિક ધર્મનું ખંડન કર્યું, જે જોતાં સનાતનધર્મીઓ ચોકી જાગ્રત થઇ ગયા. એટલે કે સ્વામી દયાનંદે આગ ખંડન કરી ધર્મ પર ધાડ પાડી સગેન ન કર્યા હોત, તો આજ અનેક સનાતનધર્મી ઉપદેશકાદિ યુક્તિ પ્રમાણ તથા સાયન્સ અને ફિલોસોફી સાથે સનાતનધર્મની રક્ષા અને પુષ્ટિને માટે આટલા કટિબદ્ધ કદાપિ ન થયા હોત. આથી સાંપ્રતિક ધર્માન્દોલનનું મૂળ કારણ અવશ્ય સ્વામી દયાનંદ છે. સ્વામી દયાનંદે મચાવેલા ધર્માન્દોલનના ધાંધલથી કોઈ કોઇ ભ્રમવશ ભ્રાન્ત પુરૂષ કહેવા લાગ્યા કેઃ-વેદોનાં પુસ્તક હિન્દુસ્થાનમાં રહ્યાંજ નહોતાં, વેદનો સર્વથા લોપ થઇ ગયો હતો, દયાનંદ ભણીને તૈયાર થયા ત્યારે વેદ કહીં ન મળ્યા, તેથી કરીને સ્વામી દયાનંદે તજવીજ કરી વિલાયતથી અન્ય વેદ મંગાવી આ દેશમાં પ્રચાર કર્યો. આ વાત સર્વથા મિથ્યા નેરાતાર જૂઠી અને અજુગતી-ખોટી એટલા માટે છે, કે હાલ વેદની જેટલી શાખા મળે છે, તેનાં સેંકડો નહિ પરંતુ હજારો પુસ્તકો દયાનંદના જન્મ સમયે પણ વેદપાઠી બ્રાહ્મણોને ત્યાં વિદ્યમાન હતાં. આનાં બે પુષ્ટ પ્રમાણો છે, એક તો સ્વયં સ્વામી દયાનંદેજ પોતાના ચરિત્રમાં લખાવ્યું હતું કે—હું બાલ્યાવસ્થામાં મારે ઘેર સસ્વર વેદપાઠ ભણ્યો હતો. યદિ એ વખતે ભારતવર્ષમાં વેદોનો લોપ થઇ ગયો હતો, તો સ્વામીજીએ વેદપાઠ ક્યાંથી ભણી લીધા? બીજું પ્રમાણ એ છે કે સ્વામીજીના બાપદાદાના પણ જન્મ પહેલાં વેદોનાં લખેલાં સૈકડો પુસ્તકો મોટાં મોટાં પુસ્તકાલયોમાં હજુ સુધી વિદ્યમાન છે, અને સ્વામીજીના સમયે પણ જેમને આદ્યોપાન્ત સાંગ વેદ કંઠસ્થ-મોઢે હતા એવા સૈકડો વેદપાઠી વિદ્યમાન હતા; એવા હાલ પણ છે. આવાં તો સૈકડો પ્રમાણો મળી શકે છે અને જેથી સિદ્ધ થઇ જાય છે, કે વેદોનો લોપ થયાનું કહેવું સર્વથા જૂઠું જ છે. આવા મિથ્યા વિચાર ભોળા ભલા ને ભ્રાન્ત સનાતન ધર્મીઓમાં પણ ચાલ્યા ગયા, ત્યારે મહર્ષિજીના મુજાવર આર્યસમાજી ઓમાં આથી સૈકડોગણું વધારે જૂઠ ચાલે તો તેમાં આશ્ચર્ય જ શું? કેમકે એ લોકો તો

પોતાના સ્વામીજીની મિથ્યા પ્રશંસા કરી મહિમા વધારવાજ ચાહાય છે. હવે વિચારવું તો જોઇએ કે સત્ય શું છે ? સ્વામી દયાનંદે ઉપદેશ કરવા માંડયો, ત્યારે વેદનો પ્રચાર હતો, ત્યારથી આજસુધી અનુમાન ૫૦ પચાસ વર્ષના અરસામાં વેદોનો પ્રચાર ભારતવર્ષમાં સેંકડો ગણો વધારે થઇ ગયો છે. પૂર્વકાળે વેદપાઠી બ્રાહ્મણકુળોમાંજ વેદોનાં પુસ્તક લખેલાં મળતાં હતાં, પણ હાલ તો છાપખાનાના ભૂતને પ્રતાપે પ્રાયઃ સઘળા પઠિત અપઠિત બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રો અને યવન સુદ્ધાંના ઘરમાં વેદ પુસ્તક મૌજુદ થઇ ગયાં, આમાં લાભ-હાનિ ઉન્નતિ અવનતિ ગમે તે હો, પણ વેદોની ચર્ચા આખા દેશમાં થઇ રહી ! છપાઇ છપાઇને લાખો પુસ્તકોનો દેશમાં પ્રચાર થઇ ગયો, અને જેમણે વેદનું નામ પણ નહિ સાંભળ્યું હોય અને વેદ નજરે પણ નહિ દીઠા હોય, એવા હજારો બ્રાહ્મણાદિ મનુષ્ય વેદને અધિકાંશ-ગોરે ભાગે દેખવા લાગ્યા. એ તો સહુ કોઇ સારી પેઠે જાણે છે, કે છાપખાનાનો પ્રચાર થોડા વખતથી થયો છે, સ્વામી દયાનંદના ઉપદેશારંભ સમયે હિન્દુસ્થાનમાં ઘણો થોડો હતો. ત્યાં સુધી આપણા દેશમાં વેદ છપાયા નહોતા, અને લખેલાં પુસ્તક સર્વત્ર બધાને મળી શકતાં નહોતાં, એટલે વેદનો પ્રચાર થોડો હોઇ જ્યાં ત્યાં જેની તેની નજરે વેદ ન પડે-ઠોકરે ન ચડે એ તો ખુલ્લુંજ છે; પણ વિલાયતમાં તો વેદ અહીંથી પણ પહેલા છપાઇ ગયા હતા, જે રાજા સાહેબ જયકૃષ્ણદાસજી સી. એસ. આઇ. એમણે વિલાયતથી છપાયેલા વેદ મંગાવ્યા હતા.

સ્વામીજીને અને રાજા સાહેબને સારો સંબંધ હોવાથી રાજા સાહેબે પોતાના વિલાયતી વેદ સ્વામીજીને આપેલા હતા. એ વિલાયતી પુસ્તકો પોતાની સાથે રાખી વ્યાખ્યાનાદિ વખતે મેજપર મેલીને સ્વામી દયાનંદ મનમાન્યા કંઇ અર્થ કરી દેતા અને વેદધર્મોદ્ધાર તથા વેદપ્રચારનો ખોટો ફાંકો રાખી ગુમાનથી ગાજીને કહેતા હતા કે-દેખો ! આ દેશમાં વેદોનો પ્રચાર નહોતો, વેદ કહીં નહોતા મળતા તેથી અમે એ વિલાયતથી મંગાવ્યા છે-એમ કહી સ્વામીજી લોકોને વિલાયતી પુસ્તકો દેખાડતા હતા, આવું પ્રદર્શન કરી મહર્ષિજી મિથ્યા મોટાઇ મેળવી મલકાતા હતા ! અને અમારા સ્વામીજીએ ભારતમાં વેદપ્રચાર અને વેદધર્મોદ્ધાર કર્યો-કહીને હજુ પણ દયાનંદીયો ફુલીને ફાળકો થાય છે ! એ વખતે છાપેલા વેદ નહોતા વેચાતા એ વાત તો ખરી, પણ ભારતવર્ષમાંથી વેદ લુપ્ત થઇ ગયા હતા—એ કહેવું મહર્ષિજીનું સર્વથા મિથ્યા—જૂઠું હતુ: આવા મિથ્યાવાદી-લબાડ કદાપિ મહર્ષિ અને વેદધર્મોદ્ધારક કહી શકાયજ નહિ. સ્વામીજીનું આપવડાઇ અને ગુમાનનું કથન સાંભળી ભોળાભલા અજ્ઞાન પણ વેદપર શ્રદ્ધાવાળા લોકો તો સમજી બેઠા કે વેદનો લોપ થઇ ગયો હતો, તે સ્વામી દયાનંદે ઉદ્ધાર અને પ્રચાર કર્યો; પણ ખરી વાત તો એ છે કે પ્રીન્ટીંગ પ્રેસના પ્રતાપે વેદ છપાઇ ભારતમાં વિશેષ વેદપ્રચાર થયો. અને વળી સ્વામી દયાનંદે વેદને નામે એવી તો ગડબડ કરી ધાંધલ મચાવી કે દેવપૂજા શ્રાદ્ધાદિ ધર્મકૃત્ય વેદમાં નથી લખ્યાં માટે વેદવિરૂદ્ધ છે, રેલ્વે તાર વેદમાં પણ છે-વગેરે વગેરે કપોલકલ્પિત વાહિયાત વાતો વેદને નામે કહેવા માંડી લોકોને ભડકાવવા લાગ્યા. આથી કરી સનાતનધર્મસંરક્ષક સેંકડો બ્રાહ્મણ પંડિતો ઉપદેશકોએ વેદો મંગાવી જોવા માંડયું, અને દયાનંદે કહેલી વાતોની ખોજ કરતાં સમજાયું કે તે વેદમાં નથી; અને દયાનંદે કરેલા વેદાર્થ પણ તદન ખોટા વ્યાકરણથી વિરૂદ્ધ અને અપ્રસ્તુત સંબંધ વગરના છે, તેથી સ્વામીજીની દંભધા

વગરની ધાંધલનું મિથ્યાત્વ ને પોગળ જગજાહેર કરવાની જરૂર જાણી, તે વેદના પ્રમાણોથી સિદ્ધ કરી આપવાના હેતુથી, સનાતનધર્મી પંડિતો ઉપદેશકો અને લેખકો, જાહેર સભામાં હજારો લોકસમૂહ સમક્ષ કહેવા તથા જાહેર છાપાંમાં લેખો છપાવવા લાગ્યાથી, સાધારણ માણસો પણ બની શકે ત્યાંથી વેદ મેળવી તેમાં જોઇ ખરા ખોટાની ખાતરી કરવાને જીજ્ઞાસુ થયા, એ પણ અધિકાંશે વેદપ્રચાર થવાનું જરૂર મુખ્ય કારણ છે.

આમ સાધારણ રીતે વેદો છપાઇ વેચાઇ અનધિકારિઓના હાથમાં જવા વગેરે વેદપ્રચારથી, નિ:સંદેહ વૈદિક સનાતન ધર્મને અવશ્ય મોટો ધક્કો તો પહોંચ્યોજ છે. પણ સંસ્કૃત શિખેલા વેદના શ્રદ્ધાળુ અધિકારી બ્રાહ્મણોને પણ વેદ પુસ્તક ઘણી મુસ્કેલીથી કોઇ કોઇને ભારે ખર્ચ કરતાં કદાચ કહીં પ્રાપ્ત થતા હતાં, તે હવે જુજ સહજ મૂલ્યે ઘેર બેઠાં મળવા લાગ્યા છે, એ લાભ પણ થયો છે. જે હાનિ લાભ થયાં તે સમયના પ્રવાહે કરાવ્યાં પણ પહેલાં કરતાં વેદોનો વિચાર વધારે થવા લાગ્યો, અને એ વેદ સિદ્ધાન્તના પર્યાલોચન દ્વારા ભવિષ્યમાં વેદનું ગૌરવ વધવાની પણ કંઇ આશા રહે છે. સ્વામી દયાનંદ આવી રીતે વેદપ્રચાર થવામાં એક રીતે કારણભૂત અને નિમિત્ત થયા એ વાત ખરી, પણ દયાનંદે શુદ્ધબુદ્ધિથી ઇરાદાપૂર્વક જોરશોરથી વેદપ્રચાર કર્યો, અને તેમના એકલાના યત્નથીજ વેદધર્માન્દોલનો અને હિલચાલ-ચળવળ થઇ પ્રચાર થયો છે—કહેવું તદ્દન ખોટું છે. સ્વામી દયાનંદ વેદધર્મોદ્ધારના હેતુ પુરસ્સર જ સાચી દાનતથી વેદપ્રચાર કરવા પ્રવૃત્ત થયા હતા, તો એક બડાશખોર કે ખળવાખોરની પેઠે શિરજોરી કરી, સઘળું ખંડન અને તિરસ્કાર ન કરતાં, વેદવેત્તા વિદ્વાન પંડિતો આચાર્યો સંત મહંતોને મળતા હળતા રહી, તેમનો વિનય કરી, વિવેકવિચારપૂર્વક વાર્તાલાપ અને શંકા સમાધાન કરી, સર્વાનુમતે તેમણે સત્ય સત્ય વેદાર્થ પ્રકટ કરી લોકોપકાર કરવો જોઇતો હતો. પણ વેદધર્મોદ્ધાર વેદભાષ્કાર ભગવાન્ મહર્ષિ થવાની—ગવાવાની અને લખાવાની તથા ધન જોડી પિંગાણાં કરવાની લોલુપ્તતા લાલસા વાંચ્છના કામના વાસના અને ઇચ્છાવાળા મોહમુગ્ધ મનુષ્ય-પામર પ્રાણીથી એટલો બધો ત્યાગ કેમ થઇ શકે? માન મરતબા અને મોટાઇમાં મરી ફીટનાર તથા પૈસાનેજ પરમેશ્વર સમજી બેઠેલા પરમહંસ પરિવ્રાજક સ્વામી સંન્યાસી થયેલા દયાનંદસરસ્વતીના ભાગ્યમાં આવું જનહિતનું મહાન કાર્ય થવું હોયજ ક્યાંથી? કે સ્વામી દયાનંદને સદ્જ્ઞાન થાય ને સુબુદ્ધિ સુઝે ! અને કહેવરાવે છે તેવા, સાચેસાચા વેદધર્મોદ્ધારક અને વેદપ્રચારક થઇ સર્વ પ્રિય થાય ! પ્રચલિત મત સંપ્રદાયોમાં કેટલુંક ડીંડવાણું ચાલે છે, પણ દયાનંદની ખંડન અને તિરસ્કાર કરવાની અવળી પદ્ધતિથી તે કંઇ ટળ્યું નથી, પણ સમજુતી અને શાન્તિથી કામ લેવાતાં હવે તે ધીમે ધીમે ઓછું થવા લાગ્યું છે, અને લોકો સમજવા લાગતાં છેક નાબુદ પણ થઇ જશે.

કોણ કહે છે કે આર્યસમાજના સ્વામીજી મહર્ષિ દયાનંદ સાધુ સંન્યાસી ત્યાગી યોગી અને યતિ હતા? ધનલોલુપ અને જીહ્વાલોલુપ હોય, પૈસાને માટે મરી ફીટે દમડા સારૂ સામાનો દમ કાઢે, મન ભાવતાં ભોજન જમવાનો અભખરો રાખે, ભિક્ષાવડે દેહનિર્વાહ કરવાને બદલે એકલા એક પંડ માટે ખાસ રસોઇયો રાખી રસવતી રસોઇ જમે, કૌપીન-ભગવું વીંટવા ને ઓઢવાને બદલે રેશમી અને જરીનાં નકશા સજે, સુંદર બુટ પહેરે; આ

શું સાધુનાં લક્ષણ છે ? કંચન અને કામિની-જર ને જોરૂનો મોહ તજે, તે મહંત અને સંત, બાકીના તો કામ દામ અને ચામના કીડા જીવડા, મિથ્યા તાણે છે તંત !

"લિખના પઢના ચાતુરી, સબી બાત હય સ્હેલ; કામદહન મનબશકરન, ગગનચઢન મુશ્કેલ."

"હદમે ચલે સો ઓલીઆ, બેહદ ચલે સો પીર; હદ બેહદ દોનો તજે, ઉસકા નામ ફકીર"

**મનવા ફીકર મત કર, ફીકર ફાકા પીર; જો ફીકરકી ફાકી કરે, ઉસ્કા નામ ફકીર.**

કામદહન ને મનવશકરન સહેલું નહિ પણ મુશ્કેલ છે, અને તેથીજ સંસારની મોહમાયા ને જંજાળ તજી કાકીચડમાંથી નિકળી ગયેલા ત્યાગીને લોકો સાધુ સંત સાંઇ સ્વામી કહે છે. પણ તેવા ત્યાગી વિરાગી નહિ પણ રાગી કંચનકામિનીના અનુરાગી-મોહાસક્ત હોય, તો તે અધમાધમ અને નપાટ છે. મન વશ કરે, કામના માત્ર તજી દે, અને ચિદાનંદમાં મસ્ત રહે, જગતના સર્વ જીવોને ત્રાસ ન આપતાં સુખશાતા થાય તેવા મનવાણીના વ્યાપાર રાખે; એજ ખરા યોગી ત્યાગી અને સ્વામી. બાકી તો બધા કામી હરામી ને લોભી લબાડ ભેખને લજાવનારા અને ત્યાગને બદનામી લગાડનારા જાણવા ! સંસારની માયા તજી ઘરબાર માતાપિતા સર્વ છોડી ચાલી નીકળ્યા તેવા સ્વામી દયાનંદ, દ્રવ્યલોભી કુટુંબી સંસારાસક્ત પામર જીવ કરતાં યે ધનને માટે ધમાલ અને ઢોંગ બહુ કરતા એ હિણપસ્તી ભરેલું છે. "જર જોઇ મુનિવર ચળે" માટેજ યતિ-ત્યાગીને ધન-સુવર્ણ આપવાનો શાસ્ત્રે નિષેધ કરેલો હોઇ સંન્યાસાશ્રમમાં સાધુને ટકી રહેવાની સુવ્યવસ્થા ને સરળતા કરી આપેલી છે. પણ સ્વચ્છંદી યથેચ્છ આહારીવિહારી મોહમુગ્ધ મનુષ્યોને શાસન કરી નિયમમાં વર્તાવવા શસ્ત્રથી રાજ્યસત્તા અને શાસ્ત્ર વડે ધર્મસત્તા જગતમાં પ્રવર્તે છે. પણ આ વિષમ કલિકાળમાં શસ્ત્ર અને શાસ્ત્રનો ગેરઉપયોગ થતો હોઇ, દુનિયામાં દુઃખ અને દૈન્ય વધી રહ્યાં છે, અને દીનદુઃખી દુર્બળો મોટે ભાગે દંડાય છે-પીડાય છે; ત્યારે ઢોંગી પાખંડી વંચકો ફાવી જઇ ફતવા કરી દુનિયાને ધુતે છે લુટે છે દયાનંદ પણ આવા પ્રકારના ધનલોભી અને પૈસો મારો પરમેશ્વર માની બેઠેલા સ્વામી હતા, અને તેથીજ 'આપ જેવું જગ' અને '**દૃષ્ટિ તેવી સૃષ્ટિ**' સમજતા દેખતા હોવાથીજ દયાનંદે સત્યાર્થપ્રકાશ-એકાદશસમુલ્લાસમાં પૈસાના પૂજારી આચાર્ય ગુરુની મશ્કરી કરતાં મતવાળાને મોઢે કહેવરાવ્યું છે કેઃ—

टका धर्मष्टका कर्म टका हि परमं पदम् ।
यस्य गृहे टका नास्ति हा! टका टकटकायते ॥१॥
आनांशकलाः मोक्ता रूप्योऽसौ भगवान् स्वयम् ।
अतस्तं सर्व इच्छन्ति रूप्यं हि गुणवत्तमम् ॥२॥

**અર્થાત્**:—ટકા-પૈસા વિના ધર્મ કર્મ પરમપદ કંઇ નથી, જેના ઘરમાં, અને ગાંઠે પૈસા-ગર્થ નથી, તે બાપડા હાય ટકા ! કરતા કરતા ઉત્તમ પદાર્થો સામુ ટકટક જોયાજ કરે છે; ને શોચે છે કે અરેરે ! મારી પાસે ધન હોત, તો હું ખાત પીત પહેરત ઓઢત સહેલસપાટા ને અમનચમન કરત-સુખ વિલાસ ભોગવત ! કેમકે સોળ કળા યુક્ત પ્રત્યક્ષ પરમેશ્વર (સોળઆનાના રૂપૈયા)નું કથન સર્વ કોઇ શ્રવણ કરે છે, અદશ્ય પરમાત્માની પરવા તો વીરલાજ કરે છે; સર્વ કોઇ ટકાની પુંઠે ટકરાય છે-ટીચાય છે ભટકાય છે ! કારણકે સર્વ

કામ રૂપૈયાથી સરે છે. આ વાત સારી પેઠે સમજતા હોવાથીજ દયાનંદે મહર્ષિશ્રી મનુજીને નામે "विविधानि च रत्नानि विविक्तेषूपपादयेत् ।" એટલે ત્યાગીને રત્નાદિ વિવિધ ધન આપવાનું જૂઠું બનાવટી શ્લોકાર્ધ તેમના સત્યાર્થપ્રકાશમાં લખેલું છે. અને વૈદિકયંત્રાલય ખોલી પુસ્તકો છપાવી પૈસા પેદા કરી હજારો રૂપૈયા બેંકમાં જમા રાખી તેની વ્યવસ્થાને માટે વીલ દયાનંદને એક નહિ પણ બે વાર કરવાં પડયાં છે. આવા દ્રવ્યલોભી ધન જોડવાની મહત્વાકાંક્ષા રાખનારા પૈસાના પૂજારી ને લાલચુ માણસને તો દીર્ઘદર્શી ડાહ્યા પુરુષો માનની દૃષ્ટિથી ન જોતાં યતિધર્મ ધુળ મેળવવા માટે તેને ફિટકારશે ધિક્કારશે. પણ સખેદાશ્ચર્યની વાત તો એ છે, કે ઘરમાં ભંગીયણ રાખનાર બાણુના ઘરનું ખાવામાં બાધ ગણનાર સમાજીની સલાહ માની, દયાનંદે આપત્તિ વેહોરીને પણ પતિતનું ભોજન ન લીધું; તેના ચેલાઓ અત્યારે ચાંડાળ યવનાદિની સાથે ખાવાપીવા અને પરણવામાં ગૌરવ અને આનંદ માની બેઠા છે તે પણ ધિક્કારને પાત્ર છે. આવા લોભી ગુરુ ને લાલચુ (આહાર વિહારના) ચેલાની જરૂર નરકમાં ઠેલંઠેલા થવાની. તંત્રી.

---

# વડોદરામાં ન્યાતરીવાજને લગતો નવો કાયદો.

## (૧)

"ગુજરાતી" તા. ૧-૪-૧૯૧૭ પુ. ૩૮-અંક ૧૩માના પૃષ્ઠ ૫૬૩, ૫૬૪ ઉપરથી.

આ નામના કાયદાનો મુસદ્દો વડોદરારાજ્યની "આજ્ઞાપત્રિકા" માં તા૦ ૨૨-૩-૧૭ ના રોજ કામચલાઉ ન્યાયમંત્રી રા. રા. મણિરાય ત્રિકમરાયની સહીથી તા૦ ૨૦ મી માર્ચને પ્રસિદ્ધ કરી તે રાજ્યે એ સંબંધમાં પ્રજાને પોતાની તરફથી સૂચનાઓ વડોદરા ન્યાયમંત્રીની કચેરીને મોકલી આપવાની દોઢ માસની જ મુદ્દત ઠરાવી છે.

કાયદાનો ખરડો—ઉક્ત કાયદાના ખરડાનો ઉતારો નીચે આપેલો છેઃ—

ઉદ્દેશ—જે અર્થે આ રાજ્યમાં ન્યાતોના જે રીતરિવાજો હાલમાં અસ્તિત્વમાં છે, તેમાં કાળગતિને લીધે તેમની સામાજિક યોગ્યતામાં કમીપણું આવ્યું છે, અને હાલ તો માત્ર લોકોના શારીરિક, નૈતિક અથવા ભૌતિક સુખને અડચણ કરે છે તેથી, અને જે અર્થે એવા રીતરિવાજો જે ન્યાતોમાં છે તે ન્યાતોમાં તે રીતરિવાજોની સત્તા કબુલ નહીં કરનારા સુસંસ્કૃત વિચારવાળા માણસોનો વર્ગ અસ્તિત્વમાં છતા તે રીતરિવાજના અંકુશમાંથી મુક્ત થવું, એ તેમની શક્તિ બહાર છે તેથી, અને જે અર્થે સાર્વજનિક હિત ખાતર એવા સુસંસ્કૃત વિચારોને ઉત્તેજન આપવું તથા તે સ્થાપિત કરવામાં મદદ કરવી ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવે નીચે મુજબ ઠરાવ્યું છેઃ—

સંજ્ઞા, "ન્યાયાધિશી" અને "ન્યાત" ની વ્યાખ્યા—

૧ આ નિબંધને "વડોદરા ન્યાતરિવાજ સંબંધી નિબંધ." કહેવો અને તે સંવત એટલે તા૦ માહે સન ૧૯૧ ના રોજથી અમલમાં આવશે.

૨ (૧) 'ન્યાયાધિશી' એટલે પ્રાંતની દિવાની અમલ હકુમતવાળી મુખ્ય દિવાની ન્યાયાધિશી સમજવી. (૨) 'ન્યાત' એ શબ્દમાં પેટા ન્યાતનો સમાવેશ થાય છે, અને

તેનો અર્થ ન્યાયાધિશીની હકુમતની સ્થાનિક હદના પ્રદેશમાં રહેતા એક જ ન્યાતના અગર પટા ન્યાતના સખસોનો સમુદાય એવો થાય છે.

**ફરિયાદો ચાલવા વિષે**—૩ દિવાની કામ ચલાવવાની રીતના નિબન્ધમાં ગમે તે કહ્યું હોય તો પણ, અમુક ન્યાતનો અમુક રીત અગર રિવાજ એવો છે કે, તે ન્યાતના તેવા રીતરિવાજ તરીકે તે હવે પછી અમલમાં આણી શકાશે નહીં, અથવા નિર્દિષ્ટ કરેલા ફેરફાર અથવા બંધનોને અનુસરીનેજ માત્ર અમલમાં આણી શકાશે, એવું ઠરાવી લેવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર છે. અને ન્યાયાધિશીની ખાત્રી થાય કે, સદરહુ રીત અથવા રિવાજ (૧) જાહેર નીતિ વિરુદ્ધ છે, અથવા (૨) ન્યાતમાં ને ન્યાતમાંજ લગ્ન થઇ શકે એવી રીતે બિનજરૂરિયાત પ્રતિબંધ કરનારો છે, અથવા (૩) પાયમાલી થાય એવો ખર્ચાળ છે, અથવા (૪) દેશપર્યટન કરવાની સ્વતંત્રતા ઉપર બિનજરૂરિયાત રીતે પ્રતિબંધક છે, અથવા (૫) ન્યાતના લોકોના શારીરિક, ભૌતિક અથવા નૈતિક સુખને હરકતકારક છે. અથવા (૬) તે ન્યાતના એકંદર પુખ્ત ઉમરના પુરૂષો પૈકી એકચતુર્થાંશ કરતા કમી નહીં એટલા પુરૂષોની તે બાબતની સહાનુભૂતિ બંધ પડી છે, તો જરૂર હોય તો, અને યોગ્ય અને વ્યાજબી જણાય તે પ્રમાણે ફેરફાર તથા ફરતો કરીને આગેલું સ્થાપન કરવાનો ન્યાયાધિશીને અધિકાર છે.

**દૃષ્ટાંતો**—રકમ (૧) નાં. (૧) કુટુંબમાં કોઇનું મરણ થયું છે તે પ્રસંગે જાહેરમાં રડવાકુટવાનું અ એ બંધ રાખ્યાથી ન્યાતના આગેવાનોએ તેનો દંડ કર્યો છે. ઔર્ધ્વદેહિકક્રિયા પૂરી થવાના સમયે અ એ કેશવપન કે ક્ષૌર કરાવ્યું નહીં તેથી તેને ન્યાતનું નોતરૂં બંધ કર્યું છે. રકમ (૨) નાં. (૧) સામાન્યતઃ ઠરેલા હોય તેવા ગોળ બહાર કન્યાની લેવડદેવડ કર્યાથી અ નો દંડ કર્યો છે. (૨) એક પેટા ન્યાતના સખસે બીજી પેટા ન્યાતમાંથી છોકરી સાથે લગ્ન કર્યાથી તેને ન્યાત બહાર મૂકયો છે. રકમ (૩) નું. લગ્ન અંત્યેષ્ટિ અગર ગર્ભાધાનના પ્રસંગે અમુક સંખ્યામાં ન્યાતવરા નહીં આપ્યાના કારણથી અ ને ન્યાત બહાર મૂકયો છે. રકમ (૪) નું. પરદેશગમન અને જલપર્યટન કરવાથી અ એ અમુક દંડ આપવો અને દંડ ન આપે તો તેને ન્યાત બહાર મૂકવાનું ઠરાવ્યું છે.–રકમ (૫) નું. અમુક ઉમરની છોકરી થઇ ગઇ, છતાં તેનું લગ્ન નહીં કર્યાથી અ ને ન્યાત બહાર મૂકયો છે.

**ફરિયાદ દાખલ કરવી તથા તેની ચોકશી** ૪. કલમ ૩માં જણાવેલી ફરિયાદ દાખલ કરવાને તથા તેની ચોકશી કરવાને, સદરહુ ફરિયાદ જાણે દિવાની કામ ચલાવવાની રીતના નિબંધની કલમ ૨૪ અન્વયેની ફરિયાદ હોય એવી રીતે તેને સદરહુ નિબંધના ઠરાવ લાગુ થશે.

**વિવાદ**–૫. સદરહુ ન્યાયાધિશીનો ફેંસલો, જાણે દિવાની કામ ચલાવવાની રીતના નિબંધ અન્વયેનું હુકમનામું છે, એમ ગણી તે ઉપર વરિષ્ઠ ન્યાયાધિશી તરફ વિવાદ ચાલશે; પરંતુ એમ કરવામાં આવે છે કે, ફેંસલો કહી સંભળાવ્યાની તારીખથી (ક) ૭ દિવસની અંદર પોતાના વિવાદ કરવાના ઈરાદાની સૂચના સદરહુ ન્યાયાધિશીને આપવી જોઇએ; અને (ખ) ૩૦ દિવસની અંદર વિવાદ દાખલ કરવો જોઇએ.

**ફેંસલો પ્રસિદ્ધ કર્યા પછી થતું પરિણામ**–૬. કલમ ૪ પ્રમાણે કરેલો આપ-રનો ફેંસલો સદર્હુ-ન્યાયાધિશીની હકુમતની સ્થાનિક હદનાં ગામોના તથા શહેરોના દરેક ચોરે અથવા બીજી સાર્વજનિક જગાએ તેની નકલો ચોટાડી પ્રસિદ્ધ કરવો. સદરહુ પ્રમાણે કરેલા ફેંસલાની યોગ્ય પ્રસિદ્ધિ કર્યા પછી, જે કૃત્ય કરવાની ફેંસલાથી મના થઇ હશે તેવું કૃત્ય કરવું અથવા ન્યાતના કોઇ સખસ પાસે કરાવવું, અથવા જે કૃત્ય કરવાની ફેંસલાથી ફરજ હશે તેનું વર્જન કરવું અથવા ન્યાતના કોઇ સખસ પાસે વર્જન કરાવવું, ગેરકાયદેસર થશે.

**ઉલ્લંઘન માટે શિક્ષા**—૭. ઉપરની કલમ ૬ પ્રમાણે તેણે જે કૃત્ય કરવું ગેરકા-યદેસર છે તેવું કૃત્ય અથવા જે કૃત્યનું વર્જન કરવું ગેરકાયદેસર છે તેવું વર્જન જે કોઇ સખસ કરશે તેને, વખતોવખત જે બીજો કાયદો અમલમાં હશે તેવા બીજા કોઇ કાયદા પ્રમાણે સદર્હુ કૃત્ય અથવા વર્જન માટે તેના ઉપર જે જવાબદારી પડશે તે ઉપરાંત, છ માસ સુધીની આસાન કેદની શિક્ષા થશે અને વળી તે દંડને પણ પાત્ર થશે.

**નિયમ કરવા**—૮. આ નિબંધ પ્રમાણે થનારી ક્રિયાદોના સંબંધમાં અવ્વલ ન્યાયાધિશીએ કેવી રીતે કામ ચલાવવું, તેમજ વરિષ્ઠ ન્યાયાધિશીના કામકાજ સંબંધે કેવી તજવીજ કરવી તે સંબંધે આ નિબંધને અનુસરતા નિયમો હજુર મંજુરીથી વખતોવખત વરિષ્ઠ ન્યાયાધિશીએ કરવા.

**ખરડા સામે સખ્ત વાંધો જાહેર કરવાનાં કારણો**—શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજના આ પગલાની સામે અમારે ઘણીજ દિલગીરી સાથે સખ્ત વાંધો જાહેર કરવો પડે છે, તેનાં કારણો નીચે પ્રમાણે છે.

(૧) જો કે સદર્હુ ખરડામાં ઉપરથી પ્રજાહિત કરવાનો ઉદ્દેશ જાહેર કરવામાં આવ્યો છે, તો પણ વસ્તુત એ કાયદો એ પ્રજાના ઉપર એક પ્રકારનો જુલમ અને તે પણ પ્રજાની પવિત્રમાં પવિત્ર સ્વતંત્રતા ઉપર ત્રાપ મારનાર થઈ જ પડવાનો, એમાં કાંઇ પણ સંદેહ નથી.

(૨) સામાન્ય અને સાર્વત્રિક રાજનીતિનાં ધોરણ અને મૂળતત્વોની અવજ્ઞા કરનાર આ કાયદાનો ખરડો છે.

(૩) જો કે આ ખરડાના ઉદ્દેશ સંબંધી કલમમાં "સુસંસ્કૃત વિચારોને ઉત્તેજન આપી સ્થાપિત કરવામાં મદદ કરવી ઇષ્ટ જણાયાથી" વગેરે સભ્યતાના શબ્દો આડંબર કરી યોજવામાં આવેલા છે, તો પણ એ ખરડો સડેલા વિકૃત વિચારોનેજ ઉત્તેજન આપ-નારો છે; પ્રજામાં કુસંપ, સ્વચ્છંદતા, નિરંકુશતા, અને પ્રજાત્વની હાનિ દ્વારા સમગ્ર હિંદુ-પ્રજાના નાશનું બીજ રોપનારો છે.

(૪) એ ખરડો ઉઘાડે છોગે યા નિર્લજ્જ રીતે અન્યાયથી અને પક્ષપાતથી ભરેલો છે.

(૫) એ ખરડો કરવાને આ કેળવાયલા સમયમાં તેમજ પ્રાચીન સમયમાં પણ કોઇ રાજાને કરવાનો અધિકાર કોઇપણ રીતે નથી એવો છે, અને છતાં રાજાની અરાજ-કતાનો એક ચરમ ભરેલો નમૂનો છે.

(૬) તે, સમગ્ર હિંદુ જનસમાજની વ્યવસ્થા અને ધાર્મિક લાગણીઓને પગ તળે કચડવાની રાક્ષસી પ્રકૃતિથી ભરેલો છે.

(૭) તે, નેક નામદાર બ્રિટીશ સામ્રાજ્યની પ્રજાના સંસાર અને ધર્મની લાગણીઓની આડે નહિ આવવાની વિશ્વવિદિત રાજનીતિના પવિત્ર અને નિષ્પક્ષપાત ધોરણ અને ઢંઢેરાની વિરૂદ્ધ છે.

(૮) તે, બ્રિટીશ ન્યાય અને કાયદાના અમલની પદ્ધતિ રીતિથી કેવળ ઉલટીજ દિશામાં ગમન કરનાર છે.

(૯) તે, હિંદુપ્રજાનાં પરાપૂર્વથી પ્રાપ્ત ધર્મશાસ્ત્રો અને સ્થાપિત શિષ્ઠાચારથી વિરૂદ્ધ છે.

(૧૦) તેથી તે પ્રજાને રાજ્યસત્તા સામે, કપટ કાવત્રાં અને ફિતુર તથા લોકશાન્તિના ભંગનાં કારણો ઉપજાવે તેમ લોકલાગણીને ઉશ્કેરી નાંખે તેવો છે.

(૧૧) દોઢ માસની ટુંકી મુદતમાં પ્રજાના અજ્ઞાન અને અગવડોનો લાભ લેઇ લોકવંચના અને નામદાર બ્રિટીશ સામ્રાજ્યને પણ વંચીને આ અનર્થરૂપ પરિણામો થવાનાજ, તેમાંથી છટકવાનો જાળસાઝીવાળો છે, એમ આ ખરડાનો દેખાવજ કહી આપે છે. પછી તે કરનારનો અંતર્હેતુ (ભૂલભરેલો) ગમે તેવો સારો હોય.

(૧૨) તેમજ " સુચિપ્રવેશે મુશળપ્રવેશ " કરવાની નેમવાળો આ ખરડો તેની ત્રીજી અને ચોથી વગેરે કલમના સ્વરૂપ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

**પ્રજાએ સખ્ત પ્રતિષેધ કરવાની અગત્ય**—આ બાર કારણોથી તેમજ બીજાં કારણોથી શ્રીમન્ત સરકાર સયાજીરાવ મહારાજને અમો ઘણા માનપૂર્વક અને તેઓશ્રીનું તથા તેમની પ્રજાનું તેમજ સમગ્ર ભારતવાસી પ્રજાનું—(ખાસ કરીને હિંદુ પ્રજાનું)—કલ્યાણ ઇચ્છી એવી ભલામણરૂપ વિનંતી કરીએ છીએ કે—આ નાતોને લગતા નવા કાયદાના ખરડાને પડતો મૂકવા તેઓશ્રી કૃપા કરશે. તેની સાથે વડોદરા રાજ્યની પ્રજાને પણ અમે બંધુભાવે સૂચના કરીએ છીએ, કે તેમણે આ કાયદાના ખરડા સંબંધે કાંઇ પણ સૂચનાના આકારમાં નહિ કહેતાં, સખ્ત પ્રતિષેધ (Protest) જ કરવા. તેમજ કેળવાયલા અથવા સુધરેલા હોવાનો દાવો કરનાર તેમજ ' દહીં દુધિઆ ' આગેવાનો કે મધ્યસ્થ દોઢડાહ્યાઓની સલાહોથી પલળીને પોતાના પ્રતિષેધ (Protest) નરમ કે સૂચનારૂપ બનાવવા નહિ. કેમકે નરમ પ્રતિષેધ યા સૂચનાને સંમતિ કે અનુમતિના આકારમાં ખેંચી જવાનું મુત્સદીપણું સામી બાજુથી કરવામાં આવે એવો પુરેપૂરો સંભવ છે.

**શ્રીમંતે ધ્યાનમાં રાખવા યોગ્ય સૂત્ર**—આટલું હાલજ આવશ્યક અત્રે કહી, આગળ શ્રીમન્ત મહારાજાસાહેબની આંખો ખુલવા તથા પ્રજાનું હિત જાળવવા વિશેષ તપસીલમાં હવે પછી અમે વિવેચન કરીશું. કેમકે સુધારકમેમ્બરોના પક્ષમાં નાદ ઉપર ચઢેલા શ્રીમન્ત મહારાજા સાહેબના મગજને આ સંક્ષેપમાં પણ સાચી હિતબુદ્ધિથી કરેલી કરૂણાવલિરૂપ પ્રાર્થના જો તેઓશ્રીના હૃદયમાં શ્રીપરમેશ્વર પ્રેરણા કરે તોજ કાંઇ અસર કરે તેમ છે. તોપણ ટુંકામાં અત્રે અમે શ્રીમન્ત સરકારને એક સૂત્ર નજર કરીએ છીએ કે:-

"રાજાના પોતાના વિચારો ગૃહ્ય અને ધાર્મિક બાબતોમાં ગમે તેવા હોય, તો પણ તે વિચારોને પ્રજા ઉપર ઠોકવાને કાયદા અને રાજસત્તા વાપરવાં, એ કાયદાનો અને રાજસત્તાનો નાશ કરવા બરોબર છે."

(૨)

"ગુજરાતી" તા. ૮-૪-૧૭, પુસ્તક ૩૮માના અંક ૧૪માના પૃષ્ઠ ૩૯૧-૩૯૨ ઉપરથી

**શ્રીમંતને તટસ્થતાથી વિચાર કરવા વિનતિ—**શ્રીમંત ગાયકવાડસરકારે બહાર પાડેલા નાતરિવાજો સંબંધી કાયદાના ખરડાના સંબંધમાં પ્રતિષેધનાં બાર મુખ્ય કારણો અમો ગયા અંકમાં જણાવી ગયા છીએ. તે કારણોની સમર્થક ચર્ચામાં ઉતરતાં પહેલાં શ્રીમંત સયાજીરાવમહારાજને વધારે સાવધ રહી વિચાર કરવાની વિનતિ કરીએ છીએ. કેમકે સદરહુ ખરડો બહાર પડયા પછી કેટલાક માંખણીઆં પત્રોએ અને માખણીઆ લેખકોએ પ્રશાવાદ ભરેલો માંખણીઆં વખાણ કરી તે ખરડાની શોભા વધારવા પોતપોતાથી બનતો પ્રયાસ કર્યો છે. શ્રીમંત સરકાર જો પોતે એક તટસ્થ રાજા હશે તો તેમને સમજાશે કે એ વખાણીઆં લખાણ તે અહિંદુ અધિપતિઓનાં પત્રો છે, અથવા તો-સુધારકંમન્ય કે આર્યંમન્યોની કલમનાં સંતાન છે. રાજાને આંકું લગાડવામાં લાભજ છે અને અપ્રિય સત્ય કહેવામાં ફાયદા નથી પણ હરકોઇ રીતે હાનિનો સંભવ છે, તેથી કેટલીક વ્યક્તિઓ પોતપોતાના હેતુઓને લઇને રાજાને માખણ લગાડે છે, અથવા કેટલીક વ્યક્તિઓ મૌન સેવે છે. માંખણીઆં લખાણોમાં આવેલી દલીલોનું ખંડન તો અમે જણાવેલાં કારણોની ચર્ચા કરતાં પ્રસંગે પ્રસંગે કરતા જ જઇશું. તો પણ અને આટલો ઇસારો તો કરવો અમે યોગ્ય જ સમજીએ છીએ, કે જે પ્રજાનો ઘણો જ મોટો ભાગ સ્વભાવ સિદ્ધ રીતે નાતોના બંધારણને અનુસરે છે, તે મોટો ભાગ કદી સાધન અવકાશ કે શક્તિને અભાવે પોકાર પાડી ઉઠે નહિ, તો તેથી શ્રીમંત મહારાજાસાહેબે એ થોડા ઘણા માખણદાસોના માખણથી તૃપ્તિ માની, તેમના પક્ષના પોતાના સંસ્કારને પ્રબળ થઇ પડવા દેવા નહિ, એટલે રાજધર્મ બજાવવાને તેઓશ્રીને અમારી સવિનય સૂચના છે.

**કાયદાના ઉદ્દેશની તપાસ.—**૧ જો કે સદરહુ ખરડામાં ઉપરથી પ્રજાહિત કરવાનો ઉદ્દેશ જાહેર કરવામાં આવ્યો છે, તો પણ વસ્તુતઃ એ કાયદો એ પ્રજાના ઉપર એક પ્રકારનો જુલમ અને તે પણ પ્રજાની પવિત્રમાં પવિત્ર સ્વતંત્રતા ઉપર ત્રાપ મારનાર થઈ જ પડવાનો, એમાં કાંઇ પણ સંદેહ નથી.

શ્રીમંત મહારાજાનો ઉદ્દેશ તે એક એમના મનથી જ માની લીધેલી માન્યતા ઉપર અથવા તો બીજાઓની શીખવણી ઉપર ચણાયલી ઇમારત છે. તેની નીચેનો, માન્યતા અથવા તો શીખવણી રૂપ પાયો ખરો ન હોતાં તેમાં હવાઇ કલ્પના સિવાય બીજું કશું નથી. શ્રીમંતનો પ્રસ્તુત ખરડો આ પ્રમાણે શરૂ થાય છેઃ—" જે અર્થે આ રાજ્યમાં ન્યાતોના જે રીતરિવાજો હાલમાં અસ્તિત્વમાં છે, તેમાં કાળગતિને લીધે તેમની સામાજિક યોગ્યતામાં કમીપણું આવ્યું છે, અને હાલ તો માત્ર લોકોના શારીરિક, નૈતિક, અથવા ભૌતિક સુખને અડચણ કરે છે.

શ્રીમન્ત મહારાજાસાહેબના શિક્ષણ અને અનુભવ વગેરે માટે અમને ઘટિત માન છે, તેની સાથે અમારે આ પણ કહેવું પડે છે કે તેઓશ્રીને આ એક ખોટી ભ્રાન્તિ જ થયેલી છે, અને કેટલીક સુધારકંમન્ય વ્યક્તિઓએ પોતપોતાને દૃષ્ટે જ ઉઠાવેલા મતલબિયા પોકરનેજ "ગુરુમંત્ર" માની લઇ તેના જપથી જ શ્રીમંતની મનોદૃષ્ટિ આગળ ખડી થયેલી આ એક કલ્પિત ભૂતાવલિ છે. શ્રીમંત મહારાજા આ અમારી પ્રથમ પ્રાર્થનાને પથ્થર પ્રહાર

માનીને સત્ય તુલના વિમુખ ન બને, એવી અમારી તેઓશ્રીને ખાસ વિનવણી છે. મહારાજશ્રી જેવા અને તેઓશ્રી કરતાં પણ અધિક કુશળ રાજ્યકર્ત્તાઓ પણ આવી ભૂતાવળથી ભૂલો ખાઇ ગયા છે, અને તેનાં દુઃખદ પરિણામ પણ થયાં છે. એ અભ્યાસીને ઇતિહાસના પૃષ્ઠો પુરાવો આપવા તૈયાર છે.

**ઉદ્દેશમાં મુકાયલી ખોટી કેફીયતો**—વળી ઉદ્દેશમાં આરંભમાં જણાવેલી કેફિયત ખરી નથી પણ ખોટી છે, એ વાત ન્યાતોનાં બંધારણો અને રીતરિવાજોથી ન્યાતોનો મોટો ભાગ સંતુષ્ટ રહે છે, એ ઉપરથી જોઇએ તેવું પુરવાર થાય છે. ફક્ત સુધારકંમન્ય અને આર્યમન્ય વ્યક્તિઓ—અથવા તો બંધારણ માત્રનો સ્વભાવ છે, કે તે એક ભાગના લોકને કઢવાનું જ, તેથી એવા બંધારણથી—અસંતોષ પામનારી વ્યક્તિઓ જ પોતાની સગવડ અને તરંગ માટે એ બંધારણ અને તેના રીતરિવાજો માટે પોકાર ઉઠાવે, અને તેઓ કદી હાલની રીત પ્રમાણે કાંઇ ભણ્યાગણ્યા હોય, તેથી તેમની નપણી વાત ખરી માની, બીજા જેઓ બુમ પાડે નહિ અથવા રીતે ચીલે સુખે ચાલ્યા જતા હોય, તેઓને દખલ કરવા રાજ્યની કાયદો કરવાની સત્તા પણ વચમાં ભુસકો મારી પડે—એ કોઇ પણ રીતે ન્યાય નીતિ અનુસાર નથી; છતાં પણ શ્રીમંત સયાજીરાવે આ ખરડાને બિનજરૂરે અન્યાયમાં ખરડયો છે. શ્રીમંત મહારાજાસાહેબ ! જેઓ રાજ્યને વફાદાર રહે છે તેઓ જ રાજ્યની ખરી ખામીઓ અને ખુબીઓ જાણે છે, તે પ્રમાણે ન્યાતોના રિવાજોથી સંતુષ્ટ એવા અમો લોકોજ ન્યાતો અને રીતરિવાજો વિષે ખરો વિચાર કરી શકીએ છીએ. તેમજ જેઓ રાજાને વફાદાર રહેલા નથી, અથવા તો રાજ્ય સામે બંડખોર વૃત્તિ ધરાવે છે, તેઓ રાજ્યની ખુબીઓ અને ખામીઓ જાણી શકતા નથી. તેમ જે સગવડીયા સુધારકો જ્ઞાતિના બંધારણનિયમને વફાદાર રહેતા નથી, અને તેની સામે બંડખોરવૃત્તિથી જ લાગ લે છે, અને તેના નિયમ વિરૂદ્ધ જાણીજોઇને પોતાની લોલુપતાને સંતોષવાને અર્થેજ અઘટિત વર્તન આદરે છે, તેઓ જ્ઞાતિના રીવાજોની ખુબી પીછાણી શકે જ નહી. પોતાના વ્યક્તિગત સ્વાર્થથી જ સગવડીઆ સુધારકમ્મન્યો અને આર્યમ્મન્યો ન્યાતો સામે બુમ બરાડા ઉઠાવે છે, તેઓએ પોતાની સગવડ ન સધાય, તેથી તે સામે ઉઠાવેલી બુમોમાં સત્યનો લેશ પણ નથી. અમે એમ નથી કહેવા માગતા કે ન્યાતોના રીતરિવાજોમાં કાંઇ ખામીઓ પ્રવેશવા પામી જ નથી, પરંતુ અમે તેની સાથે નમ્રપણે શ્રીમંત સરકારને એમ પણ જણાવા માગીએ છીએ કે, "કાળગતિએ જે કાંઈપણ નાતના રીતરિવાજોમાં આવ્યું છે," તે એવું નથી કે જેથી રાજાએ વચમાં કાયદા કરવાની સત્તાવડે દરમ્યાનગીરી કરવી જોઇએ. હાલ ન્યાતોના રીતરિવાજો માત્ર લોકોના શારીરિક, નૈતિક અથવા ભૌતિક સુખને અડચણ કરે છે, એ કહેવું તદ્દન જુઠું છે. અમને જો તેનું એક પણ ઉદાહરણ લેઇને સાંગોપાંગ ચર્ચાથી શ્રીમંતે આ પ્રસ્તુત ખરડામાં સાબીત કરી આપ્યું હોત, તો અમે તેઓશ્રીને પ્રતિચર્ચા કરી નિવેદન કરત, કે લોકોના શારીરિક નૈતિક અથવા ભૌતિક સુખને અડચણ કરનારાં કારણ નાતના રિવાજો નથી પણ બીજાંજ છે, નાત અને તેના રીતરિવાજોએ તો આગળ પણ દેશ ધર્મ અને પ્રજાની અમૂલ્ય સેવા બજાવી છે, અને હજુ પણ બજાવે છે. જ્યારે લોકો રાજસત્તાને તિલાંજલિ આપવા જેટલા કેળવાશે, ત્યારે જ નાત અને તેના રીતરિવાજ પણ મરજી પ્રમાણે મોડાશે અને મચરડાશે. રાજદંડ અને તેનાથી પણ મોટો

લોકદક છે, કે જેને મનુવર્ગના અનુપમ આદર્શ શ્રીરામચંદ્રજી જેવા અવતારિક નરેશ પણ મસ્તક નમાવતા હતા. તેથી અમારી શ્રીમંત મહારાજાસાહેબને નમ્ર વિનંતી છે કે, આપ જેવા મોટા નરેશ્વરે કરેલી પ્રવૃત્તિ ગાયકવાડી ગતકડામાં ગણાય, એવી રીતે શ્રુતકલ્પનાને વળગી રહી આપ શ્રીમંત કાંઇ પણ પગલુ ભરશો નહિ,

**શ્રીમંતનો હેતુ કોને માટે આ કાયદો કરવાનો છે?**—શ્રીમંત મહારાજાસાહેબે પ્રકટ કરેલા ખરડાના ઉદ્દેશના પાયારૂપ કેફિયતમાં જેવી રીતિ માત્ર છે, તેવી જ રીતે તેના ઉપર રચવા ધારેલી ઇમારત પણ માયામાત્ર અને માલ વિનાની છે. શ્રીમંત મહારાજાસાહેબને અમે નમ્રતાપૂર્વક એ પૂછીએ છીએ કે:-" આપ શ્રીમંત કોને ઉત્તેજન આપવા માગો છો ?, અને કોને સ્થાપિત કરવામાં મદદ કરવા આ ખરડો કરવા તસ્દી લ્યો છો ?" સુસંસ્કૃત વિચારવાળા પણ રીતરિવાજના અંકુશમાંથી જેઓ મુક્ત થઇ શકતા નથી તેમને માટે ? ઠીક ! એવા સુસંસ્કૃત વિચારવાળા માણસોને શ્રીમંત સરકાર જો સુસંસ્કૃત એવું વિશેષણ લગાડવા માગતા હોય, તો " સુસંસ્કૃત " એ શબ્દનો બીજો એથી વધારે ખોટો ઉપયોગ થવો સંભવતો નથી, અને તે શ્રીમંત મહારાજાને જ મુખે થયો છે તેથી એ શબ્દનાં દુર્ભાગ્યનો કાંઇ પાર રહ્યો નથી. "સુસંસ્કૃત" માણસ ત્યાં લગી થયેલો ગણાય નહિ, કે જ્યાં લગી તે પોતાને અયોગ્ય લાગતા રીતરિવાજમાંથી મુક્ત થઈ પોતાના જેવાજ ઇતર વર્ગમાં ભળવા જેટલી હિંમત ન ધરાવે. જો આજ ઇમારત પર્વોક્ત રેતીના પાયા ઉપર ચણવી હોય, તો હડહડતા નાલાયક માણસોનેજ મદદ કરવાનો અને ઉત્તેજન આપવાનોજ ઉદ્દેશ શ્રીમંત સરકારનો ગણાશે, અને તે ઉપરાંત ન્યાતો અને તેના રીતરિવાજોથી સંતુષ્ટ અને સુખી એવા શાન્ત મનુષ્યો સામે એવા નાલાયક માણસોને મદદ અને ઉત્તેજન આપવાથી ખરડો જુલમ અને અન્યાય કરનારો નીવડશે, એ વાત પ્રથમ દર્શને છે.

**વ્યકિતસ્વાતંત્ર્યપરત્વે ન્યાતોના બંધારણ ઉપર હુમલો**—વળી નાલાયક એવા થોડા માણસોની અનુકૂળતા માટે બહુ માણસોના અંતઃકરણને દુખાવનાર આ ખરડો શ્રીમંત મહારાજા જેવા રાજાએ કરવો યોગ્ય નથી. શ્રીમંત મહારાજે કૃપા કરી સુસંસ્કૃત અને કુસંસ્કૃતની કડાકૂટમાં ઉતરવાનું કોરાણે મૂકી, એક પ્રાકૃત રીત્યે જ વિચાર કરવો યોગ્ય છે. તેઓ શ્રીમંત કોણ જાણે શાએ કારણથી પોતે એક તટસ્થ મહારાજા છતાં સુધારકમન્યો અને આર્યમન્યોના જ પક્ષના પ્રવાહમાં ખેંચાઇ એ વાત ભૂલી જાય છે કે, ન્યાતો પણ વ્યક્તિસ્વાતંત્ર્યના વિશ્વવ્યાપક અડગ ધોરણ ઉપર જ બંધાયલી છે, અને જે વ્યક્તિ અથવા વ્યક્તિઓ પોતે પોતાના આચારવિચારોની વિલક્ષણતાને લીધે સમાનશીલ વ્યસનવાળા કોઇ ટોળાની સાથે ઐકમત્ય ન ધરાવી શકે, તેઓને જેમ જુદા પડી પોતાની નવી ટોળી બાંધવાની સ્વતંત્રતા છે, તેમજ પૂર્વે એકવાર બંધાયલી ટોળીને પણ પોતાના સમાન આચારવિચારવાળું ટોળું જાળવી રાખવાનો હક્ક અને સ્વતંત્રતા રાજ્ય અને પ્રજાના સાર્વત્રિક બંધારણ પ્રમાણે છે. ન્યાતોના આવા સ્વાતંત્ર્ય અને હક્ક ઉપર હુમલો કરનારો આ ખરડો છે, એમ કોણ ના કહી શકે તેમ છે ? મહારાજાશ્રી જેઓને સુસંસ્કૃત કહે છે, પણ જેઓને અમે નાલાયક કહીએ છીએ, તેવાઓની ટોળી ઉપર તેઓશ્રીને જો બહુ દયા આવતી હોય તો વ્યક્તિ તરીકે તેઓ નામદાર એ ટોળીના પ્રમુખ, પટેલ કે ગોરીઆ બનીને તેમને સ્વાર્થ કરે અથવા મોટામોટાં નજરાણાં અને અમીરઉમરાવનાં કરણો-

માંથી કન્યાઓ અથવા વરો અપાવીને તેઓને સાતમે આસ્માને પહોંચાડે; પણ એક આચારવિચારના પાયા ઉપર એકત્ર થયેલી વ્યક્તિઓની જ્ઞાતિ ઉપર કાયદાનું દબાણ કરવું, અને તેના આચારવિચારની સમાનતાને બંડખોરવૃત્તિથી મોડનારાઓને, પણ તેને માથે પરાણે ઠોકવા, એ રાજાની રાજનીતિ નથી, પણ છેવટે પ્રજાની છાક ખવડાવનાર પરિણામ આણનાર અવિચારી છોકરી છે.

વિશેષમાં જે વ્યક્તિસ્વાતંત્ર્યના ઇશ્વરીહક્ક ઉપર વ્યક્તિયોની નાતો બંધાય છે, તે ઇશ્વરીહક્કનો ઉપયોગ આ આપણા ભારતવર્ષમાં નાતોના બંધારણમાં થાય છે, તેમ ધર્મરક્ષા અને પ્રજાતવની રક્ષા માટે પણ તે કરવામાં આવેલો હોય છે, તેથી નાતોનીમર્યાદામાં રહેલી નાતોના રીતરિવાજની સ્વતંત્રતા તે પવિત્રમાં પવિત્ર છે; ને તે ઉપર હુમલો કરવો એ મોટામાં મોટો ઉશ્કેરનાર જુલમ ગણાવા સંભવ છે, એમાં કાંઇ નવું કહેવાનું નથી.

(૩)

"ગુજરાતી" તા ૧૫-૪-૧૭, પુસ્તક ૩૮ અંક ૧૫માના પૃષ્ઠ ૪૨૫-૪૨૬ને ૪૨૭ ઉપરથી.

રાજ્યનીતિનાં સાર્વત્રિક માન્ય ધોરણોનો ભંગ—(૨) સામાન્ય અને સાર્વત્રિક રાજનીતિનાં ધોરણ અને મૂળ તત્વોની અવજ્ઞા કરનાર આ કાયદાનો ખરડો છે.

જો કે આ ખરડો બ્રિટીશ રાજ્યની ધારાસભાઓમાં આણવામાં આવતાં બિલોના જેવોજ વેશ પહેરીને બહાર આવ્યો છે, તો પણ "નામદાર બ્રિટીશ સરકાર જેવી વિદેશી સરકાર" કહીને શ્રીમંતને ખોટી રીતે ફુલાવવાના હેતુથી જે બ્રિટિશગવર્નમેન્ટને શ્રીમંતના જેવાજ વિચારવાળા અને શ્રીમંતની હુંફે ફાવી જવાની ઇચ્છા વાળા, સુધારકંમન્ય અને આર્યમ્મન્ય છાપાવાળાઓ અને લેખકો કૃતઘ્નતા કરી અન્યાય આપે છે, તેજ મહાન બ્રિટીશ-સરકારના પોતાનાજ સ્વાર્થથી અથવા અજ્ઞાનથી કરવામાં આવેલા અત્યંત દોષપાત્ર ખરડાઓ કરતાં પણ આ અધિકાર બુદ્ધિવિપર્યથી ભરેલો છે, એમ એ ખરડાને સામાન્ય રાજનીતિ અને સાર્વત્રિક રાજનીતિનાં ધોરણ અને મૂળ તત્વોની કસોટી ઉપર ચઢાવતાં એક સાધારણ અનુભવવાળા વિદ્યાર્થીને પણ સમજાય તેમ છે.

રાજાને ફક્ત પ્રજાજનો એક બીજાના જાનમાલ ઉપર પ્રત્યક્ષ હુમલો ન કરે, એટલીજ બાબત ધ્યાનમાં રાખી કાયદા કરવાના છે. પ્રજાજનો પોતે પોતાના માલને ખાનગી રસ્તે હાનિ કરે, તો તે સંબંધી નિયમન કરવાનો વિષય રાજનીતિની મર્યાદાનો નથી, પણ ત્યાંથી તો ધર્મનીતિની મર્યાદાની રેખાનો પ્રારંભ થાય છે. અને તે મર્યાદાની રેખામાં પડતા વિવિધ વિષયો એટલા તો વિલક્ષણ અને સંખ્યાબંધ વિવિધતાવાળા સૂક્ષ્મ છે, કે તેના ઉપર નિયમન કરનારા આ દુનિયામાં ચાલતા અનેકાનેક ધર્મો, સંપ્રદાયો અને પેટા સંપ્રદાયો તથા તેમાં પણ પેટા મતભેદો હોય છે; આ મર્યાદારેખામાં પડતી બાબતોનો જે અધિક સૂક્ષ્મ ભાગ નથી, તેના ઉપર પણ રાજસત્તાનો અને રાજનીતિનો અધિકાર નથી, પણ તે ભાગ લોકોના ગૃહ્ય અથવા સાંસારિક મંડળોએ અને પેટા મંડળોએ બાંધેલાં આચારનાં ધોરણોની મર્યાદારેખામાં નિયમન માટે રાખેલો છે. તેથીજ શ્રીમનુભગવાન જેવા આદિ કાયદો પ્રકટ કરનાર આદ્ય મહારાજાએ લોકાચાર, કુલાચાર અને સામુદાયિક આચારો અને રૂઢિઓને માન આપવાનું ફરમાન કર્યું છે. રઘાદિક વંશપરંપરા ધારા રાજાઓને આ ફરં

માન છે એટલુંજ નહિ, પણ બળાત્કારે મુલક જીતીને રાજ્ય પ્રાપ્ત કરનાર રાજાઓને પણ જીતેલી પ્રજાઓના લોકાચાર, કુલાચાર અને રૂઢિ વગેરેને માન આપવાને ફરમાવ્યું છે. હવે અમે માખણિયા લેખક રતનો (રટણો) જેઓ હિંદુસ્તાન જેવા સ્થળમાં વિના સમજ્યે રતન માકડીની પેઠે શ્રીમંતનો મિથ્યા પક્ષ લઇ અમને વિના સમજે પ્રશ્નોજ પૂછ્યાં કરે છે, તેઓને પૂછિયે છીએ કે પ્રસ્તુત ખરડો કરનાર તરીકે શ્રીમંતને પ્રજાના વંશાધિકારી રાજાના વર્ગમા મૂકવા માગે છે, કે વિજયી શત્રુ રાજાના વર્ગમાં તે મૂકવા માગે છે? ગમે તે વર્ગમાં શ્રીમંતને મૂકો. તો પણ તેઓ શ્રીમંતશ્રી આદિ મહારાજા મનુભગવાનના રાજનીતિના સાર્વત્રિક સિદ્ધાંતથી નાતરૂઢિ સંબંધે સખણા રહેવા બંધાયલા છે. કેમકે શ્રીમનુભગવાનનું ધોરણ અનાર્ય રાજાઓમાં પણ જેઓ સુરાજ્યકર્તા થઇ ગયા છે, તેઓએ પણ રાજનીતિ તરીકે સ્વીકાર્યું છે, તે આખા ભૂમંડલમાં માન્ય ગણાયું છે અને ગણાય છે. કેટલીક અપવાદરૂપ રાજવ્યક્તિયોએ જુલમ કરવાના હેતપૂર્વક એ સાર્વત્રિક માન્ય ધોરણનો અનાદર કર્યાના, તેમજ તેમનાં નામ અને વંશના સમૂળ અપયશ ભરેલી રીતે નાશ પામ્યાના દાખલા ઇતિહાસમાં મળી આવે છે; પણ તેમાના એક ગણાવાનું શ્રીમંત જેવા કેળવાયલા અને હિંદુ–કુલમાં જન્મેલા નરેશ પસંદ કરશે નહિજ.

**ખાનગી નીતિરીતિનો ધર્મનીતિ સાથે સંબંધ**—આ તો લોકાચાર અને રૂઢિ રીવાજ માટે ચર્ચા થઇ, પણ તેથી પણ બારીક ખાનગી નીતિરીતિના નિયમો અને વિચારો તો કેવળ ધર્મનીતિની મર્યાદારેખામાં જાય છે, તેને માટે તો નાત અથવા લોકદંડને પણ ચેસ્સુંથ કરવાનાં સાધન અને સત્તા નથી રહેતી; અને તેને માટે ધર્મશાસ્ત્ર આ લોકમાંજ અને આખરે તેમ નહિ તો પરલોકમાં પાપનાં ફળ મળશે—એવો ખરેખરો પણ અપ્રત્યક્ષ દંડ બતાવે છે, તે ભયને નહિ માનનાર વ્યક્તિઓ અથવા મંડળોની વચમાં પડવાનું રાજાને કે નાતને સોંપવામાં આવ્યું નથી, એટલે "પોતપોતાના પાપપુણ્ય પોતપોતાને ભોગવવાના છે," એ સૂત્રઉપર નિર્ભર રાખવામાં આવ્યું છે. આ સાર્વત્રિક રાજનીતિના અને લોકનીતિના તત્વને શ્રીમંત પોતાની આસપાસના વાતાવરણ અને સંસ્કારોથી વ્યામોહ પામી ભૂલી ગયેલા છે, એમ એઓ શ્રીમંતના આ ખરડારૂપ જાહેર કૃત્ય ઉપરથી અમારે દિલગીરીની સાથે કહી તેઓશ્રીને સાવધાન થવા અમારે વિનંતી કરવી પડે છે. કેમકે આ ખરડામાં શ્રીમંતે એકલા નાતના પંચસમસ્તનો ગેરવ્યાજબી રીતે વેશ કાઢ્યો છે એટલુંજ નહિ, પણ ધર્માચાર્ય અને કુળગોરનો વેશ પણ વિના અધિકારે કાઢ્યો છે એમ તેમા આપેલાં ગુન્હાઓ અને ફરિયાદોનાં કારણોના દષ્ટાન્તો ઉપરથી ખુલ્લેખુલ્લુ છે–એ પણ ચર્ચા ચાલતાં આગળ કોઇ સ્થળે પ્રસંગ આવશે તો બતાવી આપીશુ.

**કહેવાતા "સુસંસ્કૃત વિચારો" કુસંસ્કૃત છે–૩.** જો કે આ ખરડાના ઉદ્દેશ સંબંધી કલમમાં "સુસંસ્કૃત વિચારોને ઉત્તેજન આપી સ્થાપિત કરવામાં મદદ કરવી ઇષ્ટ જણાયાથી," વગેરે રમ્યતાના શબ્દો આડંબર કરી યોજવામા આવેલા છે, તોપણ એ ખરડો સડેલા વિકૃત વિચારોનેજ ઉત્તેજન આપનારો છે, અને વળી એ ખરડો કુસંપ સ્વચ્છંદતા નિરંકુશતા અને પ્રજાતત્વની હાનિ દ્વારા સમગ્ર હિન્દુ પ્રજાના નાશનું બીજ રોપનારો છે.

પ્રથમ તો "સુસંસ્કૃત વિચારો" કોને કહેવા, એ વાતમાજ કાંઇ ઓછો મતભેદ નથી. પરંતુ જેને સુસંસ્કૃત વિચારો કહી શકાય એવી બાબતમાં તો આખી નાતોને નાતો

સુધારો કરતોજ જાય છે, અને તે સુધારો સત્પાત્રમાં વિદ્યાવૃદ્ધિથી જ થયો છે અને થતો જાય છે. સત્પાત્ર મનુષ્યોને જ્યારે વિદ્યાની પ્રાપ્તિ થાય છે, ત્યારે તેઓ પોતાનું પોત ગુમાવ્યા વિના અનેક નિમિત્તોથી ઉપજેલી અજ્ઞાનતાના મળને દૂર મૂકે છે, અને સચ્ચારિત્ર્ય અને સદાચાર ઉપર આવે છે. પણ કુપાત્રોને વિદ્યાની પ્રાપ્તિ થતાં તેઓમાં કુતર્કિણી રતનમાંકડી કુદાકુદ કરે છે, અને મર્કટવત્ અનુકરણમાંજ સર્વસ્વ માની કુપાત્રો સઉથી પહેલું તો પોતાનું પોત ગુમાવવાનેજ ઉભા થાય છે. તેઓ પોતાના સમુદાય સાથે રહી શકતા નથી, અને સમુદાયને દોષ દેઇ તેઓને સભ્યંમન્યના ડોળ સાથે ગાળો ભાંડે છે, અને શ્રીમંતના જેવાની સોડ મળતાં તેઓ જનસમાજ ઉપર બળાત્કાર કરતાં કરાવતાં પણ ડરતા નથી. આવી રતનમાંકડીઓ જેવી વ્યક્તિઓ હિંદુજાતિયોના શૌચાદિ સદાચાર અને સંતોષ તથા સ્વાર્થત્યાગ વગેરે છે, તેઓથી દુર ખસી પોતાનો એક જુદો જથ્થો બાંધવાને બદલે નાતોને નડવા તેઓ મર્કટચેષ્ટા કરે છે; આવી ચેષ્ટાઓને કેટલાક વ્યામોહ પામેલા વિદ્વાનો કે સત્તાવાનો “ સુસંસ્કૃત વિચારો ” માની લે છે. આવી ચેષ્ટાઓને કેવળ અનિષ્ટ,પેજ માનનારા-મનાવનારા વિદ્વાનો અને સત્તાવાનો પણ લાખ ભારતવર્ષમાં વિદ્યમાન છે. એટલે જેને શ્રીમંત સયાજીરાવ અને તેમના સુધારાને ઘોડે ચડેલા દરબારીઓ “ સુસંસ્કૃત વિચારો કહેવા માગે છે, તેને તેમના જેવાજ વિદ્વાનો અને સત્તાવાનો બલ્કે તેમનાથી પણ વધારે સારા જનસમાજના અભ્યાસી વિદ્વાનો “કુસંસ્કૃત એંદવાડ” કહેવાને પણ તૈયાર છે; અને તેની સાથે જનસમાજનો ઘણો મોટો ભાગ પણ જ્ઞાતિરિવાજને ખરો ચાલો માની તેને અનુસાર વર્તવામાં શિષ્ટાચાર માને છે; અને શ્રીમંત જેને “ સુસંસ્કૃત વિચાર” કહે છે, તેને તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે. એટલે શ્રીમંત અને તેમની આસપાસનું મંડલ એમણે આરંભેલા ખરડામાં પોતાના વિચારોને “ સુસંસ્કૃત ” કે આહું તો “દિવ્ય” કહે છે, તેથી વસ્તુગતિમાં કાંઇ ફેરફાર થતો નથી. ખરી રીતે અમે પ્રજાવર્ગની સાથે રહી એમજ કહીએ છીએ કેઃ—“ સુસંસ્કૃત વિચારો ” એ શબ્દો વડે શ્રીમંતનું જે વિવક્ષિત છે, તે “કુસંસ્કાર અને કુવિચારો ” છે, એમ સામાન્ય નીતિના અને જનસ્વભાવના નિયમ પ્રમાણે અમે સાબીત કરવા તૈયાર છીએઃ—

**ખરડાનાં દૃષ્ટાંતોનાં તત્ત્વોનું પૃથક્કરણ**—અને અત્યારે અમે શ્રીમંતના ખરડામાં આપેલાં દૃષ્ટાન્તોનાં તત્ત્વોનું પૃથક્કરણ કરીને પ્રસ્તુત પ્રશ્નને ઉઘાડા આકારમાં ચર્ચવા માગીએ છીએઃ—

(૧) શ્રીમંત સરકારની પ્રમદાવત્સલ રાજનીતિની બાબત એક કોરાણે મૂકતાં લોકનીતિની દૃષ્ટિથી જોઇએ, તો ફળિયામાં કે માર્ગમાં મરનારની પાછળ રોનાકકળતી યુવાન કે વૃદ્ધ સ્ત્રીવર્ગના દેખાવથી જોનારના હૃદયને કરુણરસનો પ્રાદુર્ભાવ થાય છે. પણ મૂળેજ મોહકતત્વથી પૂર્ણ એવા સ્ત્રીશરીરને ફેન્સી ડ્રેસોમાં ટસટસાવી પુરુષોની સાથે હાલતીમહાલતી અને હાથ મેળવતી તથા ચેટાળી કરતી સુધારક સ્ત્રીઓના દેખાવ અને તેની પ્રવૃત્તિનાં પરિણામ કેવાં આવ્યાં છે? એ જોઇને લોકનીતિ અને તેમાં પણ અમારી હિંદુલોકનીતિ તો શું સમગ્ર વિશ્વની લોકનીતિનાં સાચાં તત્ત્વ વિરુદ્ધ કયી બાબત ગણાય,તેનો વિચાર કરનારને એ સ્પષ્ટ સમજાશે, કે જો શ્રીમંતે કાયદો કરવો હોય તો કેમનિકા ફુટડીઓ માટે કરવો જોઇતો હતો.

(૨) સ્ત્રીઓના કેશવપન વિષે તો ઉપરની દલીલ જ લાગુ પડે છે. પણ પુરૂષોએ પણ સતદ ઉતારતાં ક્ષૌર કરાવવામાં તો રોગના જંતુ વગેરેના નિવારણના કારણસર તથા શોકના એક ચિન્હ તરીકે કાંઇ અહિતકર નથી. તેમજ મુછો તો વિલાયતી ટોપી પહેની ફરનાર ઘણા માણસો મુડાવે છે, તેથી કાંઇ વિરૂદ્ધતાનો સવાલ ઉઠાવવાનું કારણ નથી. અને એક ધારાનિયમની ખાતર તેમજ અર્થાત-નિર્જરિતો ધાર્મિક પ્રબંધ તોડવા માટે નાતદંડ કરે, તો તેમાં વચમાં પડવાનો ખરડો કરવા બેઠા છે, તેના કરતા શ્રીમંત જો હોટેલોમાં ખાનારા અને પીઠામાં પીનારાઓનો દંડ કરવાનો કાયદો કરત, તો તેથી કાંઇક પણ પ્રજાના આરોગ્યને મદદ થાત. પણ હોટેલકીપરોને તેમજ પીઠાંવાળાઓને તો સુધારાના આચાર્ય તરીકે સુધારકોએ મનાવેલા છે, એટલે શ્રીમંતને તે તો ગમેયું નહિ, અને આવો ખરડો કરવાનું સુઝ્યું એમ બંને પક્ષનું તારતમ્ય વિચારતાં જણાય છે!

(૩) ગોળ બહાર અને પેટા નાતબહાર લગ્ન કરવા વિષે તો નાત પોતાની મર્યાદા જાળવવા જે વ્યાજબી લાગે તેવો બંધ બાંધે, તેમાં ઘણી વ્યક્તિયોની સમજ પ્રમાણે તેમનું એક કે બીજી રીતે હિત-સ્વાર્થ રહેલ છે; અને બહુ મતે જે થાય તે વ્યાજબીજ ગણાય. તેની સામે કાયદો બાંધવા કરતાં વિલાયત જઇને જે આખા કુટુંબને અને નાતને હલામણ પહોંચાડનારા અને ખાનપાનમાં નિરંકુશ છે, તેઓને અંકુશિત સમાજમાંથી બાતલ કરવાનો કાયદો કર્યો હોત તો કાંઇક કાયદા કરવાની સત્તાનું સાર્થક્ય થાત. તેમજ શ્રીમંતે જેમ પાટણમાં એક વાર એક કલબ ખુલ્લી મુકતાં કહ્યુ હતું, તેમ કલબને નામે મોડે વગી બહાર ભટકનારા અને ઘરનાં બૈરાંને છતે ધણીએ રંડાપો પળાવનારાને પકડીને નશીયતે પોંચાડનારો કોઇ કાયદો કર્યો હોત, તો પણ કાંઇક સુધારાને થયેલો રોગ અટકત.

(૪) નાતવરામાં જમી જાય અને પછી ન જમાડે, તેને દેવાળીયા જેવો ગણી નોતરું બંધ કરે, તો તેમાં ખોટું શું? અલબત એ ઉદાર તો નથીજ, પણ તેમા કાંઇ અન્યાય નથી. અને જે નાતમાં જમવા પોતાના કોઇ માણસને મોકલે નહિ, તેને નોતરૂં બંધ થાય તો શોક પણ શા માટે થવો જોઇએ? આવી બાબતમાં શ્રીમંત મહારાજા કાયદો લઇને મદદ કરવા દોડયા તેના કરતાં સુધારક હોવાનાં જેઓ અજીવીતરાં કરે, અને જ્યારે પોતાનો છોકરો કે છોકરી મરજી પ્રમાણે વર્તે ત્યારે કકળીને કાળજે કાણાં પાડે, એવા સુધારકોને 'રિકટ' કરી ઉઘાડા પાડવાનો અને દંડવાનો કોઇ કાયદો કર્યો હોત, તો સુધારાનું સુડદાલ ટટ્ટુ જોરથી આગળ પણ ચાલત.

(૫) પરદેશગમન કરનારાઓને ખાનપાનમાં અને આચારવિચારમાં વહી જતા જોઇ નાત કાંઇ પણ પ્રતિબંધ કરે, તો નાતિ તેમ કરવા સ્વતંત્ર છે, અને પોતાને ના ફાવે તો સામાવાળા નાતને તજી સ્વતંત્ર થવાને પણ છુટા છે. એ સરખા ન્યાયમાં ખલેલ કરનારો ખરડો કરવા કરતાં શ્રીમંત મહારાજે ફીજી બેટ અને આફ્રિકામાં જનારાને થતી હાડમારી સામે તેમની સેના અને તોપો લઇને કાંઇ અટકાવ કરવા સાં જઇ પહોંચ્યા હોત, તો અમે જાણત પણ ખરા કે પરદેશગમનનો માર્ગ ખુલ્લો કરવામાં મદદ થઇ. પણ શ્રીમંતનો ખરડો હાલ છે તેથી તો માન લેવા જતાં માન ગુમાવનાર, અને ધન લેવા જતાં નિર્ધન થઇ આવનારને જ મદદ કરે તેવો અને પરિણામે પાયમાલી કરે તેવો છે.

(૬) અમુક ઉમરની છોકરી થઇ ગઇ તેને ન પરણાવવા માટે નાત કાંઇ સજા કરતી હોય, તો તે નાતની અંદરની જરૂરીઆતની નીતિ પ્રમાણે હશે તેમાં પણ તેના માતા-પિતાને શી અડચણ છે તેનો વિચાર પણ નાત કરતી હશે. એમ તો અમે માનીએ છીએ-છતાં કોઇ વાર તેથી કોઇને કનડગત થઇ હોય, તો તેથી તે નાતનો નિયમ તોડી નાંખવા નાત શિવાય બીજાને સત્તા નથી. તે માણસને ન પાલવે તો ભલે બીજી નાતમાં ભળે અ-થવા પોતાની એક જુદી મંડળી બાંધે, પણ નાતે પોતાની હાજતો વગેરેના વિચાર કરીને જે નિયમો બાંધેલા હોય છે, તેમાં ડખલ કરવાનો હકક રાજાને નથી; નાતને શી અડચણો છે તે નાત જ જાણે છે. અમે નમ્રતાપૂર્વક ક્ષમા માગીને શ્રીમંત સરકારને જ પૂછીશું કે, બાલક શ્રીમતી યુવરાજકુમારીના વિવાહ જોડી રાખવાની અત્યારથી શી જરૂર ? બાળ-લગ્ન અટકાવવા અને પ્રીતિલગ્નને ઉત્તેજન આપવાના સુધારકમંન્યોના સિદ્ધાન્તની આંખમાં આપ નામદારે ધુળ નથી નાંખી, એમ કોણ પ્રથમ દર્શને કહી શકશે ? વળી ગોલાઓનાં ૮૦૦ ઢીંગલાઢીંગલી પરણાવવાની રજા આપી ચોરી દીઠ રાા રૂપીઆ ઉઘરાવી લીધા, અને બાલલગ્નનો પ્રતિબંધ કરનારા કાયદા ઉપર હડતાલ માનનારા પગલાને ટેકો મળવા દીધો, એ શું સમજવું ? આના કરતાં જે મોટી કન્યાઓ થઇ પરણ્યા વિના જ સગર્ભા થાય અથવા તો અયોગ્ય વર સાથે નાશી જાય તેને, તેમજ જે સુધરેલી કે પુનર્લગ્નવાળી સધવાઓના ભવાડા થતા હોય, તેમને શિક્ષા કરવાનો એક કાયદો શ્રીમંતે કર્યો હોત; તો લોકનીતિ અધિક સારી રીતે જાળવી શકાત. બાકી આવો ખરડો ઘડાવાને, થોડાક ઉચ્છૃંખળોની ખાતર પોતાના, રાજ્યના અને ઇશ્વરના કાયદા પ્રમાણે ચાલનાર, પ્રજાને પજવણી કરાવનાર પ્રપંચીઓના હાથમાં શ્રીમંત સરકાર જાણતાં કે અજાણતાં એક હથીઆરરૂપ થઇ પડયા છે, એમ માનવાને પ્રજા દોરાય એવો સંભવ છે.

## (૪)

### "ગુજરાતી" તા. ૨૨-૪-૧૭ પુ. ૩૮-અંક ૧૬માના પૃષ્ઠ ૪૫૫-૪૫૬ ઉપરથી.

**ખરડામાં અન્યાય અને પક્ષપાત—૪.** એ ખરડો ઉઘાડે છોગે અન્યાયથી અને પક્ષપાતથી ભરેલો છે. જનસમાજની હરકોઇ સ્થિતિમાં જોશો, તો એક વાત તો ખુલ્લે-ખુલ્લી અને તે પણ વ્યવહારસિદ્ધ છે, કે મનુષ્યોના હરકોઇ કારણસર સંકેતથી બંધાયલા ટોળામાં બહુમતે જે વર્તાવ કરવો યોગ્ય ઠરે તેનો વર્તાવ કરવામાં આવે, અને જે થોડી વ્યક્તિયોને અથવા તો ગત ગણતાં મુકાબલે નાનો સમુદાય હોય તેમને ન પાલવતું હોય, તો તેમણે પોતાનો એક જથ્થો બાંધી જૂદા પડવું, અથવા તો બહુમતે ચાલતા ઠરાવ કે રિવાજમાં શાંત રીતે ભળી જવું, ન્યાયનો આજ સાચો સિદ્ધાંત છે. આજકાલ બંધાતી કલબો સંબંધી પણ બ્રિટિશરાજ્યમાં ચાલતું કાયદાનું અને ન્યાયનું ધોરણ એજ સિદ્ધાંતને અનુસરે છે. નામદાર બ્રિટિશહાઇકોર્ટમાં ફેંસલા પણ એજ સિદ્ધાંતે થયેલા છે, અને અમ-લમાં આવેલા છે; આજ કાલની કલબો અને તેના નિયમો કરતાં અનાદિ જેવી જ્ઞાતિઓ અને તેના રૂઢિરિવાજો કેટલા મોભાદાર અને નિર્દોષ છે, તેનો વિચાર હરેક હિન્દુસ્તાનને તો સ્પષ્ટ જ છે. સનાતનીઓ કરતાં સુધારકમંન્યોને અને અધિવર્ગોને ભાગ્યે શ્રીમંતની કૃપા ઘણી વધારે ભાગે આવે છે. એ અમો એમના રાજ્યકારભારમાં સ્પષ્ટ જોઇએ છીએ.

તો પણ અમો કદી પણ એવા પક્ષપાત માટે ટીકા કરતા નથી. તો પણ શ્રીમને તેમના મત પ્રમાણે અને તેમની પોતીકી વ્યક્તિગત સમજ પ્રમાણે એ વિકૃતવર્ગને ઉત્તેજનજ આપેલું છે, પણ આ પ્રમાણે ચોથા ભાગને માટે પોણા ભાગના ઉપર બળાત્કાર ગુજારવા કાયદો કરવો, એ કાયદો નહિ પણ ગેરકાયદાનો બાપ છે, અને પ્રજાહિત નહિ પણ નાદિરશાહી છે. શ્રીમંતે બ્રિટિશસરકારમાં લખાણ કરી ગાયકવાડીગજ્યને બદલે "બરોડાસ્ટેટ" લખવાનું "ગાયકવાડી" શબ્દથી સુગાઇને કરાવ્યું છે, પણ આ ખરડો રચીને ખરેખરી "ગાયકવાડી"-અણેલીગણેલી "ગાયકવાડી"નું કેમ પ્રદર્શન કરાવ્યું એ કોઇ પણ રીતે સમજાતું નથી. કોઇ કાયદાનાં મૂળતત્વ જાણનાર વકીલનો ગુમાસ્તો પણ જે ભૂલ કરે નહિ, તેવી ભૂલ આવા કેળવાયલા રાજા અને કેળવાયલા મંત્રીમંડળથી થાય, એ કોઇ માને નહિ.

**રાજાના અધિકાર બહારનું પગલું—(૫)** એ ખરડો કરવાને આ કેળવાયલા સમયમાં તેમ જ પ્રાચીન સમયમાં પણ કોઇ રાજાને કરવાનો અધિકાર કોઇ પણ રીતિએ નથી એવો છે. અમે આગળ દર્શાવી ગયા છીએ તે પ્રમાણે જાનમાલના રક્ષણ સિવાય ધર્મ અને સામાજિક નાતની બાબતોમાં કોઇ નીતિજ્ઞ રાજા આગળ આવી હસ્તક્ષેપ કરતા નહિ અને હાલ પણ કરતા નથી. તેમાં હિંદુપ્રજા એ કોઇ ઉછરતી પ્રજા નથી, તે ધર્મ અને સાચા સુધારાનો જગદ્ગુરૂ છે; તેની સામાજિક વ્યવસ્થામાં હાથ નાખવાનો કોઇ રાજાને અધિકાર નથી, એ સાર્વત્રિક રાજનીતિના જ ધોરણથી અસ્ફુટ છે. તે છતાં પણ જ્યારે આ કાયદાનો ખરડો બહાર પડેલો જોઇએ છીએ, ત્યારે તે એવો ભાસ આપે એવો સંભવ છે, કે જાણે વડોદરાના રાજતંત્રમાં કોઇ રાજા જ કુલ મુખત્યાર ન હોય, અને બધા સુધારકમંત્રીઓનું જ ચલણ ચાલતું હોય, અને એ સુધારકમંત્રીઓએ પોતાના ચલણદંડના જ બળ ઉપર પ્રતિપક્ષી મતની સર્વ પ્રજાને જુલમથી જેરવા માંડી હોય. આવી સ્થિતિમાં પ્રજાસમુદાય અધીરો પડી જાય, તો તેમાં પ્રજાનો નહિ પણ પોતાની વ્યક્તિના વહેવારમાં રાજ્યધર્મ વિસારે નાંખનાર શ્રીમંતનો જ દોષ ગણાશે, એવો અમને પાકો ભય છે. શ્રીમંતની આ પ્રવૃત્તિ આખી પ્રજાની સમષ્ટિની વૃત્તિને અચાનક છાપો મારી છિન્નભિન્ન કરી નાંખનારી છે, તેથી તેઓશ્રીને સાવધ કરવા, અમે વફાદારી બજાવીએ છીએ.

**સામાજિક વ્યવસ્થા અને ધાર્મિક લાગણીની દુભવણ (૬)** તે, સમગ્ર હિંદુજનસમાજની વ્યવસ્થા અને ધાર્મિક લાગણીઓને પગ તળે કચડવાની રાક્ષસી પ્રકૃતિથી ભરેલો છે. શ્રીમંત સરકારગાયકવાડ એમ સમજતા હશે, કે તેઓ પોતાની રૈયત ઉપર આવો કાયદો કરવા હકદાર છે. તેવા હકદાર તો તેઓ નથી જ, એમ ધર્મનીતિ, રાજનીતિ, અને લોકનીતિનાં ધોરણો ઉપરથી અત્યંત ખુલ્લું છે. પરંતુ શ્રીમંતને માખણ મિશ્રી ધરાવનાર માખણદાસો મનાવવા માગે છે તેમ તેઓશ્રીને તેવા હક હોય, તો પણ જ્યાં લગી તેમની પ્રજા આખી હિંદુપ્રજાના એક અંગ તરીકેજ છે, ત્યાં લગી તે અંગ ઉપર આવું આક્રમણ કરવું, એ આખી હિંદુકોમનુ અપમાન કરવા બરોબર છે. શ્રીમંત પોતે રાજા થયા એટલે હિંદુજનસમાજથી પોતાને સ્વતંત્ર માને પણ ભારતવાસી અન્ય હિંદુપ્રજાથી પોતાની પ્રજાને સ્વતંત્ર માની તેના ઉપર આવું આક્રમણ કરે તેવો તેમને કાંઇ હક નથી. દક્ષિણ આફ્રિકા અને રંગુનમાં ગયેલા હિંદીઓ માટે જેમ અહીંના હિંદીઓ લડત ચલાવે છે, તેજ પ્રમાણે ગાયકવાડીરાજ્યમાં વસેલા પોતાના હિન્દુ ભાઇઓના ધર્મ

ઉપર નામદારે ઉગામેલા આ કાયદારૂપી હથિયાર સામે સમગ્ર ભારતવર્ષના હિંદીઓ લડત ચલાવવા ન્યાય, કાયદા, સમ્રાટ અને પરમેશ્વરની ઓથ પકડશેજ એમાં શ્રીમંતે શંકા કરવા જેવું નથી. તેથી, જેઓ "હાજી" ભણી રાજી કરી, કાછ થવાની લાલસાવાળા હોય તેઓથી શ્રીમંતે સાવધ રહી, હિંદુઓનાં અંતઃકરણમાં જે સન્માનનીય પદ તેઓ ધરાવે છે તે પદ સાચવવું જોઇએ, એજ અમારી તેઓશ્રીને નમ્ર સૂચના છે. કેમકે—

**પ્રજાના સંસાર અને ધર્મવૃત્તિની આડે નહીં આવવાના વચનનો ભંગ.** (૭) તે, નેક નામદાર બ્રિટિશ સામ્રાજ્યની પ્રજાના સંસાર અને ધર્મની લાગણીઓની આડે નહિ આવવાની વિશ્વવિદિત રાજનીતિના પવિત્ર અને નિષ્પક્ષપાત ધોરણે અને ઢંઢેરાની વિરૂદ્ધ છે.

રાજદંડ, લોકદંડ અને ધર્મદંડની મર્યાદારેખા દર્યો આગળથી જુદી પડે છે, તેને જનસ્વભાવના અને ન્યાયબુદ્ધિના વિચારરૂપ તેજસ્વી ચક્ષુથી જોનાર બ્રિટીશ સામ્રાજ્ય વિલાયતમાં તેમજ પોતાની સત્તા નીચેના ઇતર દેશોમાં વસતી પ્રજાની રૂચિ (taste) ને અને અંતઃસ્વાતંત્ર્ય (liberty of Conscience)ને કદી પણ સ્પર્શતું નથી, પણ તે બાબત પ્રજાનાં મંડળોની આંતર્વ્યવસ્થા અને ધર્મવ્યવસ્થાને તેઓના હસ્તક રહેવા દે છે. આ નામદાર બ્રિટિશ સામ્રાજ્યની હમેશની નીતિ છે, તેમાં સહજ પણ ગેરસમજ થવાથી બળવા વખતે કેવાં અનિષ્ટ પરિણામ થયાં હતાં ? તે પણ સૌના જાણવામાં છે. અને તેથી નામદાર રાણી બ્રિટિશસરકારે જે જાહેર ઢંઢેરો કરી પોતાની સદાની પવિત્ર નેમનો નિર્દેશ કરીને સર્વ ભારતવાસીઓને અભયદાન આપેલું છે, તેનો અમલ ધર્મનીતિ અને લોકનીતિ સંબંધે તો બરોબર થાય છે, તેથીજ ભારતવર્ષમાં સમાધાની છે. નોકરીઓ વગેરેના હકની બાબતમાં કાંઇ સમવિષમ થાય છે, તેથી કેળવાયેલો વર્ગ કકળે છે, તે હાલ થતી પોલીટીકલ ચળવળો પરથી સ્પષ્ટ છે. પણ ધર્મ અને ઘરસંસારમાં નામદાર બ્રિટિશ સરકાર કાંઇ પણ વિક્ષેપ કરતી નથી, તેથી પ્રજા સંતુષ્ટ અને શાંત છે. આથી "ઇંગ્લિશીઆ" ની નીતિનું ઉલ્લંઘન કરવું, એ "ફ્રેન્ડ ઇંગ્લીશીઆ" ના બિરૂદને ધારણ કરનાર રક્ષિતરાજાને માટે કદી પણ કલ્યાણકારક નથી. અને સદર્હુ ખરડો જનસમાજને તો એક ધર્મવિધ્વંસી પ્રજાનાશક રાક્ષસ રૂપે જણાશે, એ તો ખુલ્લું જ છે; અને આ ખરડો વસ્તુતઃ ધર્મરક્ષકસંસ્થાનો નાશ કરવાનાં બીજરૂપ હોવાથી પરમેશ્વરની પણ એ કાર્યમાં અત્યંત ક્રોધદૃષ્ટિનો સંભવ અમે તો માનીએ છીએ. માટે આ ભયંકર માર્ગે ચઢતાં શ્રીમંતને વારવાને અમારો એક દેશી રાજા પ્રત્યેનો પ્રેમ અમને પ્રેરે છે.

**બ્રિટિશન્યાય અને કાયદા વિરૂદ્ધ પ્રસ્તુત ગતિ.** (૮) તે, બ્રિટિશ ન્યાય અને કાયદાના અમલની પદ્ધતિરીતિથી કેવળ ઉલટીજ દિશામાં ગમન કરનાર છે.

દિવાની કાયદો નાતની અંતરંગ બાબતોમાં વચ્ચે પડતો નથી, એક બીજાને વટલાવવા પ્રયત્ન કરનાર સામે ફોજદારી કાયદો દંડ લેઈ ઉભો છે, ધાર્મિકવિચારોનું અપમાન કરનાર માટે પણ ફોજદારી કાયદો તૈયારજ છે. આ સર્વથી જ્ઞાતિનું સંરક્ષણ પવિત્ર બ્રિટિશરાજ્ય કરે છે. તેનાથી ઉલટાજ એક મહારાષ્ટ્રના હિંદુરાજા નાતજાતને તોડવાના તંત્રરૂપ આ કાયદાને લેઇને અમણ્ય઼ દ્રોના ઉત્તેજનાર્થે મેદાનમાં ઉતરી આવે છે, એ કેવો દેખાવ છે ? કેટલાક માખણીઆ મુત્સદ્દીઓ, દરબારીઓ, સુધારકમન્યો, આર્યમન્યો, શેટ-

વા'ના લટ્ટુ જેવા ભમણચંદ્રોની ભાટાઇ કરનાર છાપાના ત્રાપા ચલાવનારાઓ-"નામદાર બ્રિટિશસરકાર તો વિદેશી રાજ્યકર્ત્તા છે, માટે જ્ઞાતિ અને ધર્મની બાબતોથી વેગળા રહે છે, અને આપ શ્રીમંત તો कर्त्तुं अकर्त्तुं अन्यथा कर्तुं समर्थः ईश्वरः છો, કેમ કે આપ શ્રીમંત દેશી રાજા છો." વગેરે વગેરે-સ્વાર્થને માટે ખોટા વખાણો કરે, તેથી આપ શ્રીમંતે આવા ખરડાને કાયદાપોથીમાં સ્થાન આપવું જોઇએ નહિ. કેમકે હિંદુઓ પોતાના ધર્મને રક્ષનાર રાજાનેજ વિષ્ણુનો અને ઇશ્વરનો અંશ માને છે. પણ જે રાજા-ચાહે તો સ્વદેશી હોય કે પરદેશી પણ-ધર્મને ખલેલ થાય તેવું કાંઇ પણ પગલુ ભરે, તો સબળ પ્રજાએ એવા અવરોધને સહેવો નહીં, એવી શાસ્ત્રની આજ્ઞા છે. માટે આપ શ્રીમંતનું સદા શુભ ચિંતવનાર તરીકે અમો સર્વ, "આપ શ્રીમંત ધર્મસંરક્ષક સાર્વભૌમ બ્રિટિશરાજ્યને જ અનુસરો-" એવી શ્રીમંતને પ્રાર્થના કરીએ છીએ સુધારકમંન્યોનુ આપશ્રીને દેશી રાજા કહી ચઢાવવુ તેમજ બ્રિટિશ સામ્રાજ્યને પરદેશી કહી ઉતારી પાડવું, એ પાપમય મૂર્ખતા છે, સાર્વભૌમમાં સ્વદેશીવિદેશી ભેદની કલ્પના એ કુટિલતા અને દુષ્ટતા છે. સાર્વભૌમ ધર્મરક્ષક રાજા એ મહાવિષ્ણુ છે. સુધારકો શાસ્ત્ર કે ધર્મ સમજતા નથી.

**ધર્મશાસ્ત્ર અને શિષ્ટાચારથી વિરૂદ્ધ કાર્ય.** (૯) તે, હિંદુ પ્રજાનાં પરાપૂર્વથી પ્રાપ્ત ધર્મશાસ્ત્રો સ્થાપિત શિષ્ટાચારથી વિરુદ્ધ છે.

શ્રીમંતે ધ્યાનમાં રાખવું જોઇએ કે જ્ઞાતિ એ કાંઇ, સુધારકમંન્યોએ આપને જણાવ્યું જણાય છે તેમ આધુનિક અથવા વિકૃત સંસ્થાઓ નથી. પરંતુ જ્ઞાતિ એ સમગ્ર તત્વજ્ઞાન અને વિજ્ઞાનના નિયમને અનુસરતા શિષ્ટાચાર અને શાસ્ત્રનું ધર્મબુદ્ધિથી આચરણ કરવાને, પોતપોતાનાં શક્તિ અને અધિકાર પ્રમાણે પ્રજા અને પ્રજાતંત્રની સ્થિતિ માટે તથા વિકાસ માટે થયેલી સનાતન સંસ્થા છે. તેમાં કાળે કાંઇ પણ વિકાર કર્યો નથી, એમ સાબીત કરવા અમારો પ્રતિવાદ છે. જે કાંઇ ફેરફાર પરિસ્થિતિથી કરવો પડયો છે, તે પણ ધર્મમૂલક છે. તેમાં જે ફેરફાર થયા છે તે એવા સ્વત સુધરી જાય એવા છે, કે તે માટે આપ શ્રીમંત જેવા રાજાના કાયદાના ખરડાની જરૂર નથી, અને નાતોનું હિત તો આપ શ્રીમંતના ખરડાથી થવાનું જ નથી. પણ તેથી જે સુધારકમંન્યોને આપ શ્રીમંત મદદ આપવી ઇષ્ટ ધારો છો, તેઓનું પણ હિત નથી થવાનુ, એ આપને અમે તામ્રપત્ર પર લખી આપીશું જેવો લાભ બાળલગ્નના ખરડાથી શ્રીમંતની ત્રિજોરીને થયો છે તેવો થાય તો થાય. આપ શ્રીમંતની ઇચ્છા એ જ્ઞાતિથી દૂર થવા માગનારાનું હિત કરવાની જ હોય, તો તે બિચારાં વાડામાંથી છૂટાં થઇને નાઠેલાં માટે એક કાયદો ઘડી આપો કે—જેથી ભણીગણી આજ્ઞાંકિત થઇ માતાપિતાની સલાહ પ્રમાણે વર પસંદ કરશે એવી આશાથી મોટી યુવતીઓ બનાવેલી છોકરીઓ, મરજીમાં આવે તેમ નાસી જતી અટકે,—અથવા બાળક ઉછેરનારી સંસ્થામાં કાનીન બાળકોની ભરતી કરતી અટકે, અથવા કોઇ ઘરડાના ધોળામાં કે જુવાનના કાળામા ધુળ નાખતી અટકે, અથવા તો જનોઇ લેઇ આર્ય થયેલા મોટા પંડિતો અને પ્રોફેસરો, પુત્રો અને પત્ની હોવા છતા પુનર્લગ્ન કરતા અટકે, અને લોકમા ખોટા ઉદાહરણ આપતા અટકે. શ્રીમંતને અમારી નમ્ર પ્રાર્થના છે, કે "ઢોંગ પાડીને અને ડામ પખાળીને" એવો ન્યાય આપ શ્રીમંત કૃપા કરી કરશો નહિ, નાનોને આપનો ખરડો જોઇતો નથી.

**વર્ણાશ્રમ અને જ્ઞાતિનો સંબંધ**—કેટલાક અંગ્રેજી નિશાળો અને પાઠશાળામાં ભણેલા અને તે ભણતરથી જ પોતાને સર્વજ્ઞ માનનાર મનુષ્યો આપ શ્રીમંતને એમ સમજાવી ગયા હશે, કે પૂર્વના વર્ણાશ્રમનો નાશ થઇ જઇ જ્ઞાતિ થઇ છે. પણ એ એન્ટીક્વેરી (પ્રાચીન બાબતોની શોધખોળ કરનાર) અને યુરોપીય વિદ્વાનોના ટેકિયા ઉપર ચાલનાર પાંગળાઓની વાતો તદ્દન જુઠી છે, એમ સાબીત કરવા અમો તૈયાર છીએ. એવા એન્ટીકવેરીઅનોએ લાલબુજક્કડ જેવી વાતો કહી છે, એવી વિદ્વાનોને હવે ખાતરી થતી જાય છે. તે છતાં પણ "ચંદ્રગુપ્ત" પારસી હતો—એવાં મૂર્ખાઇ ભરેલાં ગપ્પાંથી ભરેલાં ભાષણો કોલેજિયનોની કલબો કરાવે છે. અમે સાબીત કરવા તૈયાર છીએ, કે મહાભારતના સમયમાં જ્ઞાતિયો હતી; અને ઋગ્ યજુસ, સામ અને અથર્વવેદના આવિર્ભાવના સમયથીજ જ્ઞાતિયો છે. વર્ણાશ્રમ તો આર્યમ્મન્યો અને કેટલા વિકારકો પણ માને છે; પણ તેના વિષે જે અનુમાનો કરે છે, તે તેમના પરંપરા વિનાના છે. અમે સાબીત કરવા તૈયાર છીએ, કે વર્ણો એજ આ જ્ઞાતિયો છે. પણ વર્ણાશ્રમ એ શું તે જ્ઞાતિયો અને શિષ્ટાચાર (Tradition) સિવાય સમજવા સમજાવવાને પ્રયત્ન કરનારા પંડિતંમન્યો એકલાં પુસ્તકોથીજ આપ શ્રીમંતને જ્ઞાતિયો વિષે હલકા વિચાર બેસાડવા ફાવી ગયા છે. તેઓ તેમનાં પુસ્તકોપરથીજ આપ શ્રીમંતને અને બીજાઓને "વર્ણાશ્રમ"નો ખ્યાલ (idea) પણ શી રીતે આપી શકે તેમ છે? એવા લેભાગુ લોકવંચકોની સાથે પ્રત્યક્ષ સંવાદ કરવાને પણ અમે તૈયાર છીએ. પણ તેઓ આપ શ્રીમંતને સ્ટીમરમાં અને વિલાયતમાં, પ્રવાસમાં અને શિકારમાં, વેટીંગરૂમમાં અને હોટેલમાં, ગમે તેમ ગપ્પો મારી આપ શ્રીમંતના મગજ ઉપર ગમે તેવા વિચારોનો પટ બેસાડે, ત્યાં અમારો કે આપકીને પાલવે પડેલી પ્રજાનો કાંઈ ઉપાય નથી; તેમાં પણ જો આપકીને પક્ષાગ્રહ થયો તો તો પછી બ્રહ્માનો પણ ઉપાય નથી.

( ૫ )

"**ગુજરાતી**" તા. ૨૯ મી એપ્રીલ ૧૯૧૭, પૃ. ૩૮ અંક ૧૭માના પૃષ્ઠ ૪૮૬-૪૮૭ ઉપરથી.

**કજીયાકંકાસ વધવાનો સંભવ**-૧૦. તેથી તે પ્રજાને રાજસત્તા સામે કપટ કાતરાં, અને ફિતુર તથા લોકશાન્તિના ભંગનાં કારણો ઉપજાવે તેમ લોકલાગણીને ઉશ્કેરી નાખે તેવો છે. રાજસત્તા જ્યારે પોતાની મર્યાદા છોડીને પ્રજાના ઘરસંસાર તથા ધર્મ સંબંધી બાબતોમાં પગપેસારો કરવા માંડે છે, ત્યારે પ્રજા આવા ખરડાના સામે કાયદાની બારીકીઓની બારીઓ શોધીને નાશી છુટવાનો પ્રયત્ન કરે છે. તેથી આવા ખરડાનો લાભ જેમને મળવાનો છે એવા વંઠેલ વટલેલ માણસો અને મર્યાદસંરક્ષક મનુષ્યો વચ્ચે પ્રથમ તો અદાલતી કજીયાનો અસાધારણ રીતે વધારો તથા રકાસ અથવા ચડસ ઉપજવાનો. આમાં પ્રજાની બુદ્ધિ સમૃદ્ધિ અને સમયનો તદ્દન ગેરઉપયોગ થવાનો અને પરસ્પર તીક્ષ્ણ વૈરબુદ્ધિનો જન્મ થવાનો, આથી આ દેશની પ્રજાને શ્રીમંત કેવા પ્રકારનો લાભ સાધી આપી શકશે? જ્ઞાતિયો જે શાંતિથી હાલ ઘટિત સુધારા સ્વતઃ સ્વીકારતી જાય છે, તેમજ પોતપોતાની ઉન્નતિ માટે પ્રયત્નશીલ બનતી જાય છે, તેમાં એક પ્રકારે આ કાયદો શોચનીય ભંગાણ પાડશે.

શ્રીમંતને પશ્ચિમની કે પૂર્વની કેળવણીએ અથવા મુસાફરીએ જે કાંઇ પણ ડહાપણ કે અનુભવ શીખવ્યાં હશે, તો શ્રીમંતે એ તો જાણેલુંજ હોવું જોઇએ કે વ્યક્તિયોને અને વ્યક્તિયોના સમુદાયોને કોની સાથે આહારવિહાર અને સંગતિનો સંબંધ રાખવો અથવા

ન રાખવો, અને ગૃહ્ય વિચાર તથા આચાર તેમજ ધાર્મિક આચાર તથા વિચાર કેવા રાખવા, એ તો વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપરજ રહેલું છે; તે વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર શ્રીમંતનો આ ખરડો કેવો ત્રાપ મારનાર છે ? તેનો વિચાર શ્રીમંતને જરાએ આવ્યો નહિ એ આખું કોળું શાકમાં ગયા જેવું અથવા તો વાસીદે માંખેલું ગયા જેવુંજ થયું છે !

વળી શ્રીમંતનો ખરડો કેવો સમદષ્ટિ ન્યાયનો શત્રુ છે, તેનો વિચાર શ્રીમંત જેવા નિપુણ નરેશને કેમ ન આવ્યો તે સમજવું ઘણું મુશ્કેલ છે. કેમકે નાતનો ચોથો ભાગ અથવા તો ચહાય તો એક વ્યક્તિ પણ પોતાની મરજીમાં આવે તો નાતથી છૂટો પડી પોતાનું એક નવું મંડળ કે જુદાપણું બાંધી શકે છે, ત્યારે ત્રણ ચતુર્થાંશ જ્ઞાતિને પોતાનું સ્વતઃસિદ્ધ બંધારણ જાળવી રાખવામાં અને ઉદંડ ચતુર્થાંશ યા વ્યક્તિથી પોતાનું જુદાપણું જાહેર કરવામાં અને જાળવી રાખવામાં ડખલ કરનારો શ્રીમંતનો આ ખરડો જુલમી રાજ્યસત્તાનું જાજ્વલ્યમાન સ્વરૂપ દર્શાવી આપે છે. આતે કેવી વિષમ દૃષ્ટિ ! કેવો અન્યાય ! ! કેવો જુલમ ! ! ! અને કેવો પક્ષપાત ! ! ! ! **પૃથ્વીપતિને માટે મોટામાંમોટું પાપ તે પક્ષપાત છે**—એ વાત શ્રીમંતના વફાદાર હિતચિન્તક તરીકે એમોએ ીતે યાદ દેવરાવવાની અમે અમારી ફરજ નમ્રતાથી પણ આગ્રહતાથી બજાવીએ છીએ. દફતરમાં તથા અદાલતમાં પ્રજા બારીઆં બોળનાં પણ છૂટી શકતી નથી અને અંતરાઇ જાય છે, ત્યારે પછી ગુપ્ત ખાડો ખેલવા માંડે છે. મોટી સિવિલ વોર્સ (સ્વચક્રયુદ્ધ) અને ધર્મયુદ્ધોનાં બીજ શ્રીમંતના ખરડા જેવી ચેષ્ટાઓનાં પરિણામ છે, એમાં ઇતિહાસની સાક્ષી છે.

*વિજાતીય લગ્ન કરાવી શ્રીમંતને તેમાં સ્વાદ પડતો હોય, તો તેવાં લગ્નમાં ચ ઢતા પહેરામણીમાં લાખોની રકમ, ઉંચી પદવીઓ, અને પાટણ કડી વિસનગર જેવાં પ્રગણાં શ્રીમંત આપે, તો તેમાં કોઇ અદેખાઇ કરશે નહિ; પણ એવી લાલચોથી પણ લલચાયા વિના પોતાના ગૃહ્ય અને ધર્મ નિશ્ચયોને વળગી રહેનારી જે વ્યક્તિ અથવા સમુદાયો છે તેમની માન્યતા અથવા શ્રદ્ધા ઉપર આક્રમણ થતાં તેઓનું લોહી ઉકળશે, એ વાતમાં શ્રીમંતે સંશય કરવો એ સાહસભર્યું છે. શ્રીમંતની સારંગી ઉપર નાચનારી કેટલીક રતન માંકડીઓ એમ કહે છે કે, શ્રીમંત પોતાની પ્રજાને સારી રીતે ઓળખે છે. પણ પીલવઇનો પ્રસંગ શ્રીમંતે યાદ કરવા જેવો છે. શ્રીમંત તે વખતે પ્રજાને નાખી નાંખી જયશ્રીને વર્યા, એ વાત સાચી પણ રાજાપ્રજારંજનસ્વ-વર્ણીસ્થિ એ ઉજ્જવલ બિરદ તે પ્રસંગનું તેઓશ્રીનું કાર્ય જોતાં કેવળ નિર્મલ લેખાશે ખરું ? ભવતુ ! પણ આ ખરડાના પ્રસંગમાં વિશેષ એ છે કે આપની પ્રજાના પક્ષમાં અને આપની વિરૂદ્ધમાં સમગ્ર ભારતપ્રજાની લાગણી જ્વલંત રૂપે ખડીજ છે, એમ આપ શ્રીમંતે સ્પષ્ટ રીતે સમજી રાખવું એવી અમારી નમ્ર ચેતવણી છે. વળી આપનો આ ખરડો આખી દુનિયાની રાજનીતિ વિરૂદ્ધ અને પ્રતાપી બ્રિટીશ સામ્રાજ્યની રાજનીતિથી કેવળ વિરૂદ્ધ છે, એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવીજ છે.

**મુદતનો બાધ**—૨૧. તે, દોઢ માસની ટુંકી મુદતમાં પ્રજાના અજ્ઞાન અને અગવડોના લાભ લેઇ લોકરચના અને નામદાર બ્રિટીશ સામ્રાજ્યને પણ વચીને આ અનર્થરૂપ

* થોડા દિવસ પર એક હિન્દુ સાથે સીવીલ મેરેજ પ્રમાણે લગ્ન કરનાર બાબ્બી જાતુ મીસીસ જમ્બાઇ દેસાઇને વડોદરાના મહારાજાએ રૂ. ૨૦૦૦ની બક્ષીસ આપી છે —એવા ખબર ગુજરાતીમાં તા ૨૯-૪-૭૭ના અંકમાં ૪૫૮ મે પાને છપાયા છે. તંત્રી.

કાયદાનાં જે અનર્થરૂપ પરિણામ થવાનાંજ, તેમાંથી છટકવાની જાણમાછી વાળો છે, એમ આ ખરડાને દેખાવજ કહી આપે છે. પછી તે કરનારનો અંતર હેતુ (મૂલ ભરેશો) ગમે તેવો સારો હોય,

ખરડાના સમગ્ર સ્વરૂપ ઉપરથી તે તેમાં રહેલી કપટબુદ્ધિને એની તો ખુલ્લી રીતે દર્શાવી આપે છે, કે તે વિષે કાંઇ વિશેષ કહેવાની જરૂરજ રહેતી નથી. દોઢ માસની મુદત એ ગાયકવાડી રૈયતની કેળવણી જોતાં કાંઇ મુદતજ ગણાય નહિ તે ખુલ્લુંજ છે. ફરજીઆત કેળવણી કરીને પાછી તરતજ સખ્યાબંધ નિશાળો તો બંધ કરવી પડી; અને તેમાં પણ જુની ગાયકવાડીના ધાકના પડઘા તો બંધ થયા નથી; તેમાં વળી નવી ગાયકવાડીનું તેજ ઉમેરાયું, એટલે લોક બિચારા દબતાદબતા પણ હિલચાલ કરવા ભાગ્યેજ તત્પર થઇ શકે. બ્રિટિશરાજ્યમાં પણ પ્રતિનિધિયુક્ત રીતિથી કામ કરવા જેટલી યોગ્યતા કેટલેક અંશે આવી છે, છતાં પ્રજામતનું પુરતું પ્રદર્શન કરતાં મુશ્કેલી અને ઘણી વાર નિષ્ફળતા ઉપજે છે. તો ગાયકવાડી રૈયતને દોઢ માસની મુદતમાં પોતાના વિચાર જણાવવા કહેવું, એ બિલકુલ મુદત નહિ આપવા બરોબર છે. શ્રીમંતે તુરતાતુરત કાયદો જો કરી દીધો હોત તો તેમને કોણ પૂછવાનું હતું ? પણ પ્રજા સમગ્રને અને બ્રિટિશ રાજ્યને જવાબ દેવાની બારી તરીકે ખરડો અને દોઢ માસની મુદત શ્રીમંતના મુત્સદીઓએ રાખ્યાં જણાય છે. આ ઉપરાંત વળી લોક વધારે મુદત માગે તો લોક કાયદાને રદ કરાવવા માગતા નથી પણ ખામી ખુબી સુધરાવવા માગે છે, એમ દલીલ કરી આ કાયદારૂપ અકાર્યને કાર્યરૂપ કહેવાનો મુત્સદી લાગ પણ આ ટુકી મુદત આપી રાખવામાં આવ્યો છે. કાયદો કર્યા પછી જો તોફાન થાય તો બ્રિટિશસામ્રાજ્યને કહેવા થાય કે ઉહાપોહ કરીને કાયદો કર્યો હતો; છતાં મારામારી થઇ તેથી દિલગીર છિયે-વગેરે મુત્સદી પેચોવાળો આ કાયદો છે, તેથી ગાયકવાડી પ્રજાએ ખાસ અને ઈતર સર્વ પ્રજાએ મુદત વધરાવવાની અરજીઓ ન કરતાં " એવો કાયદો જોઇતોજ નથી " એવી પ્રાર્થના શ્રીમંતને કરવી, એજ વ્યાજબી અને હિતકર છે. નામદાર બ્રિટિશરાજ્યની સાર્વભૌમ સર્વધર્મસંરક્ષક છાયા તળે પડેલી ખાલસાની તેમજ રક્ષિત રાજાઓની રૈયત પોતાના ગૃહ્ય સ્વાતંત્ર્ય અને ધર્મસ્વાતંત્ર્ય માટે નિર્ભયપણે બેઠી છે. તેવામાં તે સ્વાતંત્ર્યને ગળે છરી દેનારો ખરડો એક હિંદુ રાજાના હાથમાંથી જન્મશે એવું સ્વપ્ન પણ કોને આવે ? એકદમ સર્વત્ર હિલચાલ કરવાની ટેવ હજુ બ્રિટિશપ્રજાને પણ પડી નથી. અતિ વિશાળ હિન્દુજાત એકદમ ચેતે તેમાં પણ મુશ્કેલી છે. તેમાં વળી ગાયકવાડીરાજ્યની ધાક પણ પ્રજાને લાગે તથા પ્રજામાં કેળવણી પણ જોઇએ તેટલી નથી. ગાયકવાડીરાજ્યતંત્ર બ્રિટિશરાજ્યની મર્મજ્ઞતાના જ્ઞાન વિનાની દેખાદેખી માત્ર છે. આ અડચણોમાં આવા પ્રકારનો કાયદો કરવો એ કેવા અનર્થનું મૂળ થઇ પડશે, એનો ખ્યાલ કલ્પના માત્રથી પણ સમજાવો સહજ છે.

વળી આ ખરડામાં જે ઉદાહરણો ગુન્હાનાં આપ્યાં છે, તેમાંના લગભગ બધાં સર્વાં સહેલાં અને કોઇ વાર બને તેવાં છે, તેથી પ્રજા ભોળવાઇને એમ માની પણ લે; કે આ કાયદામાં કાંઇ નડતર જેવું નથી. પણ ઉદાહરણો એ કાયદાના સિદ્ધાંત પ્રમાણે 'કાયદો ખુદ' ગણાતો નથી, તેથી પાછળથી કાયદાની કલમો ગમે તેમ કરવાનો માર્ગ રાજસત્તા માટે ખુલ્લો કરે એવો આ ખરડો છે, તેથી આ ખરડો ભુલથાપ દેનારો છે, તેથી તે વિષે અમે

સર્વ પ્રજાને સાવધ કરવાની અમારી ફરજ બજાવીએ છીએ. તેમાં પણ મુ૦ તો આવો ખરડો કરવો એ નાતની સ્વાયત્તતા(autonomy)નો ભંગ કરનાર હોવાથી તેમજ પરમ સાગી અને ધાર્મિક બંધારણરૂપ નાતની સંસ્થામાં હાથ નાખનાર હોવાથી તે કરવાનો કોઇ પણ **રાજ્યને અખતીઆર નથી**-એ વાતજ પ્રજાએ ધ્યાનમાં રાખવાની છે જેઓ વચલો રસ્તો ( Compromise ) કાઢવા માગે કે સૂચવે, તેઓ અજ્ઞાન અથવા શ્રીમંતના હાજીયા છે-એમ જાણી પ્રજાએ અક્કમ રહેવાની જરૂર છે. આવી બાબતમાં (Compromise) વચલો માર્ગ હોયજ નહિ.

**"શૂચિપ્રવેશે મુશળપ્રવેશ"ની નેમ** -૧૨. તેમજ " શ્રુચિપ્રવેશે મુશળપ્રવેશ " કરવાની નેમવાળો આ ખરડો તેની ત્રીજી અને ચોથી વગેરે કલમના સ્વરૂપ ઉપરથી સ્પષ્ટ જણાય છે. જો આ કાયદાની બાબતમાં વચલો રસ્તો કાઢવામાં આવે અને Compromise થાય તો હરકોઇ આકારમાં આ નાતરિવાજમાં દસ્તંદાજીનો માર્ગ રાજસત્તા માટે ખુલ્લો રહે, એમાં કાંઇ પણ શક નથી. અનાદિથી જ્ઞાતિની આંતર વ્યવસ્થા માટે, નાતની સત્તા સ્વતંત્ર છે, તેમાં કોઇ પણ અપેલ કે દખલ અપેક્ષિત નથી.

શ્રીમંત સરકાર અને તેમના મુસદ્દા મંડળની વિદ્વત્તા પ્રત્યે માનની સાથે અમારે કહેવું પડે છે કે "નૈતિક, શારીરિક ને ભૌતિક સુખ" તથા જાહેરનીતિ-રાજનીતિ" વગેરે શબ્દો એક અમર્યાદ સોયા જેવા અને તેમાંથી જેમ તાણવું હોય તેમ તણાય તેવા છે. સુખ અને હરકત એ પોતપોતાના મતની અનુકૂળ પ્રતિકૂળ વેદનીયતામાં રહેલું છે, તેમાં બીજાની નીતિ કે રાજનીતિ કામમાં આવતી નથી; વ્યક્તિયો માટે વ્યક્તિયો અને નાતો માટે નાતો તેવી બાબતોમાં તેમના બહુમત પ્રમાણે વ્યવસ્થા કરવાને સ્વતંત્ર છે. સ્થૂળ અપરાધો અને સ્થૂળ હિતાની હદો માટેજ સરકારની કાયદા બાંધનારી સત્તા વાપરવા યોગ્ય છે તેથી **શ્રીમંત સરકારનો આ ખરડો વિશ્વવ્યવસ્થાની પણ વિરૂદ્ધ હોવાથી પડતો** મૂકવા જેવો છે એટલુંજ કહી શ્રીમંતને પ્રભુ સન્મતિ આપે એવી યાચના ઇશ્વરને કરી આ વિષય હાલને માટે અટકાવીએ છીએ. सुज्ञेषु किंबहुना ?

---

આનંદની વાત છે કે અમદાવાદમાં **સનાતન સમસ્ત હિન્દુધર્મસભા** સ્થાપન થઇ ચૂકી છે, અને તે સંત ૧૯૧૭ તા. ૨૭ મી માર્ચે સન ૧૮૬૦ના ૨૧ મા એકટ મુજબ રજીસ્ટર પણ થઇ ગઇ છે. આ સભાએ શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી તથા પંડિત શંકરપ્રસાદમિશ્રને આણંદ સુરત મુંબઇ ડાકોર ખંભાત સિદ્ધપુર વગેરે સ્થળોએ મોકલી સનાતન ધર્મનો સારો પ્રભાવ પાડયો છે, વિપક્ષીનાં પોગળ અને પાખંડ તેમનાં અપસિદ્ધાન્તોનું ખંડન કરી સારી પેઠે બતાવી આપ્યાં છે. ગાયકવાડે ન્યાત રિવાજનાં બંધનો તોડવાનો, જ્ઞાતિ સંસ્થાની સત્તા મોડવાનો, વહીવંટી ને વટલી ગયેલાને મોકળા મહાલી ધર્મનિષ્ઠ ને આચારવિચાર પાળનારા નાતિલાઓને નડવા કનડવાનો કાયદો વગર સમજ્યે વિના હકે કરવા ધાર્યું છે ને ખરડો બહાર પાડયો છે. આ કાયદો પસાર કરાવવામાં ઉંડો હેતુ સનાતન ધર્મનો મૂળોચ્છેદ કરવા, નાતજાત ને વર્ણવ્યવસ્થાને બગાડવા, બંધારણો નિયમો ને રીતરીવાજોને શિથિલ કરી સુધારાનો સડો યથેચ્છ દાખલ કરવા સિવાય બીજો કંઇ લોક-

હિતકર ધર્મોન્નતિનો રૂડો ઉદ્દેશ હોય એમ લાગતું નથી. આ પરિસ્થિતિ જોઈ ગુજરાતના કેન્દ્રસ્થાન ને મુખ્ય મથક મુંબઈમાં લખાણ ને ભાષણ દ્વારા આ કાયદાનો પ્રતિષેધ કરવા-વાંધો ઉઠાવવાનું અગત્યનું સમજી સભાએ સનાતનધર્મવીરકેસરી શ્રીસંધવીને મુંબઈ મોકલ્યા, ત્યાં લગભગ એક મહિના સુધી રોકાઇ પૂર ઉત્સાહ ખંત ને લાગણીથી અવિશ્રાન્ત શ્રમ લેઇ ભુખ ને નિદ્રાની દરકાર કર્યા વગર સતત પ્રયાસ કર્યો અને તેને પરિણામે આખા દેશમાં આ બાબતની હિલચાલ થઇ જાગૃતિ આવી, લોકો એ અનિષ્ટકર કાયદાની ખરાબીઓથી વાકેફ થયા છે, અને ધડાધડ પ્રોટેસ્ટ માટેની સભાઓ મીટીંગો કરી અરજીઓ મોકલી રહ્યા છે. આ ચમતકારથી ચમકી ગાયકવાડે કાયદાને મુદત વધારી હાલ દોઢ મહિનાનો વાયદો કર્યો છે. પણ એવો કાયદા વગરનો ડખલ કરનારો અહિતકર કાયદો લોકોને જોઇતો જ નથી, માટે માગ્યા વગર આપવાની ઉદારતા કરવાથી વડોદરા નરેશ શ્રી સયાજીરાવે દૂર રહેવું અને કાયદો ન જ કરવો; તેના મુસદા ખરડા એ કાયદાના વહાલેશરીઓને છાતીએ ચોડવા અર્પણ કરી દેવા ! વખત એવો જ આવશે, એવું જોઇ સમજી સુધારકમન્યો અને આર્યમન્યો હાયપીટ કરવા લાગ્યા છે, અને મહારાજાની ઉંડે સુધારા કરવાની ઉત્કટ ઇચ્છા પાર ન પડતાં તેમાં હલામણો ડખલો થતી જોઇ આર્યમન્યો પોતાના ઘરના છાપામાં મદાતદા લખવા લાગ્યા છે, અને તા ૧૫-૪-'૭ ની માધવબાગ મુંબઇની જાહેરસભામાં થયેલા શ્રીસંધવીના ભાષણ સંબંધે તા. ૬ ઠ્ઠી મેના અંકમાં અપ્રસ્તુત ચિતરી આર્યમન્ય લેખકે પોતાને શ્રદ્ધાનંદ જણાવ્યો છે. ગાળો ભાંડવી, નિંદા કરવી, પરિયાતાંપરિયાં ખોળવાં, અંગત આક્ષેપો કરવા, સંબંધ વગરનું ફાવે તેમ લખવું ને બકવું; એ વગેરે દયાનંદીયદળના ઉઠાવગીરોના દોઢચતુર આર્યો કરતા આવ્યા છે અને કર્યા જ કરે છે. છતાં ઉલટો ચોર કોટવાળને દંડે એવું કરી ઢોંગ અને ધીણીજાવેડા કરી " મને મારે છે ગાળો દે છે મારી આબરૂ લેએ નિંદા કરે છે અંગત આક્ષેપો કરે છે. વગેરે " લખી તથા બાકી આર્યમન્યો પોતાનું પોત સુખાવે છે. ચોર હરામખોર પોલીસને દુશ્મન જ દેખે અને ગમે તેવા આરોપો મેલે, તેથી કંઇ એ સજ્જન ને શાહુકાર થઇ જતા નથી, તેમ આર્યમન્યના પટાપટારા લખારા બકારા ને ધસારાઓથી હવે લોકો ઠગાવાના નથી; હવે તો આર્યમન્યોનાં મોતનાં અવતિયાં અને તરફડીયાં છે, એ નક્કી સમજવું, જૂઠ ને તૂત. કરનારાનો જ્વારો હોય જ નહિ.

કાંગડી ગુરૂકુલનો ૧૫ મો વાર્ષિકોત્સવ એપ્રીલમાં ઉજવાયો તેમાં થયેલા પદવીદાનસમારંભમાં સાત ગ્રેજ્યુએટોને ગુરૂકુલની પદવીઓ અપાઇ હતી. ગુરૂકુલના રીટાયર થતા પ્રિન્સિપાલ મહાત્મા મુન્શીરામે વિધિપુરઃસર ધર્મક્રિયા કરી સંન્યાસ લઇ **સ્વામી શ્રી શારદાનંદ** નામ ધારણ કર્યું છે. તેમની જગાએ પ્રો. રામદેવ ગુરૂકુલના પ્રિન્સપાલ નિમાયા છે. મહાત્મા મુન્શીરામનું જીવન આર્યસમાજી અપસિદ્ધાંતોનો પ્રચાર કરવા અને શાસ્ત્રવિરૂદ્ધ શૂદ્ર અંત્યજાદિને શુદ્ધિ આપી શર્મા વર્મા બનાવી દેવા તથા બ્રાહ્મણોની પેટ ભરી નિંદા કરવામાંજ વિત્યું છે; અને એજ હેતુ સાધવાના ઇરાદાથી ગુરૂકુલ ખડું કરી ચલાવ્યું છે. સ્વામી શારદાનંદ થઇ હવે કેવા પ્રકારનુ જીવન ગાળે છે તે જોવાનું છે? હવે તેઓ શર્માવર્મા મેન્યુફેક્ચરીંગ કંપની અને બ્રાહ્મણી સપ્લાઇંગ એજન્સી ચલાવે છે કે બંધ કરે છે? દેખતે હે સ્વામી શારદાનંદ અબ ક્યા કરતે હૈ ! તંત્રી.

॥ ॐ श्रीं ऐं ह्रीं क्लीं ॥

॥ श्रीमहाज्योतिः पुरुषसिंहाय नमः ॥




प्रकाश ४. ] मार्गशीर्ष कृष्ण १४ संवत १९७३. शाके १८३८. सन १९१६. [ किरण २

## सुधारकंमन्योनां पाखण्ड.

गझल कव्वाली.

સુધારકંમન્ય ઓ પંડા! કરો શિદ પાપ પાખંડા?
સુધારો એ નથી સાચો, અનીતિમાં વૃથા નાચો. ૧
ગણાવા આર્ય છો કૂદા, શિરસ્તો આવથી જૂદા-
ગ્રહીને ખાવ બહુ ખત્તા, ન માની શિષ્ટની સત્તા. ૨
ફસો દેખી ફિલોસોફી, પિપોસોફી તણી શેફી;
ન બિંદુ હિંદનું દેખું, નહીં ઘર ઘાટમાં લેખું. ૩
થવા નિજ નાતથી છુટા, મથો મિથ્યા હૃદયફૂટા;
કરી પંચાશિમી ટોળી, ન ચોરાશી શક્યા રાળી. ૪
ખસ્યા બહુ ખાનપાનોમાં, ભસ્યા મન ફાવ્યું શ્વાનોમાં;
ગુમાવ્યું પોત પોતાનું, ન રગ્યું એક બોતાનું! ૫
વિદેશી સદ્ગુણો નાખ્યા, દવાગ્નિ દુર્ગુણે તાવ્યા;
થયા છો વાળ ડૂંટીના, ન અસ્માનો ન ખૂંટીના! ૬
કરો છો નારને છુટી, પિયો છો ઝેરને ઘુંટી;
અમર થાશો તમે ક્યાંથી? જવાના છો જનોમાંથી. ૭
થશે તમ ક્ષેત્રમાં ખામી, બડકને ઠામ બદનામી;
ઉપજતાં સઉ વરણસંકર, ફરી જાશે અચળ ચક્કર. ૮
કુમારીઓ કરો મોટી, જશે પરહસ્તમાં ચોટી;
કંઇ મહાશય પસ્તાયા, શઠો હજીએ ન શીખાયા! ૯

દિપે રાંડી શિરે ટોપો, તમારી વાંઢીઓ જોશો ?
કુમારીઓ જણે કાકો, તે ફેન્ડલિંગ હાઉસમાં ઝોકો ! ૧૦
સુધારાની શિખાવો ચાલ, બગાડો બાલ થાવા ન્યાલ;
પછી વિલપો જતાં વંઠી, સુધારાની ધરી કંઠી ! ૧૧
તમે નિજ પોત ગૂમાવી, શું સરજશો દેશનું ભાવી ?
બન્યા છો વાતના ડાહ્યા, કુચાલે પૂર્ણ ખરડાયા. ૧૨
ગયા પરદેશમાં ગંડુ, ગયા મટિ આપથી હિંદુ;
તમારો વેશ પરદેશી, થયા પરકીય આવેશી. ૧૩
વિદેશી ખાન ને પાને, વિદેશી છો વૃથા માને;
વિદેશી રંગમાં રેલ્યા, વસા નિજ બાપના મેલ્યા ! ૧૪
ભલા યત્નો તણા હલ્લા. ભલી શત્રુ તણી શલ્યા;
સુધારાની બુરી બલ્લા, બન્યાં કુત્તાં અને બલ્લાં ! ૧૫
ભણ્યાં પણ ભુતના જેવાં બગાડે અન્યને એવાં;
હકો એ આણશે કયાંથી ? હકો લૂણ્યા સ્વઘરમાંથી. ૧૬
બની સુલતાનના સાળા, હણે નિજ દેશની શાળા;
અરે એ શું કરે આગવા ? હલાહલ હોળિના ફગવા ! ૧૭
વિદેશી લોકની આગે, અરે એ શું હકો માગે ?
ન ઘરની વાત જે જાણે, શકટ એ શ્વાન શું તાણે ? ૧૮
અઢારે ટૂક આ મારી, સુભારતપર્વ વિસ્તારી;
ગજગજ અધ્યાય ગીતા છે, પુરાણોની સરિતા છે. ૧૯
નગીનની નિર્મળી વાણી, પુનિત ગંગાતણું પાણી;
કરે જે સ્નાન હંમેશે, વિજય તે વાવરો દેશે. ૨૦
બણગકનો તજીને સંગ, ધરો નિજ ધર્મમાં ઉમંગ;
સદા એ સંઘવીનો મંત્ર, જપી લ્યો શ્રેય સઉ નિજ તંત્ર. ૨૧

સંઘવી.

---

## वटाळ ने व्यभिचारना वहालेश्वरीना विजयनाद !!

વટાળ અને વ્યભિચારની વૃદ્ધિમાં જેને પૂર્ણ પ્રીતિ છે, તેવા દયાનંદીઓએ હવે વેદ શાસ્ત્રોને વેગળા મૂકી દઈને યથેચ્છ આહારવિહાર કરવાનો પશુધર્મ પાળવો પસંદ કર્યો લાગે છે. અને હવે તો ભૂર્ણાનંદ આર્યો, ગદર્ભિ ને સ્વામીજી કરતાં પણ વધી જવા માગે છે ! તા. ૨૧મી ફેબ્રુઆરી, ૧૯૧૭, માહા વદ ૪ના આર્યપ્રકાશમાં પાંચમે પાને બીજા કોલમમાં **વટાળવિરૂદ્ધ પ્રીતિભોજનનો** લેખ લખનાર ગીધડાં ફાડે છે કેઃ—“ હિંદુ પ્રજાને ભડકાવી મુકનાર મહા ભયંકર સત્વોમાં વટાળ એક બહુ બળવાન સત્વ છે. સેંકડો વર્ષો સુધી વટાળે આપણા દેશમાં અનિયંત્રિત સત્તા ભોગવી છે અને લોકો તેને પરમપૂજ્ય ગણે છે. આવા મહાસમર્થ વટાળની શનીની મહાદશા બેઠી હોય કે પછી તેના ગ્રહ વાંકા

હોય ગમે તેમ હોય, પણ વટાળ બિચારો મહાસંકટમાં આવી પડયો છે." વળી પોતાના તે ભ્રામક વિચારો અને કલ્પિત સિદ્ધાંતોની પુષ્ટિમાં ફુલીને ફાળકો થઇ રાજી થઇ ગાજીને આર્યમ્મન્ય કાજી પોકારે છે કે:—" સનાતનધર્મના સ્તંભ ગણાતા હતા તે લોકમાન્ય તિલકે સુરતમાં કોંગ્રેસ વખતે વટાળને ધક્કો મારી કાઢયો હતો, ને વગર સંકોચે અનેક જાતિના લોકો સાથે બેસીને ભોજન કરવાનું ચાલુ રાખ્યું હતું. હમણાં લખનૌમાં કોંગ્રેસ પ્રસંગે ભાષણ કરતાં તિલકે હજારો લોકો વચ્ચે વટાળને ખંખેરી કાઢી સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે:—" ચારે વર્ણ ગુણકર્મને લીધે થયેલી છે, ને તેમાં એકનું ખાતાં બીજો વટલાઈ જાય એવું કંઇ છેજ નહિ." વેદવચન હોય તેમ આ વાક્ય ખાસ ચાહીને બ્લાક ટાઇપમાં છાપવામાં લોકપ્રપંચના કરવાનો હેતુ તો નહિ હોય ? ! "મદ્રાસ તરફના વટાળના પરમપૂજક બ્રાહ્મણોએ પણ બિચારા વટાળને હડસેલી કાઢયો છે. સર શંકર નાયરને કૉસ્મોપોલિટન ક્લબ તરફથી આપેલા જાહેરભોજનમાં મદ્રાસી બ્રાહ્મણો ઉપરાંત બીજા સર્વ વર્ણના હિંદુ મુસલમાન ને ખ્રીસ્તીઓએ પણ સાથે બેસીને ભોજન કર્યું. ખુદ ભોજન બનાવનારજ યુરોપીયન કંપની હતી."

ખરૂં જોતાં બિચારો વટાળ તો સંકટમાં આવ્યો નથી, પણ વાંકા વંઠયા દુર્બુદ્ધિ દયાનંદીયદળનોજ દિ ફરયો છે. આપ્તવચનો વિરૂદ્ધ વર્તી, ખુદ તેમના સ્વામીજીએ સત્યાર્થપ્રકાશના એકાદશ સમુલ્લાસમાં પ્રશ્નોત્તર રૂપે બ્રહ્મોસમાજ ને પ્રાર્થનાસમાજની કરેલી સમીક્ષાના બીજા પ્રશ્નના ઉત્તરમાં ૪—" અંગ્રેજ યવન અંત્યજાતિસે ભી ખાનેપીનેકા ભેદ નહિ રકખા, ઇન્હોંને યહી સમઝા હોગા કિ ખાનેપાને ઔર જાતિભેદ તોડનેસે હમ ઔર હમારા દેશ સુધર જાયગા, પરંતુ ઐસી બાતોંસે સુધાર તો કહાં હૈ ઉલટા બિગાડ હોતા હૈ. "—એમ લખ્યું છે એ ગુરૂના આદેશને ઠેશ મારી સ્વચ્છંદે વર્તનારા આર્યમન્યો પરજ વિપત્તિવાળો દિ ઉગતું જઇ તેમની સંકટપરંપરા વધતીજ જાય છે. જેમાં તેઓ શાસ્ત્રાર્થ કરી વેદાનુકૂળ સિદ્ધ કરવાની બડાશો મારે છે, પણ શાસ્ત્રાર્થનો મોરચો મંડાય છે, ત્યાંથી તો કુતરાની પેઠે પુંછડી દબાવી અગિયાર ગણી જાય છે, અને પાછળથી દમ કસી દાંતીયાં કરે છે ! કાંગડી-ગુરૂકુલના મુખ્યાધિષ્ઠાતા મહાત્મા લાલા મુન્શીરામે 'વૈદિક વર્ણવ્યવસ્થા' ને "શ્રાદ્ધ"ના શાસ્ત્રાર્થોનો નિર્ણય હજુ જાહેર કર્યો નથી, પણ ધાર્મિક સંસાર સારી પેઠે જાણી ચુકેલ છે, કે તેમાં આર્યસમાજીયોનો પૂર્ણ પરાજય થયો છે. વળી ગુરૂકુલના આ વખતના ઉત્સવપર અવતારવાદ પર શાસ્ત્રાર્થ થવાની મહાત્મા મુન્શીરામે ડુગડુગી બજાવી છે, અને જાહેરપ્રજાને ગુરૂકુલ ઉત્સવપર આવવા આકર્ષણ કર્યું છે. પણ તેમની દગાબાજી અને આંતરાશય બરોબર સમજાઇ ગયાથી, હવે પુરતો મનોભરસ થયા વગર હરદ્વારની વિદ્વત્સમિતિ તે શાસ્ત્રાર્થમાં જવા ચાહાતી નથી. કેમકે દયાનંદીયો તો ધમાલ કરી સત્યને સંતાડી સમાજની ફતેહ પોકારવાનુંજ શિખ્યા છે, એજ તેમની દુર્બલતા અને વેદવિરૂદ્ધતા સિદ્ધ કરી આપે છે.

વ્યભિચાર નિયોગ અને પુનર્લગ્નના-વિધવાવિવાહના દયાનંદીઓના વિચાર એવા નિરંકુશ અને નાપસંદ કરવા જોગ છે, કે તેથી જંગલીમાં જંગલી માણસને પણ શરમ આવે. આર્યમતમાં છને ધણીએ અગિયાર માંડી કરવાની છુટ છે, પરદેશ જતાં ત્રણ

છે, ગર્ભવતી સ્ત્રીથી રહ્યું ન જાય તો અન્ય પુરૂષ સાથે નિયોગ કરી તેને માટે પુત્ર પેદા કરી આપવાની આજ્ઞા છે. આ વગેરે વિનાશક વિચારો ને આચારોથી વહી ગયેલા દયાનંદીયો હિન્દુધર્મના વાડામાંથી છુટી જઇ વટાળને કરી ગયેલો જોવા ઇચ્છે તેમાં કંઇ નવાઇ નથી. મૂર્ખાનંદોને પસંદ નથી તો ભલે વાડામાંથી નાશી જઇ છુટા થઇ ચરે વિચરે ને હ્હાણુ કાઢે! પણ વાડાનો નાશ કરી બીજાને હેરાન કરવાની તેમને કંઇજ સત્તા કે હક્ક નથી. ખાવાપીવામાં ભેળસેળ ન થવા દેવી, દરેકે અલગઅલગ ખાવુંપીવું, એ વાતનો વૈદકશાસ્ત્ર સાથે પણ સંબંધ છે. ઉચ્ચ કે નીચ ગમે તે જાતનાં માણસો હોય પણ સઉની શરીર પ્રકૃતિ સરખી નથી હોતી, વળી તેમના શરીરનાં પરમાણુઓ પણ જુદી જુદી અસરવાળાં હોય છે, એટલે બધાં માણસો ભેગાં બેસી ખાય પીયે, તેથી અનર્થ એ થાય કે એક બીજાના રોગનાં પરમાણુ ખાનપાન દ્વારા પ્રસરી જાય, તેમના માનસવિચારો બદલાઇ જાય અને એકંદરે ખરાબીજ થાય. શારીરશાસ્ત્ર અને વૈદ્યવિદ્યાના પૂર્ણ જ્ઞાતા દીર્ઘદર્શી પરમપૂજ્ય મહર્ષિયોએ વટાળના અને સ્પર્શાસ્પર્શના નિયમો નિઃસ્વાર્થપણે ખાસ લોકહિતાર્થેજ કરેલા છે, અને સમજ્યે કે વગર સમજ્યે તે નિયમો પ્રમાણે ચાલી આસ્તિકો ને શ્રદ્ધાળુઓ સુખી થયા છે; ત્યારે દોઢડાહ્યા દયાનંદીયો નકામી ડખલોજ કરે છે. અને આ વાત તદ્દન સાચી અને શારીરશાસ્ત્ર તથા માનસશાસ્ત્રના નિયમાનુસારજ છે, કે ખાનપાન અને સ્પર્શાસ્પર્શ દ્વારા પણ મલિન અને દૂષિત સત્વો એક બીજાના શરીરમાં દાખલ થઇ જાય છે, અને તેની અસર શરીર તથા મન પર થતી હોવાથી અને માનસિક વિપર્યય- બુદ્ધિભ્રષ્ટ થાય છે. આવાં માઠાં પરિણામોથી બચવા જ માટે અગમચેતીથી વટાળ અને આભડછેટની જે રૂઢી ચલાવેલી છે, તેના પ્રવર્તકના પુખ્ત વિચાર અને ડહાપણને માટે આપણે આભારી છીએ. ન્યુયોર્કમાં મરણપ્રમાણ વધી ગયું, ત્યારે તેની તપાસ કરતાં જણાયું કે એક બીજાના એઠા પ્યાલામાં હોટલોમાં ચાહ વગેરે પીવાથી કેટલાક ઉધરસ ને ચેપી રોગ પ્રસરે છે, તેથી તેના અટકાવ માટે ઠરાવ્યું, કે એઠાં વાસણ ન વાપરતાં કાગળના પ્યાલા એક સેંટમાં મળી શકે તેવી વ્યવસ્થા હોટલવાળાએ કરવી, અને તેમાં એક માણસે ચાહ પીધા પછી તે ફેંકી દેવા; જેમ આપણે અહીં પડીઆ અને ચપણીઆં એક વાર વાપરી ફેંકી દેવાય છે. આ યોજના પ્રમાણે થવાથી રોગની અને મરણપ્રમાણની વૃદ્ધિ અટકી અને સારો ફાયદો જણાયો છે, તેથી ત્યાં તે આશીર્વાદરૂપ થઇ પડી છે.

વટાળ અને આભડછેટ સુરતપણે પાળવામાં આવે છે, તે સકારણ અને હેતુપુરસ્સર છે. સારાસાર વિચારશક્તિ ગુમાવી બેઠેલા ગંડુઓ દેખાદેખી નાગા થવામાં મઝા માને, સજેલા વાઘા ફેંકી દેઇ સભ્યતાથી આઘા રહેવામાં ગુમાન રાખે એ તે પણ એક વિલક્ષણતાજ છે! "વટાળના સંબંધમાં લોકમાન્ય શ્રી તિલકના વિચારો ગમે તેવા હોય, પણ ભંગી ચમાર અને મ્લેચ્છ સાથે બેસી વગર સંકોચે તેઓ ભોજન કરતા હોય, એ વાત માની શકાતી નથી. પં. તિલક સનાતનધર્મના સ્તંભ હતા નહિ, અને ગણાતા પણ નહોતા. જનની જન્મભૂમિ પ્રત્યેની તેમની લાગણી ભક્તિ અને અડગ સ્વદેશાભિમાન એ તેમને લોકમાન્ય બનાવવાને કારણરૂપ છે; અને ભારતના એ સપુત પુત્રરત્નથી આ દેશ ધન્ય છે. રાજકીય બાબતનું તેમનું જ્ઞાન અદ્ભુત છે, પણ ધાર્મિક બાબતમાં તિલક નિષ્ણાંત હતા એમ તો કદી કહેવાય નહિ. પં. તિલકનું ગીતારહસ્ય પૂર્વાચાર્યોના સિદ્ધાંતોથી વિરૂદ્ધ હોવાથી

તે વિષેની ભારે ચર્ચા ચાલેલી હોઇ ટીકાત્મક લેખો પ્રકટ થયા છે. પં. તિલક વટાળને ન માનતા હોય, જન્મથી જાતિ ન'માનતા હોય, અને એ વાતો આર્યમ્મન્ય લેખક ખરી ખાત્રીથી લખતો હોય, તો તે એક ન્યારી વાત છે ! પણ લોકમાન્ય પં. તિલકના પૂર્વજ કર્મઠ ધર્મનિષ્ઠ બ્રાહ્મણ હતા, પેશ્વાઇ અમલમાં તલાટીની નોકરી કરતા હતા, કલમ કડછી અને બડછી વાપરવામાં પાવરધા હતા, સ્વયપાકી હતા. ઉચ્છેદક સુધારાનાં પનોતાં પગલાં નહોતાં પડયાં તે પૂર્વે પુરુષવર્ગનો મોટો ભાગ પણ સ્વયંપાકી-હાથે રાંધીને જમનારો હતો, આ વાત લો. મા. તિલકના મરાઠીચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. તિલકના વિચાર અને આચાર સર્વાંશે ધર્માનુસાર હોઇ અનુકરણીય છે એમ તો કહી શકાય નહિ, કેમકે ધર્મ સંબંધી લોકમાન્ય તિલકની બધી માન્યતાઓ વેદાનુસારી નથી, પણ કંઇ દરજ્જે ભિન્નતા છે, સનાતનધર્મના તે પૂર્ણ જ્ઞાતા નેતા લીડર કે પ્લીડર નથી, કે શ્રીયુત તિલકના ધર્મ સબધી બધા વિચારો સનાતનધર્માનુયાયીઓ ગ્રહણ કરે ! છતાં વટાળ ને નાતજાતના નિષેધકર્ત્તા તરીકે આર્યમ્મન્યો લો. મા. તિલકને પોતાના નેતા ગણે, તો એ તેમની ખુશીની વાત છે ! આ વાત ખોટી હોય અને પોતાને સમ્મત નહિ હોય, તો લો મા. તિલક એ મબંધી વાંધો બતાવી આર્યમ્મન્યોનું જુદાણું જગજાહેર કરશે, એવું અમારૂં ધારવું છે.

યુરોપીયન કંપનીએ બનાવેલું ભોજન મદ્રાસી બ્રાહ્મણોએ વટાળને વેગળો મેલી-મારી કાટી ભંગી ઢેડ ચમાર યવન મ્લેચ્છાદિ સાથે બેસીને કર્યું, તેથી વટાળને નહિ ગણનારા વગળવંશી વર્ણસંકરો ભલે મલકાય, અને સુધારાની ફતેહ સમજી ફુલીને ફાળકો થાય ! પણ ગુણકર્મથી જાતિ માનવાનું તેમનું ગુમાન ગુમ થઇ ગયું, તેનું તો જરાયે ભાન રહ્યું લાગતું નથી ! જે વાલા વંઠયા અને વટલ્યા મદ્રાસી બ્રાહ્મણોએ નાતજાત અને કુળાચારને લાત મારી બ્રાહ્મણત્વથી ભ્રષ્ટ થઇ આવા પ્રીતિભોજનમાં ભાગ લીધો, તેમને ગુણકર્માનુસાર તો બ્રાહ્મણ ન કહેવાય; પણ તેમની જન્મજાતિ બ્રાહ્મણ ગ્રહણ કરી આર્યમ્મન્યલેખકે ઓગલો આણ્યો છે ! મિથ્યા મહર્ષિના મૂર્ખાનંદ મુઝાવરોએ સમજી લેવું, કે મહાદશા અને તે શનીની, દયાનંદીયો અને તેમના સ્વામીજીના વેદવિરૂદ્ધ પાખંડપ્રચારક જલ-જૂઠા ગ્રંથોની બેઠેલી છે ! વટાળને તો કંઇ લાગતુંવળગતું નથી. દયાનંદના ગ્રંથોમાં ઠેર ઠેર ભૂલો ને પરસ્પર વિરોધો જણાઇ આવે છે, અને વળી પ્રકરણવિરૂદ્ધ ખોટા અર્થો કરીને નિરુક્તકાર યાસ્કમુનિના કહેવા પ્રમાણે દયાનંદ મૂર્ખાનંદ પણ બની ચૂક્યા છે. સત્યાર્થપ્રકાશમા દરેક આવૃત્તિ વખતે ગાલકુટ ને કાપકુપ કરી એવું તો વિરૂપ અને સંદિગ્ધ બનાવી દીધું છે કે, તેને ધર્મગ્રંથ તો કહેવાય જ નહિ, પણ દિલ બહલાનેકી કિસ્સાકહાણીકી કિતાબ કહી શકાય. વટાળ અને વ્યભિચારમાં તેમની વિશેષે કરીને પ્રીતિ છે, અને તેથી અમને ભીતિ છે કે આર્ય-સમાજનો જલ્દી નાશ થશે, પણ વેદપ્રતારણા અને ઢોંગધતિંગ કરી સનાતનીઓને ફસાવવાથી તો ફસા કરી જરૂર દૂર જ રહેશો; આર્યો ! તમે તમારૂં પોત તો ગુમાવી દીધું છે !

નઇરોબી—બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા, તા. ૧૫ મી માર્ચ ૧૯૧૭.

ઉમેદભાઇ નારાયણભાઈ પટેલ



# दंभदर्पण–मीमांसा.

આજકાલ લોકો બાહ્યાડંબર, મિથ્યા બડાઇ ઉપલકીયા ગપ્પસપ્પા ઢોળઢોંગ અને તાલમેલ ઉપર મરી ફીટે છે; અને 'ઉન્નતિ' શબ્દ તો અગમ્યરૂપજ થઇ પામ્યો છે. સામાજીક, નૈતિક, ધાર્મિક, રાજકીય તથા શિક્ષણસંબંધી બાબતોમાં કોઇ વખતે, એક દમ તડાકે ને ભડાકે જો કોઈ સંસ્થા પ્રગતિ સાધવાનો સગર્વ દાવો કરતી હશે, તેના મિથ્યા બહારની ફુંફાં ધતિંગ તથા ઢોળઢામના લોકો, તત્કાળ ઢોંગ થઇ પડી 'પીળું તેટલું સોનું' માની લેવાની ભુલ કર્યા વિના રહેવાનાજ નહીં. એ પણ આ જમાનાની બારે ખુબીઓમાંની એક ખાસ મોટામાંમોટી અદ્ભુત ખૂબી છે, પરંતુ જ્યારે તેની અંદરનું તત્વ તથા રહસ્ય શોધી, તેના વાસ્તવિક અને યથાર્થ સ્વરૂપ ઉપર સ્વચ્છ અજવાળું નાખી, કોઇ મહાપુરૂષ જ્યારે તેના ખરા સ્વરૂપને સ્પષ્ટ રીતથી તોડીફોડીને સમજાવશે, ત્યારે તેનું "ઢમઢોલ ને માંહે પોલંપોલ" ચાલતી પ્રવૃત્તિવાળું ખરૂં સ્વરૂપ લોકોને દ્રષ્ટિગોચર થયા વિના રહેશે નહીં. હિન્દુજનસમાજ આર્યસમાજના તેજમાં, મિથ્યા વ્યામોહમાં ઉક્ત પ્રકારેજ ગ્રસિત થઇ ગએલો હતો, અજ્ઞાનરૂપી અંધકારમાં અથડાયાં કરતો હતો, દયાનંદના મિથ્યા જહુમાનમાં સપડાએલા કેટલાક સ્વાર્થાન્ધ દુરાગ્રહી પુરૂષો કેવળ પક્ષપાતને ખાતરજ, તેમાં તન, મન અને ધનના ભોગે પુષ્ટિ આપી રહ્યા હતા. મિથ્યા સભ્યતા અને શિષ્ટાચારના ગુલામો ઉભયાન્વયી બનીને અથવા તો તદન તટસ્થ ને ઉદાસીન રહીને દયાનંદાનુયાયીઓને મદદ કર્યાજ કરતા હતા. ધર્મ જ્ઞાનથી રહિત એવા ન્યુજેંટલમેન બનેલા નવશિક્ષિત યુવકો તથા કુમળાં મગજનાં અબુધ બાળકોપર તે બધાની ઘણી માઠી અસર થતી. કોઇ સત્ય જ્ઞાનનો દિવ્ય પ્રકાશ નાંખવા, શ્રીમાન હિમ્મતલાલ વ્રજવલ્લભે "દયાનંદ—દંભદર્પણ," નામનું અર્થસૂચક, યથાર્થ નામવાળું પરન્તુ ઘણા સ્વલ્પ મૂલ્યનું એક કીમતી રત્ન પુસ્તક લખીને, ભોળપણથી ભ્રમિત થએલા જનસમાજને સાવધ કરવા, ડેન્જર સિગ્નલ (ભયની નિશાની) દર્શાવી, યોગ્ય માર્ગે સુસ્થાપિત કરવાનો જે મહાન્ લોકોપકારક અને ખરી દેશદાઝ બતાવનારો પ્રયત્ન કર્યો છે, તે સર્વથા યોગ્ય હોઇ, પ્રશંસનીયજ છે. પરન્તુ, સૃષ્ટિનો એ તો નિયમજ છે, કે ચોમાસામાં જ્યારે બધાં જાનવરો યથેષ્ટ ચારો ચરીને હૃષ્ટપુષ્ટ ને સંતુષ્ટ બને છે, ત્યારે જંગલી જવાસો શોક કરીકરીને નાહક સૂકાઇ જાય છે. સૂર્યના પ્રકાશથી જ્યારે સૃષ્ટિ માત્ર સંતુષ્ટ થાય છે, ત્યારે ઘુવડ, વાગોળો ચામાચીડીયાં વગેરેને તે મહાદુઃખરૂપ થઇ પડે છે. એ નિયમાનુસાર, વિરમગામના કોઇ એક પં. હરિશંકર ઓધડભાઇ, "દયાનંદદંભદર્પણ" રૂપી યથાર્થ જ્ઞાનના પ્રકાશથી ઝંખવાઇ જઇ, તેનો 'સવિસ્તર ઉત્તર' આપવાની પ્રતિજ્ઞા લઇ, દીપમાં પડતા પતંગીયાની પેઠે, આંધળીયાં કરી ઝંપલાવી પાડ્યા છે. તેમણે પોતાની ચોપડીના મુખપૃષ્ઠ ઉપર, "દયાનંદ દંભ દર્પણનો સવિસ્તર ઉત્તર," એવા શબ્દો નહીં લખ્યા હોત, તો ખરે ભાગે જ કોઇ જાણી શકત કે, 'દ. દં. દ.'નો એ ઉત્તર છે! કારણ 'દ. દં. દ'ના બે ભાગ છે, અને એ નાનકડા પુસ્તકમાં એટલી બધી બાબતોનો સંક્ષિપ્તમાં, પરંતુ યથાસ્થિત સમાવેશ કરેલો છે કે, જેનો 'સવિસ્તર ઉત્તર'

હકીકત આપવામાં આવેલી છે, તે સમગ્ર હિંદના સમર્થ પુરુષો અને ધુરન્ધર પંડિતોના મહાન્ ગ્રન્થોનો આધાર લઇને ઉદ્ધૃત કરેલી છે. અને તે એટલી બધી જગજાહેર, સુસ્પષ્ટ અને સત્ય એક અવાજે સાબીત થઇ ચુકેલી છે, કે તેમાં કોઇનો ચંચુપ્રવેશ પણ હવે થઇ શકે તેમ રહ્યું નથી. દયાનંદી કુતર્કો, સિદ્ધાન્તાભાસો, તથા અવનવી 'પોપલીલા'ઓનું એમાં નિર્મૂલખંડન કરીને તે સર્વની પોલ ખોલી નાંખેલી છે, એટલે હવે ખંડનનું ખંડન તો કો કાળે થવું શક્ય નથી. હવે ઉક્ત 'દ. દં દ.' એટલું બધું લોકપ્રિય અને સત્ય પુરવાર થઇ ચૂક્યું છે, કે તેના પ્રથમ ભાગની ટુંક વખતમાં જ ૭૦૦૦ પ્રતોની બે આવૃત્તિઓ ઉપરાચાપરી બહાર પડેલી છે, બીજો ભાગ પણ કલ્પના શક્તિમાં ના ઉતરી શકે તેટલા ટુંક સમયમાં જ (૫૦૦૦ પ્રતો) ખલાસ થઇ ચૂકેલો છે. નાણાં સંબંધી મુશ્કેલી, અને બીજી કેટલીક અગવડોને લીધે હવે તે અને તેના બીજા ભાગો સત્વર પ્રકટ થઇ શકતા નથી, એ જ માત્ર ગુજરાતનું મહાન્ હતભાગ્ય છે. હવે એ 'દ દં. દ.' નો સવિસ્તર ઉત્તર આપનાર પંડિતંમન્યે જોયાં છે તો એ ગણે, પરન્તુ પ્રથમ ભાગની પ્રથમાવૃત્તિનો જ કાંઇક અંશે ઉત્તર આપવા યથામતિ અને યથાશક્તિ યત્ન આદરી શક્યા છે. અને તેમાં પણ એ પ્રથમ ભાગ પ્રથમાવૃત્તિ માંહેની અગીઆર મુખ્ય બાબતો તો નાછૂટકે પડતી જ મકવી પડી છે. તે નીચે મુજબ છે. (૧) દયાનંદને સ્વપ્નામાં ઉમામહેશ્વરનું દર્શન અને તેમાં દયાનંદના લગ્નની વાત, (૨) મહાભાષ્યમા ગણાવેલી ૧૧૩૧ શાખામાથી ૧૧૨૭ ડીસમીસ કરી માત્ર તે માંહેની ચારનો સ્વીકાર, (૩) મુસલમાનના પ્રશ્નનો જવાબ નહીં આપી શકાયાથી મુક્તિને શાશ્વતની માન્યતામાથી મુક્ત કરવી, (૪) મૃતકના શ્રાદ્ધનું વિધાન, તેના લાભનું વિસ્તારપૂર્વક વિવેચન અને પાછળથી તેનું ખંડન કરી તેના સ્થાનમાં જીવિતપિતરના શ્રાદ્ધનું વિધાન, (૫) ગુણકર્માનુસાર વર્ણની અદલાબદલી કરવાની છૂટ આપવી, (૬) સંતાનોત્પત્તિમાં અસમર્થ હોય તેવી દશામાં સ્ત્રી કે પુરુષ બન્ને એક બીજાને પરપુરુષ યા પરસ્ત્રી સાથે નિયોગ કરવાની રજા આપી શકે (સત્યાર્થપ્રકાશ પૃષ્ઠ ૧૧૮). (૭) આઠ, છ અથવા ત્રણ વર્ષની વાટ જોઇ પતિની ગેરહાજરીમાં પ્રોષિતભર્તૃકાપત્ની અન્યપુરુષ સાથે નિયોગ કરી શકે, (૮) પહેલાં મનસાપરિક્રમા લખી, પછી 'યન્મનમાનમનુતે' નો ભાવાર્થ આપતાં ઇશ્વરને મનની બહાર બતાવી દેવો, (૯. પોતાના સિદ્ધાન્ત પ્રમાણે આકાંક્ષા, યોગ્યતા, આસત્તિ અને તાત્પર્ય એ ચાર કારણોનો વિચાર કર્યા વગર જ ભાગવતાદિ પૂજ્ય ને માન્ય ગ્રંથો પર તદ્દન જૂઠા આક્ષેપ કરવા. (૧૦) 'નમઃ શિવાય'ને વેદવિરુદ્ધ જણાવી સ્વામીજીનું સ્વયમ્ નાસ્તિક અને વેદનિંદક ઠરવું. (૧૧) સ્તનના છિદ્ર પર દૂધ રોકનાર ઔષધિના લેપ કરવા તથા યોનિસંકોચશોધનનો સ્ત્રીઓને ઉપદેશ આપવો. વગેરે—તેમજ પ્રથમભાગ દ્વિતીયાવૃત્તિની ખાસ તદ્દન નવી બાર બાબતોનો પણ, આંખ આડા કાન કરી જવાબ આપતાં ઘસચાં ખાઇ ગયા છે. (૧) શિવભજનની બાળલીલા, મહાદેવના રૂપથી ભડકવું. (૨) મેડમ બ્લેવેટસ્કી તથા કર્નલ આલ્કોટ સાહેબ સાથ દયાનંદનો પ્રથમ ગાઢ સંબંધ, પરન્તુ પાછળથી સ્વાર્થસાધનમાં ડખલ થતાં તેમની સાથે વિરોધ કરી'ભૂત પ્રેતને માને છે' એમ કહી તેમનું ભુંડું બોલવું, (૩) ઇન્દ્રમણિનો ઇતિહાસ, બનાવ ટંડનાં નાણાં દયાનંદે રોકવાં કરવાં તથા ઇન્દ્રમણિ સાથે ઝઘડો કરવો. (૪) વેદાધિકાર સંબંધમાં એક બાજુમાં ચાર પુત્રનું દષ્ટાન્ત. પૃષ્ઠ ૨૦, (૫) અનાવૃત્તિ મુક્તિ વિષયક દયાનંદે સત્યાર્થપ્રકાશ, વેદભાષ્યભૂમિકા, આર્યાભિવિનય, વેદાન્તધ્વાન્તનિવારણ, સત્યધર્મ-

વિચાર વગેરે પોતે લખેલા ગ્રંથોમાં આપેલાં પ્રમાણો; પૃષ્ઠ ૨૯. (૬) જીવને અનન્ત હોવાનું જણાવવું. (૭) મુનિને સ્નાન કેમ કરી તેનો સવિસ્તર ઇતિહાસ (૮) સંસ્કારશુદ્ધિ ખંડન, પૃષ્ઠ ૩૦. (૯) કચરામાં પેદા થતી આલૂ, શકરીયાં, તરબૂજ, બટાટા વગેરે બુદ્ધિનાશક વસ્તુઓનો દયાનંદે ત્યાગ કરવા કહેલું છતાં દયાનંદીયોનું તે તરફનું વલણ. (૧૦) વિધવાવિવાહ, અને નિયોગ વ્યભિચારવર્દ્ધક હોઇ વિષયવાસનાને સતેજ કરનારાં છે તેનું યથાર્થ વિવેચન, તથા (૧૧) પાતિવ્રતધર્મના ઉપદેશ વિરૂદ્ધ સ્ત્રીસ્વાતંત્ર્ય, લજ્જાત્યાગ, પરસ્પરની પ્રસન્નતાપૂર્વકનો સ્વયંવરવિવાહ, પુનર્લગ્ન, નિયોગ ઇત્યાદિ સિદ્ધાન્તોનો પ્રચાર કરીને દયાનંદે કરેલું વેદવિરૂદ્ધ વર્તી પ્રીસ્તી પ્રસારકોનું અનુકરણ.

ઉક્ત બાર બાબતોનો જવાબ આપી શકાયો જ નથી, ને એ દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના ટુંકી થઇ ગઇ, તેનો જ માન બજાવ્યો આળસુતાથી કરી, જવાબ અપાઇ ગયો સમજી, તેટલેથી જ ગળીયા બળદની પેઠે ગાળીયું કાઢી નાંખી અટકી પડ્યા છે. બીજા ભાગનો તો બીલકુલ લેશમાત્ર પણ જવાબ પંડિતંમન્ય લેખક આપી શક્યા જ નથી. કારણ ન. દ. દ. પ્રથમ ભાગની બે આવૃત્તિમાં નહીં આવેલી એવી બીજી તદન નવી ૪૭ બાબતોનો તો જવાબ આપવાનો જ બાદી દેલો છે, અને પોતાના " સવિસ્તર ઉત્તર " માં તેનો સીધી કે આડકતરી કોઇપણ રીતે ઉલ્લેખ, અરે ઇશારો સરખો પણ કરી શકાયો નથી. પ્રથમ ભાગની અમુક પાંચ બાબતો બીજા ભાગમાં આપેલા દયાનંદના જીવનચરિત્રમાં આવશ્યક હોઇ ફરીથી પરન્તુ જુદા રૂપમાં વર્ણવેલી છે, તેને પુનરૂક્તિદોષ જણાવી તેટલાથી જ આખો બીજા ભાગનો ઉત્તર અપાઇ ચૂકવાનું માની લીધું છે, અને આખા ' દ. દ. દ.'નો તેટલા પરથી જ સવિસ્તર ઉત્તર આપ્યાનો સગર્વ સંતોષ ધારણ કરી બેઠા છે. પ્રથમ ભાગની પહેલી આવૃત્તિનાજ જવાબમાં જે કાંઇક ચીતરી કાઢ્યું છે, તેમાં કેવળ એવી જ દલીલો અને પુરાવા આપેલા છે, કે જેના સનાતની પંડિતો તરફથી નિર્મૂલખંડન કરીને અનેકવાર ફુચેફુરચા કરી નાંખવામાં આવેલા છે. નિયોગ, મહીધરભાષ્યની અશ્લીલતાનાં નમુના, વર્ણવ્યવસ્થા ખંડન, વેદાધિકાર, દયાનંદના લખાણનો લુલો લંગડો બચાવ; વગેરે બાબતોનો આજ બે ત્રણ દશકાં થયાં સનાતની પંડિતો તથા પ્રતિષ્ઠિત પત્રોએ એવો તો ઉત્તમ ને સચોટ પૂર્વપક્ષ ઉત્તરપક્ષ કરી યથાસ્થિત રદીઓ આપી ફડચો આણી નાંખેલો છે, કે એના વિષે હવે વધુ પિંજણ કરી, ડાલગોનાં ડાલકાં બગાડવાં, એ ચર્વિતચર્વણ અને પિષ્ટપેષણ કરવા સિવાય બીજું કાંઇ જ નથી.

દયાનંદના સિદ્ધાન્તોને સ્વધર્મી તેમજ વિધર્મી મહાપુરૂષો તરફથી કેવો સારો આવકાર મળેલો છે ! તે વાત જગજાહેર છે. સુપ્રતિષ્ઠિત સ્વામી વિવેકાનન્દજીના ઉદ્‌ગારો આ વિષયમાં ખાસ જાણવા જોગ થઇ પડશે * મલાબારમાં કોઇ એક સજ્જને સ્વામી શ્રી વિવેકાનંદજીને એવો પ્રશ્ન કર્યો, કે રાજા રામમોહનરાય, બાબુ કેશવચંદ્રસેન, સ્વામી દયાનંદ સરસ્વતી અને આપનામાં શી ભિન્નતા ;અને અંતર છે ? તેના જવાબમાં સ્વામીજીએ સ્પષ્ટ જણાવી દીધું છે કે:—" એ લોકોની નીતિનો આદર્શ વિદેશીઓનાં અનુકરણથી મૂલોન્મૂલક ( Destructive ) હતો, અને મારો આદર્શ મૂલપોષક યાને ( Constructive ) છે. " એટલું જ નહીં, પણ અલ્મોડાથી ૧૮૯૭ ની પહેલી જુનના

* જુઓ, "બ્રહ્માણુસર્વસ્વ" ભાગ ૧૭—સન ૧૯૧૬ નો અંક૯, પૃષ્ઠ ૪૧૯—૪૨૦.

વિષે પોતે લખેલા પત્રમાં સ્વામીજી શ્રીવિવેકાનંદ, દયાનંદ સંબંધી વિશેષ ખુલાસો કરતાં જણાવે છે કે:—'દયાનંદેજ હાલ સંહિતા માત્રનુંજ નામ વેદ છે—એવો એક તદ્દન નવીન વિચાર (સિદ્ધાન્ત) ખરો કર્યો છે. પરન્તુ પવિત્ર દૃઢ વિશ્વાસી જનતા પર તે સિદ્ધાન્તનો કાંઇ પણ પ્રભાવ પડનાર નથી" વળી સ્વામીજી ૧૮૯૫ ના ૨૦ મી ડીસેમ્બરના પત્રમાં જણાવે છે-કે —"સૂક્તોનો અનુવાદ કરતી વખતે પ્રાચીન ભાષ્યકારોના કથન પર વિશેષ ધ્યાન રાખો, આપણા પ્રાચીન ઋષિઓના કથનાનુસાર વેદાર્થની વ્યાખ્યા કરો, દર્શન યા ધર્મશાસ્ત્રને સમજવાનું શુષ્ક બહુ ભાવસોના નશીબમાં નથી જ." સ્વામી શ્રી રામકૃષ્ણ-પરમહંસ, સ્વામી શ્રીરામતીર્થજી, સ્વામી અભેદાનંદજી વગેરે મહાત્માઓના વેદાન્ત વિષયક સિદ્ધાન્તો હાલ જગન્માન્ય થઇ પડયા છે, ને પાશ્ચાત્ય પંડિતોએ તેમની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે; તો શું તેટલાથી દયાનંદના પુનરાવૃત્તિ મુક્તિ, અને દ્વૈત પ્રતિપાદનના સિદ્ધાન્તો તકલેદી અને અસત્ય પુરવાર થઇ શકતા નથી ? ખાસ કરીને હમે આ સ્થળે પેશાવરના મેજીસ્ટ્રેટ સાહેબે એક આર્ય સમાજીની ફરીઆદનો ફેસલો આપતાં સત્યાર્થપ્રકાશ ઉપર પોતાનો સંગીન ને કીંમતી અભિપ્રાય જાહેર કર્યો છે, તેના ઉપર વાંચકવર્ગનું વિશેષ ધ્યાન ખેંચવા માગીએ છીએ "સત્યાર્થપ્રકાશમાં વ્યભિચારની તાલીમ તો છે જ" તથા તે કેસ ઉપરની અપીલ વખતે જડજે મેજીસ્ટ્રેટના સમર્થનમાં 'સત્યાર્થપ્રકાશનો ઘણો ભાગ તદ્દન ઘૃણિત હોવાનું જણાવ્યુ છે, તે બધુ વાંચી વિચારી ખૂબ મનન કરવા યોગ્ય છે. 'દ. દ. દ' ભાગ બીજાના પૃષ્ઠ આઠ, નવમાં આપેલી આ જબરદસ્ત "અદ્વિતીય ઔષધિ" ને આદ્યોપાન્ત જોઇને હવે 'સવિસ્તર ઉત્તર' આપનાર પંડિતંમન્ય કદાપિ સન્નિપાતનો બકવાદ કરશે નહીં, એ નિસંશય છે. હવે ઓઘડભાઇનો દોઢડાહ્યો દીકરો લખે છે કે—"સ્વામી દયાનંદ કેટલા વિદ્વાન્ હતા. તે તેઓના વેદભાષ્યાદિ ગ્રંથો પ્રત્યક્ષ જ કરી રહ્યા છે." અને "ઋષિ દયાનંદનું વેદભાષ્ય કેવું સભ્યતા વડે ભરપૂર અને ગંભીર છે." તેને માટે પણ તેમનો સન્નિપાતનો બકવાદ મટાડવા 'અદ્વિતીય ઔષધિ' ખુદ સુવિખ્યાત મેક્ષમુલર સાહેબે ઓક્સફર્ડના નોરહેમગાર્ડનસમા રહી તા. ૨૪ મી ફેબ્રુઆરી ૧૮૯૧ને દિને બનાવી રાખી હતી તે અહીં મુખમધપેટિકા રૂપે રજુ કરવામાં આવે છે.* હિન્દીભાષાના સુપ્રસિદ્ધ "સરસ્વતી" માસિકમાં પ્રકટ થએલ એ પત્રનો સારાંશ નીચે મુજબ છે

"અત્યાર લગી મારી એવી સમજ હતી, કે દયાનંદસરસ્વતી ધાર્મિક વિષયમાં મોટા કટ્ટર ચુસ્ત નેતા છે. પરંતુ હવે મને જાણીને ખેદ થાય છે, કે ધાર્મિક જુસ્સાની સાથે સાથે એ સ્વામી દયાનંદ એક ઓર બાજીજ ખેલી રહ્યા હતા. ઘણા દુઃખની વાત છે કે એમનાં રચેલાં ઋગ્વેદ અને યજુર્વેદ ભાષ્ય પાછળ આટલો બધો ભારે ધનવ્યય નાહક કરી નંખાયો. એ બન્ને ભાષ્યો, એની બહેકી ગએલી (Porverted) અવળે માર્ગે દોરાએલી બુદ્ધિના આબેહૂબ નમૂના અને પુરાવારૂપ છે. બાબુ કેશવચંદ્રસેનનું દયાનંદ સરસ્વતી સાથે સહમત (એકમત) નહીં થઇ શકયું તેનું મને હવે આશ્ચર્ય થતું નથી" વસ્તુતઃ આર્યસમાજ માત્ર ત્રીશેક વર્ષ થયાં જ ઉભી થએલી સનાતન ધર્મનો ઉચ્છેદ કરનારી સમુન્મૂલનાત્મક ક્રાન્તિ કારક સંસ્થા છે, તેથી એને કાલત્રયે પણ ધાર્મિક સંસ્થા કહી શકાય તેમ નથી. સામાજીક અને નૈતિક સુધારણાના વિષયમાં અન્ય સમાજો આગળ આર્ય સમાજ કાંઇ પણ વીસાતમાં નથી.

* જુઓ 'સરસ્વતી' (પ્રયાગ) ભાગ ૧૩માની સંખ્યા ૧૦મીના પૃષ્ઠ ૫૫૮ માંહેનો 'स्वामी दयानंद सरस्वतीका वेदभाष्य और अध्यापक मेक्षमुलर' શીર્ષક લેખ

બલકે પ્રાર્થનાસમાજ, બ્રહ્મોસમાજ વગેરેના સ્થાપાયા બાદ તે સંસ્થાઓની દેખાદેખી વાંદરીયા નકલ કરીનેજ ઉક્ત બાબતમાં તે પ્રમાણે આર્યસમાજ કરતી આવી છે. પરન્તુ નિયોગ, વર્ણની બદલા બદલી ઢેડ ભોગી ભંગી મુસલમાન ખ્રીસ્તી આદિને શુદ્ધિ સંસ્કાર, વેદાધિકાર વગેરે બાબતોમાં તો એ સંસ્થા બીજી બધી સંસ્થાઓને પાણી ભરાવે તેવી તરેહવાર છે. અને વળી બધામાં વેદનું ઓઠું તો તૈયાર ! એથી એ સંસ્થા અખિલ વિશ્વ માંહેની બધી સંસ્થાઓ કરતાં સૌથી વધારે ભયંકર છે. હિંદુઓના પૈસા ભીખ માંગીને ઉપરાવે છે અને એઠી આર્યસમાજ એ ધર્મપ્રાણ હિંદુઓના ધર્મની ઠઠ્ઠા મશ્કરી ને હૈયાહોળી કરે છે, અમો હિંદુઓના જ પૈસે અમારા ધર્મનો હ્રાસ કરે છે. માટેજ 'દ. દં. દ ' જેવાં પુસ્તકોની જેટલી આવશ્યકતા કહીએ તેટલી ઓછી જ છે. હિંદુ જનસમાજે હવે ઘેરાયેલા કુંભકર્ણની નિદ્રામાંથી જાગ્રત થઇ ચેતી જવાની ઘણી જરૂર છે, આર્યસમાજ એટલે હિંદુઓના પ્રિય ધર્મનું યથામતિ ખંડન કરનારી પાખંડપ્રચારક એક ભયંકર ક્રાન્તિકારક સંસ્થા. ના ધર્મમાં નથી તો કાંઈ ધર્માચરણ કરવાનાં કે નથી પુણ્યદાન કરવાનું ! પ્રાણીમાત્રની નિન્દા ગાલિપ્રદાન, અને દુનિયાના યાવત્ ધર્મોનું મન માન્યું ખંડન કરી ધર્માચાર્યોની બદનક્ષી કરવી: આટલામાં જ આર્યસમાજના સર્વસ્વનો સમાવેશ થઇ જાય છે. અને વળી આર્યસમાજનો એ ખાસ પ્રકૃતિજન્ય નિયમ જ થઇ પડેલો છે, કે પોતે ગમે તેટલી વખત હારી જાય તેનાં સિદ્ધાન્તોનું જડમૂળથી ખંડન થઇ પોગળ ને પોલ પ્રકટ થઇ જાય, તોપણ હબસી મૂછ પકડી તે પકડી-એવા દુરાગ્રહ અને પક્ષપાતને વશીભૂત થઇ, જડ અને મંદ બાળકની પેઠે પાછા હતા ત્યાંને ત્યાં આવવું. ખંડવા, પેટલાદ, દીલ્હી, નાહન વગેરે અનેક સ્થળોએ શાસ્ત્રાર્થમાં તેમની દલીલો તથા પુરાવાના ગમે તેટલા ફુરચેફુરચા ઉડી ગયા હોય, પણ નષ્ટ આર્યસમાજીઓ તો ' હાર્યો જુગારી બમણું રમે ', અને 'મીયાં પડયા તો પડયા પણ ટંગડી ઉંચી' એ ન્યાયને અનુસરીને, પાછી તેની તેજ જુની પુરાણી દલીલો અને પુરાવા આગળ આણી, એકજ પ્રકારનું અદ્વૈત પિંજણ પુનઃપુનઃ કર્યાજ કરવાના. અંગ્રેજીમાં જેને Hacknoyed and oft-assailed monotonous arguments કહે છે, તેવુંને તેવું જ 'સીતાનું હરણ થયું ને પાછું માણસ થયું કે હરણ જ રહ્યું !' એવી કહાણી સમજવાળું જ્ઞાન કુલાઇફુલાઇને મહાજય મેળવવાને મેદાનમાં પડતા હોય, તેવો દમ કરીને ફરીફરીને હોંસે ઉમંગે આગળ ધરવાના ! અને તેમાં પણ અસત્ય તરકટી ને બનાવટી વાતો રચી કાઢવામાં, ગાલિપ્રદાન જાતે પોતે કરીને બીજા પર ગાલિપ્રદાન પોતે કરતા હોય, તેમના પર પાછી તેમ કરવાનું ગાળો દીધાનું જુઠું આળ ચઢાવવામાં, ચોરી ને શિરજોરી કરવામાં પોતે ગુન્હેગાર હોવા છતાં બીજા પર પોતાના ગુનાહનું તહોમત મુકવા વગેરે બાબતોમાં, પોતે માની લીધેલા મહર્ષિ શ્રી દયાનંદજીને પગલેપગલે ચાલી જરૂર તેમનું અનુકરણ અને અનુસરણ કર્યા વિના રહેવાના જ નહીં. 'સવિસ્તર ઉત્તર' આપનાર પંડિતમન્યે સાક્ષાત્ દંભમૂર્તિ દયાનંદના બિલ્લા તો. શું પણ બ્રહ્મોટાયાએ મોટાં છિદ્રોના હાંકપીછોડો કરી એ દંભલીલાની પોલ ખુલી જવાથી નખશીખ બળ્યાંબળ્યાં થઇ, એ પ્રપંચ અને પ્રતારણાને પ્રકાશમાં આણવાના પ્રાણી માત્રના જાહેર હિતના મહાન લોકોપકારક કાર્ય બદલ એક બાહોશ ડીટેક્ટીવ તરીકે શ્રીમાન હિમ્મતલાલભાઇને ધન્યવાદ આપવાને બદલે, તેમનાં કલ્પિત રાઇથીયે નાનાં છિદ્રો શોધવા સારૂ દૂધમાંથી પોરા કાઢવાં જેવોજ આબેહુબ મિથ્યા પ્રયાસ કર્યો છે. પરન્તુ દગાખોર દુષ્ટ બદમાશનું ભોપાળું જાહેરમાં લાવનાર ડીટેક્ટીવને તેના કાર્યમાં

ખસેલ કરનાર કોઇ સ્વાર્થાન્ધ મૂર્ખ મનુષ્યને જેટલો યશ પ્રાપ્ત થઇ શકે તેટલો જ બેશરમા ઓથડસતને એ કાર્યમાં મળેલો છે. 'દ દં. દ' ભાગ બીજા માંહેનાં દયાનંદજીનાં ગોપાળાંને પોગળનો જવાબ આપવાને બદલે લેખકે હિમ્મતભાઇની માત્ર બેજ ભૂલો આખા "દ. દં, દ" માંથી તારવી કાઢી છે. "મહાજ્યોતિઃ ચક્ર" એ સામાસિકપદમાં વિસર્ગનો રૂ નથી કર્યો તે બદલ અને બીજી ॥ ॐ શ્રીઁ ॥ શ્રીનૃસિંહાયનમ. । હરિ: ॐ ॥ એ સંસ્કૃતનાં મહાન્ જ્ઞાતા આટલા પ્રરથીજ જ્ઞાનમાં પોતાને વ્યાસનો અવતાર માની 'અદ્વિતીય ઔષધિ' પોતે બનાવવાની આત્મશ્રદ્ધાપૂર્વક ડંફાસ મારતા હશે! "મહાજ્યોતિ ચક્ર" એ શબ્દો ગુજભાષામાં ગુર્જર વાંચકોને માટે લખેલા હોવાથી તેમાં સંસ્કૃત વ્યાકરણના બધા નિયમોની બારીકી જાળવવાની કાંઇજ જરૂર નથી. લેખકે ગુજરાતી ભાષાનાં પત્રો જોયાં હોય એમ જણાતું નથી. બીજી ભૂલ તો તદ્દન ખોટી જ કાઢેલી છે, માત્ર વાંચતી વખતે આંખેથી અંધારીયાં કાઢી નંખાવી જોશે, તો સારૂ જણાશે, કે એ ત્રણે પુસ્તકમાં ('દ. દં. દ' ભાગ ૧ લાની આવૃત્તિઓ બે તથા ભાગ ૨ જો) આરંભમાં ॐ પછી શ્રી અનુનાસિકજ છે.

'ॐ શ્રીઁ શ્રીનૃસિંહાયનમ: ।' એમ જ લખેલું છે. પણ ખરી ભૂલ કાઢતાં ના આવડે ત્યારે કરે પણ શું? 'સવિસ્તર ઉત્તર' આપવાની પ્રતિજ્ઞા લીધેલી એટલે જ્યાં ત્યાંથી યેનકેનપ્રકારેણુ ત્રેહીયા વેઠ કરી ગાળોસુ કાઢી નાંખવા પાનાં તો ભરવાં જ જોઇએ! પરન્તુ ભૂલો શી રીતે અને કેવી નીકળે છે, તે જોવું હોય તો ત્રણ પાઇની કીમ્મતની સુગ નહાવી આખરે ઝખ મારીને પોતાને પણ ઢોંગ કરી તેટલી જ કીંમત રાખવી પડી છે, એવા પોતાના મિથ્યા આત્મશ્લાઘાથી ભરેલા 'અદ્વિતીય ઔષધિ' ના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પોતાના ઘરના છાપા 'આર્યપ્રકાશ' ની જાહેરખબર આપી છે, તે જ પત્રનો ૧૩ મી ફેબ્રુઆરી ૧૯૧૬ નો અંક જોઇ લેવો. ઉક્ત અંકના 'મલિન વિરોધની પરિસીમા' શીર્ષક લેખમાં શબ્દોની જોડણીની અસંખ્ય ભૂલો કરવામાં આવેલી છે. તે બધી 'શ્રી મહાજ્યોતિ'ના પોષ ૧૯૭૨ ના અંકમાં ૭૮ મે પાને 'આર્યસમાજીઓની અપૂર્વતા!' વાળા લેખકમાં પ્રકટ થએલી છે, તે એ લેખકે પ્રથમ વાંચી વિચારી 'અદ્વિતીય ઔષધિ' ના સન્નિપાતનો બકવાદ પછી કરવા હમારી ભલામણ છે. એ લેખક પોતાને 'વિષાદપ્યમૃતં ગ્રાહ્યમ્' એ ન્યાયને અનુસરનારા હોવાનું બનાવટી તૂત રચી કાઢવામાં જ ઘણા શૂરા છે. 'હિં. દં. દ' પૃષ્ઠ છઠ્ઠાના બીજા પેરાગ્રાફમાં પરસ્પર વિરોધની બાબતમાં જાણી જોઇને તદ્દન મનગમતું વાક્ય પોતાની મેળે બનાવી દઇ, ખોટા અવતરણ ચિન્હ મૂકવાની ફોરજરી (ફોજદારી ગુનોહ) કરી, 'સવિસ્તર ઉત્તરપૂર્વક ખંડન કર્યાનો મિથ્યા ફાંકો રાખી પત્રરાજી કરી મિથ્યા પાંડિત્ય બતાવવાને જુઠાણું રચી દુનિયાને, ઠગવામાં તો પોતાના મિથ્યા મહર્ષિજીનું જ અનુકરણ કર્યું છે! ભાઇ હરિશંકરના જણાવ્યા પ્રમાણેનું, "સ્વામીજી અગ્નિદાહ કરેલાં મુડદાંની રાખ અને અસ્થિ ફેંકી દેવાનું અને દાટવાનું લખે છે, અને ધ્યાનને સમયે નાભિપ્રદેશમાં અથવા પીઠના મધ્ય ભાગમાં ચિત્તને એકાગ્ર કરવાનું લખે છે, પરંતુ મૂર્તિપૂજક મૂર્ત્તિને ઇશ્વર સમજીને તેની ઉપાસના કરે છે, તે વાતનું સ્વામીજીએ ખંડન કર્યું છે." આવું વાક્ય પ્રથમાવૃત્તિ પ્રથમ ભાગ 'દ દં. દ',ને સાતમે પાને કોઇપણ સ્થળે છે જ નહીં. ભાગ પહેલાની દ્વિતીયાવૃત્તિ તેમજ ભાગ બીજાને સાતમે પાને તો તદ્દન જુદા જ વિષયો છે. ભાગ પહેલાની પ્રથમાવૃત્તિમાં એ બાબત તો છે, પણ

બીલકુલ જુદી જ રીતે છે, અને તે સ્થળે ઉક્ત બે બાબતનો કોઇ પણ પ્રકારનો સંબંધ જ નથી, તેમજ ત્યાં તે બન્ને વચ્ચે કોઇપણ પ્રકારનો પરસ્પર વિરોધ પણ દર્શાવેલો નથી; પરન્તુ તે વાક્યો મળ પ્રથમાવૃત્તિ પ્રથમ ભાગમાં નીચે પ્રમાણે છેઃ—"સંસ્કારવિધિમાં ૧૫૦ મે પાને મૃતકની રાખ અને હાડકાંને ભોંયમાં દાટવા અથવા બાગ કે ખેતરમાં નાંખવાનું જણાવેલુ છે.", "સત્યાર્થપ્રકાશમાં ૧૧૮ મે પાને ઠરાવે છે કેઃ—"ઉપાસના કરવા ચહાય ત્યારે એકાંત શુદ્ધ દેશમાં જઇ, આસન લગાવી પ્રાણાયામ કરી, બાહ્યવિષયોથી ઇંદ્રિયોને રોકી, મનને નાભિપ્રદેશમાં અથવા હૃદય, કંઠ, શિખા કે પીઠના મધ્ય હાડમાં કોઇ સ્થાનપર સ્થિર કરી. પોતાના આત્માનું વિવેચન કરી પરમાત્મામાં મગ્ન થઇ સંયમી થવું." સ્વામીજી શબ્દથી શરૂ થતું વાક્ય આ પ્રમાણે છેઃ—"સ્વામીજીના વિષમ બુદ્ધિની ભ્રાંતિ અતિ પ્રબળ છે, અને તેનું જ આ વિપરૂળ છે કે જેણે પાષાણમય મૂર્ત્તની પૂજા છોડાવી, અને પીઠના હાડકામાં ઇશ્વરની ઉપાસના કરાવે." સુજ્ઞ વાચક સમજી શકશે કે મળ 'દ. દં. દ' ભાગ ૧લામાં આ પ્રમાણે જુદાં જુદાં વાક્યો છે. અને મૃતકની રાખ, આસ્થ ફેંકવાની બાબત તથા પીઠના હાડકાની ઉપાસના કરવાની બાબતનો કાંઇ પણ પરસ્પર સંબંધ તેમાં દર્શાવેલો નથી. એ સ્થળે પરસ્પર વિરોધ છે એમ કોઇ પણ પ્રકારે સૂચવેલું સુદ્ધાં નથી. તો પછી "આ વાતમાં વિરોધ કાંઇ પણ નથી, કારણ કે બન્ને વિષયો ભિન્ન ભિન્ન છે—" એમ કહી 'પરસ્પર વિરોધ કોને કહે છે તેનું પણ જ્ઞાન તેને નથી," તથા, "હિમ્મતલાલનામાં હિંમત તો ઘણી છે પરંતુ લખવાની બુદ્ધિ નથી," એવો સગર્વ પ્રલાપ કરવો એ કેવળ અસ્થાને હોય, સન્નિપાતના લખારા ને બકવાદ જેવો ગણાયા વિના રહેશે જ નહીં. આ સ્થળે તો સ્વિસ્તાર ઉત્તર લખવાના ધુનમાં ભાન ભુલી બીલકુલ અવ્યાપારેષુ વ્યાપાર કરી જુદુંનું ઝાડ ને તૂત રચી કાઢ્યું છે. પરન્તુ એ લેખકની અદ્ભુત વિલક્ષણતા તો એ છે, કે જે સ્થળે ખરેખરો પરસ્પરવિરોધ બતાવ્યો છે, ત્યાં આગળ તો તેને લાચારીથી આંખ આડા કાન કરી નિરૂત્તર જ બની જવું પડ્યું છે. અને તે આપણે 'દ. દં. દ' ભાગ ૧ લા ના જ શબ્દોમાં જણાવીશું. "૧૯૪ મે પાને ઇશ્વરને ત્રિકાલદર્શી કહેવો એ મૂર્ખતાનું કામ છે એમ લખ્યું છે." "આર્યાભિવિનયના ૭૬ મે પાને સ્વામીજીએ પોતે જ ઇશ્વરને ત્રિકાલદર્શી લખેલો છે. આવો પરસ્પરવિરોધ બે લેખોમાં આવવાથી અવસ્ય એક જગાએ તેની ભૂલ અને મૂર્ખતા જ હોવી જોઇએ." હવે 'હિ. દં. દ' ના લેખકે માત્ર ૧૯૪ મા પાનાનાનો જ બચાવ કરીને આર્યાભિવિનયના ૭૬ મા પૃષ્ઠપર તો હડતાલ જ ફેરવાવી છે. આ સ્થળે જેમ હડહડતી જુઠી ભૂલો કાઢી છે, તેમ એ લેખકે પોતાના ત્રણ પાઇના પુસ્તકને ૧૨ મે તથા ૧૫ મે પાને, પોતાના મિથ્યા મહર્ષિજીની લૂંટાઇ જતી આબરૂની રક્ષા કરવા સારૂ, 'સરસેંકો તીન પાંઉ' અને 'એક નન્નો સો દુઃખને હણે' એ નીતિનો છુટથી અખત્યાર કર્યો છે. 'હિ. દં. દ' ને બારમે પાને લખ્યું છે કેઃ—"હિંમતલાલ લખે છે કે 'વળી ૧૪૯ મે પાને ગાયને ગધેડી બરાબર સમજો; એમ દયાનંદસ્વામીએ લખ્યું છે.' એ વાત બીલકુલ મિથ્યા છે." પરન્તુ એ મિથ્યા મહર્ષિના મિથ્યા મમત કરનારા અસત્યવાદી શિષ્યને સન ૧૮૭૫ ની સત્યાર્થપ્રકાશની પ્રથમાવૃત્તિનું ૧૪૮ મું પૃષ્ઠજ તેમનું મિથ્યાત્વ સાબીત કરી આપ્યા વિના રહેતુંજ નથી. મળ વાક્ય આ પ્રમાણે છેઃ—"ગાય તો પશુ હૈ, સો પશુકી કયોં પૂજા કરના ઉચિત હૈ? કભી નહીં. કિન્તુ ઉસકી તો યહી પૂજા હૈ કિ ઘાસ, જલ,

ઇત્યાદિકસે ઉસકી રક્ષા કરના, સો ભી દુગ્ધાદિકે પ્રયોજનકે બાસ્તે, અન્યથા નહીં, ઔર ગધીકી ભી પૂજા વૈસી હોતી હૈ, જિસકો પ્રયોજન રહતા હૈ વહ પ્રયોજનકે વાસ્તે કર્તા હી હૈ ॥" વળી પંદરમે પાને એ ભાઇ લખે છે કેઃ–" સત્યાર્થપ્રકાશમાં ગર્ભવતીની સાથે નિયોગ કરવાનું સ્વામીજીએ કાં એ પણ લખ્યું નથી." પરંતુ એજ સત્યાર્થપ્રકાશને ૧૨૦મે પાને સ્પષ્ટ આજ્ઞા આપી છે કેઃ—" गर्भवती स्त्रीसे एक वर्ष समागम न करनेके समयमें पुरुष वा स्त्रीसे न रहा जाय तो किसीसे नियोग करके उसके लिये पुत्रोत्पत्ति कर दे." બુદ્ધિની ભ્રાન્તિની પ્રેરણાથી કહો કે સ્વાભાવિક અજ્ઞાનતાથી કહો પણ સ્વામીજીએ અહીં તો ખરે તદ્દન શાસ્ત્રવિરૂદ્ધ રૂઢિ ને લોકાચાર વિરૂદ્ધ સર્વથા અયોગ્ય વાત લખી ખુદ લજ્જાને પણ લજ્જીત કરી દીધી છે. વળી આગળ 'સરસોકા તીન પાંઉ' કરતાં ભાઇશ્રી લખે છે કેઃ–' મનુષ્યનું માંસ મનુષ્યને ખાવાનું સ્વામીજીએ કોઈ પણ ઠેકાણે લખ્યુ નથી. ' મિથ્યા મહર્ષિજીના સૂત્ર ઉપર વાર્તિક કરીને સવિસ્તર ઉત્તર આપનાર લેખકશ્રી કહે છે કે—' મનુષ્યાદિનુ માંસ કુતરાં આદિ હિંસક પ્રાણી ખાય અને વ્યાઘ્રાદિ હિંસક પશુઓને રાજા મારે તો તેનું માસ કોઇ મનુષ્ય ખાય તો હાનિ નથી. પરંતુ સંભવ છે કે તેનાથી માંસાહારી સ્વભાવ બની જવાની સંભાવના રહે છે, એટલા માટે મનુષ્યે કોઇનું પણ માંસ ખાવુ નહીં એજ સારૂં છે.' પરન્તુ એ જ્ઞૂરણજીએ તો અહીં નરાતર લબાડ બની કબાડી સ્વામીજીએ મનુષ્યનુ માંસ ખાવાની સ્પષ્ટ રજા આપી છે તે વાતજ છુપાવી દીધી છે, અને છેવટે 'મનુષ્યે કોઇનું પણ માંસ ખાવું નહી' એમ પોતાની ગાંઠનુંજ કાઢી દેં'કયું છે. દયાનંદે વ્યાઘ્રાદિ હિંસક પશુઓ તથા મનુષ્ય, એ બેનું માંસ મનુષ્યને ખાવાની છૂટ, આપેલીજ છે, એ નીચેના સ્વામીજીના પોતાના જ શબ્દોથી સુસ્પષ્ટ રીતેજ સિદ્ધ થાય છે. સત્યાર્થપ્રકાશ પૃષ્ટ ૨૬૬ની નીચેની પંક્તિઓજ તેના પુરાવાને માટે પૂરતી છે ' પ્રશ્ન-જો સભી અહિંસક હો જાય તો વ્યાઘ્રાદિ પશુ ઇતને બઢ જાય કિ સબ ગાય આદિ પશુઓકો માર ખાંય । ઉત્તર-યહ રાજપુરૂષોકા કામ હૈ કિ જો હાનિકારક પશુ વા મનુષ્ય હોં ઉનકો દંડ દેવેં ઔર પ્રાણસે ભી વિયુક્ત કર દે. પ્રશ્ન—ફિર કયા ઉનકા માંસ ફેંક દે? ઉત્તર—ચાહેં ફેંક દેં ચાહેં કુત્તે આદિ માંસાહારિયોંકો ખિલા દેવેં વા જલા દેવેં અથવા કોઇ માંસાહારી મનુષ્ય ખાવે તો ભી સંસારકી કુછ હાનિ નહીં હોતી, કિન્તુ ઉસકા સ્વભાવ માંસાહારી હોકર હિંસક હો સકતા હૈ ।" 'મનુષ્યે કોઇનું પણ માંસ નહીં ખાવું–એજ સારૂં છે ' એમ અહીં બીલકુલ કોઇ પણ પ્રકારે સૂચવ્યું સુદ્ધાં નથી, પણ ઉલટું એમ તો ચોખ્ખું કહેલું છે કેઃ–મનુષ્યનું માંસ ખાનાર એવા માંસાહારી મનુષ્યથી સંસારને કોઇ પણ પ્રકારની હાનિ નથી થતી, માત્ર તે માણસ માંસ ખાનારો અને હત્યારો થાય છે એટલુંજ. એમાં કાંઇ પણ નિષેધ તો દર્શાવેલોજ નથી, સ્વામીજીએ અહીં તો ખાસ કરીને પોતાની બુદ્ધિની ભ્રાન્તિનો ચમત્કાર બતાવ્યો છે. વ્યાઘ્રાદિ પશુઓનું માંસ તથા મનુષ્યનું માંસ ખાનાર મનુષ્યની કલ્પના સ્વામીજીનુ પગદ્રુપ ભેજુંજ કરી શકે, અન્યનું નહીં. મિથ્યા મહર્ષિજીની આગ માનરક્ષા કરવા ખાતર આ પ્રમાણે ' અદ્વિતીય ઔષધિ' બનાવી સવિસ્તર ઉત્તર આપનાર પંડિતંમન્યે સ્વામીજીનો સર્વનાશ ગજાન કરી નાખી દયાનંદની આબરૂનું ઉતરું જાહેરમાં લીલામજ કર્યું છે.

આર્યસમાજીઓ દયાનંદના ચેલા હોઇ તેની માફક જુઠ અને તૂત ચલાવી ખાલી ગોળા ગબડાવવામાં ઘણા કાબેલ છે. પરંતુ તેથી તો ઉલટું ગુરૂજી તેમજ ચેલા એ ઉભયેનું પોગળ અનાયાસે વિશેષ પ્રકટ થઇ જાય છે. કોઇ પણ આધાર આપ્યા વગર જનસમાજમાં સાધારણ રીતે સપ્રમાણ સ્થિર થએલી પ્રચલિત માન્યતા કદી પણ અટકાવી કે દૂર કરી શકાતી નથીજ. દયાનંદને ભાંગ પીવાનું જબરૂ વ્યસન હતું ભાંગની કેફ ચડે ત્યારે ધુનમાં આવી જઇ ગમે તેવું તેઓશ્રી અદ્દસદ્દ ચીતરી મારતા! વધુ પ્રકાશ તેના પર આગળ પાડવામાં આવશે. તેઓશ્રી પોતે જાતેજ પોતાના જન્મચરિત્રમાં ચોખ્ખું લખે છે કઃ—'એ વ્યસનથી હું કોઇ કોઇવાર સર્વથા બેહોશ થઇ જતો.' એમણે કોઇ પણ સ્થળે એ વ્યસન છોડી દીધાનું જણાવ્યુ કે સૂચવ્યું પણ નથી, તથા તેમના મરણ પર્યન્ત તેમની સાથે તેમના સંગમાં રહેલા તેમના અનુયાયીઓએ પણ તેવું કદી જાહેર કર્યું નથી. ઉલટું તેમણે તો એ વ્યસન હંમેશ કાયમ જ રહ્યાનું જણાવેલું છે. છતાં પ્રતિપક્ષીઓને પરાસ્ત કરવા કોઇ પણ પ્રકારના પુરાવા, આધાર કે પ્રમાણ આપ્યા વગર, કેવળ તરંગી ને મનસ્વી રીતે મગજમાંથી ફાવ્યું, તેમ ફેંક્યું, એટલે 'સવિસ્તર ઉત્તર' અપાઇ ગયો સમજી, 'હિ. દં. દં' ના લેખકે '**वावावाक्यं प्रमाणम्।**' તથા **मुखमस्तीति वक्तव्यम्।** એ ન્યાય પ્રમાણે જ્યાંત્યાંથી પાનાં તો ભરવાં જ, એવી માન્યતાથી મનમાં આવ્યું ને ફાવ્યું તેવું ચીતરી માર્યું છે. ભાંગનું વ્યસન દયાનંદે છોડી દીધાના પ્રમાણમાં એટલું જ એ ભાઇ કહે છે કે:—'**बुद्धिं लुम्पति यद् द्रव्यं मदकारि तदुच्यते**' એ મનુસ્મૃતિના પ્રમાણથી સર્વ નિશાવાળા પદાર્થોનું પોતાના સત્યાર્થપ્રકાશમાં સ્વામીજીએ ખંડન કર્યું છે. પરંતુ એ ભાઇને ખબર નથી, કે દયાનંદજી કહેવામાંજ શૂરા ને બકવામાં જ બહાદુર હતા, કરવામાં નહીં. તેમના વિચાર અને વર્તન વચ્ચે જમીન આસમાનનું અંતર હતું. પરોપદેશે પાંડિત્ય પ્રકટાવી કહેતા કાંઇ, અને કરતા તો કાંઇ ઓરજ! સ્વામીજીએ જે પ્રમાણે ભાંગ આદિ સર્વ નિશાવાળા પદાર્થોનું ખંડન કરી નિષેધ કર્યો છે, તે પ્રમાણે, તેમણે ઘી ગોળ લોટ ખાંડ ફળ ફુલ વગેરેનો પણ સખ્ત શબ્દોમાં નિષેધ કર્યો છે. પરંતુ તે અન્યને માટે હોઇ પોતે તો ભાંગની પેઠે માલ મલીદા પુરી કચોરીનું સર્વથા સેવન જ કરી રહ્યા હતા. સત્યાર્થપ્રકાશમાં સ્વામીજીએ લખેલું છે કે:—"**જીન્હોને ગુડ ઘી પિસાન, સાગ, ફલફુલ ખાયા ઉન્હોને સબ જગતકા હાથકા ખાયા, ઉન્હોને ઔર ઉચ્છિષ્ટ ખાયા.**" પોતાના મત પ્રમાણે ખુદ દયાનંદજી ઉચ્છિષ્ટ અન્ન ખાનાર તરીકે સાબીત થયા.

વળી સ્વામીજીએ પોતાનો વેદમત દર્શાવી વેદમાં જ માત્ર જે વિધેય અને ત્યાજ્ય અનુષ્ઠાન જણાવ્યાં છે તે મુજબ આબેહુબ વર્તવાનો ઉપદેશ આપ્યો છે. છતાં સત્યાર્થપ્રકાશમાં જ તેમણે જાતે બીજા અમાન્ય ગણેલા ગ્રંથોનો આધાર લીધો છે, એટલુંજ નહીં પણ જે ઋષિઓના ગ્રંથમાં વેદવિરૂદ્ધ લેખ હોવાની સ્વામીજીએ શંકાઓ કરી છે, તે ઋષિઓના ગ્રંથોનો પણ તેમણે આધાર લીધો છે. વળી તેમણે એક પણ વેદમંત્રનું ખરેખરૂં પ્રમાણ આપ્યા વગર વેદના ખોટા અર્થ કરી મનમાન્યું નિયોગનું વિધાન કર્યું છે, **मनसा परिक्रमा**નું તૂત ઉભું કર્યું છે, હઠીલી ઉપાસના બતાવી છે, ખ્રીસ્તી મુસલમાનની શુદ્ધિ અને વર્ણપરિવર્તનની આજ્ઞા આપી છે. સ્વરચિત સંસ્કારવિધિમાં જે સોળ સંસ્કાર સ્વામીજીએ લખ્યા છે, તેમાંથી ગર્ભાધાન નામના પ્રથમ સંસ્કાર

વિષયક મનુ, શતપથ, આશ્વલાયન તથા યજુર્વેદના ગુહ્યસૂત્રમાંથી જે કાંઇ ઉતારા આપ્યા છે, તેને કોઇ આર્યસમાજી પોતાના માનેલા એકલાજ મંત્રભાગ વેદમાંથી સિદ્ધ કરી આપે તો જ બસ છે. પંચમહાયજ્ઞવિધિમાં સંધ્યોપાસનક્રિયાનાં જે વિધાન આપેલા છે, કે આ મંત્ર વડે આચમન કરવું, અમુક મંત્ર વડે ઇંદ્રિયસ્પર્શ તથા માર્જન, પ્રાણાયમ, પરિક્રમા, ઉપસ્થાનાદિ કરવાં તથા બન્ને સંધ્યામાં અમુક મન્ત્રનો જપ કરવો; એ બાબત શું કોઇ આર્યસમાજી પોતાના માનેલા વેદમાંથી બતાવી, સિદ્ધ કરી આપી સ્વામીજીની વેરાઇ વીખાઇ જતી આબરૂની રક્ષા કરી શકશે? સમાજીઓને અમારો જાહેર ચેલેન્જ છે, કે નીચેની બાબતો વેદમાંથી તેઓ સિદ્ધ કરી આપે સત્યાર્થપ્રકાશ ૧૮૮૪. પૃષ્ઠ ૨૪ (૧) સજાતીય વિજાતીય સ્વગત ભેદ શૂન્ય બ્રહ્મ (૨) પૃષ્ઠ ૩૩ નવમા વર્ષના આરંભમાં દ્વિજે પોતાના સંતાનનુ ઉપનયન કરીને ઇત્યાદિ. (૩) પૃષ્ઠ ૪૩. વિશ્વાનિદેવ તથા ગાયત્રી મંત્ર વડે આહુતિ આપવી. (૪) પૃષ્ઠ ૫૪ પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણ લક્ષણ સહિત, પૃષ્ઠ ૫૪ થી ૬૬ સુધીનું સત્ર. (૫) પૃષ્ઠ ૭૮ જે કન્યા માતાના કુલની ૭ પેઢીમાં તથા બાપના ગોત્રમાં ન હોય, તેવી કન્યા સાથે વિવાહ કરવો ઉચિત છે. (૬) પૃષ્ઠ ૮૦ નક્ષત્રાદિ નામ વાળી કન્યા સાથે વિવાહ નહી કરવો જોઇએ. પૃષ્ઠ ૮૧ (૭) ગુણકર્માનુસાર બ્રાહ્મણાદિ વર્ણના છોકરાછોકરીઓને બદલ્યા કરવા. (૮) પૃષ્ઠ ૯૨ બ્રાહ્માદિ આઠ પ્રકારના વિવાહ લક્ષણ સહિત. (૯) પૃષ્ઠ ૯૭. ઉત્તમ શ્રી સર્વ દેશ તથા લોકોની પાસેથી ગ્રહણ કરવી. (૧૦). પૃષ્ઠ ૧૦૧, સંપૂર્ણ વૈશ્વદેવ વિધિ (૧૧) પૃષ્ઠ ૧૭૧ રાજદંડની વ્યવસ્થા. (૧૨) પૃષ્ઠ ૧૯૪ ઇશ્વરને ત્રિકાલદર્શી કહેવો એ મૂર્ખતાનું કામ છે. (૧૩) પૃષ્ઠ ૨૨૪ મનુષ્યની આદિ સૃષ્ટિ તિબેટમાં થઇ. (૧૪) પૃષ્ઠ ૨૪૨ પંચકોશની વ્યાખ્યા (૧૫) પૃષ્ઠ ૨૫૮ નિષેકાદિ સંસ્કારોની વ્યાખ્યા તથા શિખાસહિત વપનવિધિ વિગેરે— સ્વામીજીએ તો સ્પષ્ટ જાહેર કરેલું છે કે—"**હમારા મત વેદ હૈ, જો જો વેદ મેં કરને ઔર છોડનેકી શિક્ષા કીહૈ ઉસઉસકા હમ યથાવત્ કરના છોડના માનતે હૈ ॥**" પરન્તુ ઉપર ગણાવ્યા ઉપરાંતની ઘણી ખરી બાબતોનું પ્રતિપાદન તેમણે કેવળ સ્વચ્છંદી મનસ્વી અને કપોલકલ્પિત આધાર આપીનેજ કર્યું છે, સ્વામીજી 'અભી બોલા ઔર અભી ફોક' કરવાના સિદ્ધાન્તના ચુસ્ત ભગત હતા, તેના પુરાવાઓમાનો માત્ર આ એક છે. વળી વિચારવિરૂદ્ધ વર્તન રાખી પરોપદેશે પાંડિત્ય દયાનંદજીની માફક જેઓ કરે છે, તેમના જ રાંઢીયા તેમના પોતાના ગળામાં આવે છે. બીજાને માટે ખોદેલા ખાડામાં પડેલા તો પોતે જ પડે છે. સત્યાર્થપ્રકાશ પૃષ્ઠ ૫૮૮ મે લખ્યુ છે કે:—"હું વિદ્વાનોને દેવ, અવિદ્વાનોને અસુર, પાપીઓને રાક્ષસ અને અનાચારીઓને પિશાચ માનું છું." એ નિયમ પ્રમાણે તો દયાનંદજી અવિદ્વાન, પાપી અને અનાચારી એ ત્રણે કોટિમા આવી જતા હોવાથી પોતાના જ કહેવા પ્રમાણે એકી વખતે તેઓ અસુર, રાક્ષસ અને પિશાચ ઠરે છે. સ્વામીજીને નહોતું બરાબર સંસ્કૃતનું જ્ઞાન, કે જે હિન્દી ભાષામાં પોતે ગ્રંથો લખ્યા છે તે હિંદી ભાષાનું જ્ઞાન. વળી પ્રચલિત પ્રણાલિકાનો ભંગ કરી સર્વથા શાસ્ત્રવિરૂદ્ધ મહાપાપયુક્ત નિયોગ, વર્ણપરિવર્તન, મ્લેચ્છ યવન મુસલમાનની શુદ્ધિ, મજહબ માત્રનુ ખંડન, દેવગુરૂ ઋષિમુનિ આચાર્ય આદિની તોછડાઇથી અઘટતા શબ્દોમા નિન્દા, વગેરે કરવામા દયાનંદે જરાયે કચાશ રાખેલી નહીં હોવાથી, તેઓ મહાપાપી ઠર્યા વિના રહેતા નથી; તેથી તેઓ રાક્ષસ પણ ઠરે છે અને વળી અધર્મમાર્ગ ફેલાવી

સનાતનધર્મના મહાગૌરવયુક્ત સિદ્ધાન્તોનું ખોટું ખંડન કરી, પોતાને મહર્ષિ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સંન્યાસી સ્વામી કહેવડાવી, એ પદોને છાજે ને શોભાવે તેવું આચરણ દયાનંદજીએ પોતે કદી રાખેલું નહીં હોવાથી, તેઓ પિશાચ પણ પોતાના જ કથનાનુસાર ઠરે છે. ગરીબ બિચારા 'દિ. દ. દ' ના લેખકની આ સ્થળે બહુ કફોડી સ્થિતિ થઇ ગએલી છે. સ્વામીજી પોતાનાજ બોલે બંધાઇ જતા હોવાથી નિરૂપાયે તે બાપડાથી કંઇ કહી શકાતું જ નથી, ત્યારે એ સવિસ્તર ઉત્તરના લેખક શ્રીદયાનંદના ભાષ્ય ગ્રંથોને આગળ ધરી તેમને પરાણે મહર્ષિ નહીં તો વિદ્વાન તરીકે સાબીત કરવાની ફોગટનાં ફાંફાં ને અવતીર્યા મારે છે પરન્તુ મેક્ષમૂલર સાહેબનો નિષ્પક્ષપાત મત તેમના અવલોકવામાં આવશે, ત્યારે તેમનો એ ધરાક પણ ઠંડો થઇ જશે. વળી સ્વામીજીએ સત્યાર્થપ્રકાશમાં મિથ્યા ભાષણ તથા અસત્યતા–જુઠનો બહુ સખ્ત શબ્દોમાં તીવ્ર નિષેધ કર્યો છે, પરંતુ ખૂબીની વાત તો એજ છે કે તે જ ગ્રંથમાં તેમણે તેમ કરવામાં કાંઇ પણ કચાશ રાખી નથી. આંખમીંચીને તદ્દન ખોટાં નિરાધાર જુઠાં નરાતાર અસત્ય લખાણ લખી જબરૂં જોર માર્યું છે ! અહીં થોડાંક પ્રમાણ આપવાં ગેરવ્યાજબી તો નહીં જ ગણાય.

(૧) 'ततो मनुष्या अजायन्त' એવું વાક્ય સ્વામીજીએ યજુર્વેદના નામથી લખી માર્યું છે. જે તેમના માનેલા યજુર્વેદમાં કોઈ પણ સ્થળે છે જ નહીં.

(૨) પૂતનાના શરીરનું વર્ણન સ્વામીજીએ ભાગવતના નામથી આપ્યું છે, જે પ્રમાણે ભાગવતમાં બીલકુલ નથી. (૩) 'त्रिविधानि च रत्नानि विविक्तेषूपपादयेत्' એ પ્રમાણે મનુસ્મૃતિના નામથી ખોટો શ્લોક ઉપજાવી કાઢયો છે, તે મનુસ્મૃતિમાં કોઇ પણ સ્થળે નથી. (૪) 'छाद्यन्त्यर्कमिन्दुर्विधुंभूमिभाः' એ વચન સિદ્ધાન્તશિરોમણીના નામથી સ્વામીજીએ ખોટું લખી માર્યું છે. (૫) પૃથ્વીનું માપ સ્વામીજીએ ભાગવતના નામથી અસત્ય લખ્યું છે. (૬) અજામિલને ઘેર નારદ આવ્યા એ વાત ભાગવતમાં નહોતા છતાં ખોટું લખી માર્યું છે. (૭) હિરણ્યાક્ષ ચટાઇની માફક પૃથ્વીને લપેટી ગયો—' એ પ્રમાણે નાહક ખોટું ભાગવતના નામથી લખ્યું છે. (૮) હિરણ્યકશિપુએ લોહસ્તંભ તપાવ્યો, પ્રહલાદને પકડવા કહ્યું, નાગયણે કીડી ચલાવી પ્રહલાદનું ભય દૂર કર્યું; એ પ્રમાણે ભાગવતના નામથી અસત્ય લખી નાહક મશ્કરી કરી છે. (૯) પૂજ્યપાદ ભગવાન શ્રીશંકરાચાર્યનું કોઇ જૈને વિષ દેવાથી મૃત્યુ થયું, એવી મહામિથ્યા નંખરી વાત સ્વામીજીએ લખી મારી છે. (૧૦) 'अंगादंगात्संभवसि' એ પ્રમાણે 'સત્યાર્થપ્રકાશ'માં સામવેદના નામથી લખીને 'સંસ્કારવિધિ'માં ૨૮ મે પાને તેને ચારે વેદમાં હોવાનું જણાવ્યું છે ! પરન્તુ દયાનંદજીના માનેલા ચારે વેદમાં તે નથી. (૧૧) 'ब्राह्मणस्याविजानतः' એ ગીતાવાક્ય વેદોના નામથી લખી માર્યું છે. (૧૨) 'तदैक्षत बहु स्याम्' એ શ્રુતિને તૈત્તિરીયોપનિષદ્માં હોવાનું કહ્યું છે, પરંતુ તે તો છાંદોગ્યમાં છે. (૧૩) દેવી ભાગવતના નામથી બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવની ઘણી નિન્દા લખી મારી છે, જે પ્રમાણે તેમાં કોઇ સ્થળે છે જ નહીં. (૧૪) 'अष्टादशपुराणानां कर्ता सत्यवतीसुतः' એ અર્ધો શ્લોક મહાભારતના નામથી લખ્યો છે, જે તે ગ્રંથમાં બીલકુલ છે જ નહીં. (૧૫) સ્વામીજી લખે છે કે, "યહ ભાગવત બોપદેવકા બનાયા હૈ। જિસકે ભાઇ જયદેવને ગીતગોવિન્દ બનાયા હૈ ॥" પરન્તુ જયદેવ અને બોપદેવ બન્ને ભાઇ નહોતા. બોપદેવે પોતાના બનાવેલા કવિકલ્પદ્રુમ નામના

પુરેત્કના અન્તે પોતાને વૈદ્ય કશવના પુત્ર તરીકે ઓળખાવ્યા છે. અને ગીતગોવિન્દના અન્તે જયદેવે પોતાના બાપનુ નામ ભોજદેવ લખ્યું છે. વળી આગળ લખ્યું છે કે હેમાદ્રિ નામક ગ્રંથમાં બોપદેવે ભાગવત પોતે બને લખ્યાનુ જણાવ્યુ છે પરંતુ હેમાદ્રિ જે ધર્મ નાસ્ત્રનો ગ્રંથ છે, તેમાં તો સ્વામીજીએ લખ્યું છે તેની નિશાની માત્ર પણ નથી.

સ્થળ સંકોચને લીધે વધુ પુરાવા ને ઉતારા આપી શકતા નથી, પરંતુ આટલાથી જ નિષ્પક્ષપાત વિવેકી ને વિચારી વાંચક માત્રની ખાતરી થયા વિના રહેશે જ નહીં, કે મિથ્યા મર્ષિજીએ કેવું ઢીંડવાણું ગવાવી મિથ્યા લખી માર્યું છે. હવે મિથ્યા મહર્ષિજી પોતાના જ ખોસેંડેમાં બધાઇ ગયા છે, તેમના હાથે જ તેમનો કુહાડો તેમના જ પગ પર કેવી રીતે પડયો છે ?? તે આપણે જોઇએ.

સ્વામીજી કહે છે કેઃ—" **જૈસે અત્યુત્તમ અન્ન વિષસે સંયુક્ત હોનેસે છોડને યોગ્ય હોતા હૈ વૈસે હી અસત્યતા મિશ્રિત ગ્રંથ ત્યાજ્ય હૈ.**" સ્વામીજીના ગ્રંથોમાં અનેક મિથ્યા વાતો લખેલી હોવાથી તેમની આજ્ઞા મુજબ દયાનંદાનુયાયીઓએ ખરૂં જોતાં તેમના ગ્રંથોને અવશ્ય સમુદ્રમાં પધરાવી દેવા જોઇએ. વળી સ્વામીજી કહે છે કે -" **જો પક્ષપાત રહિત, ન્યાયાચરણ, સત્યભાષણાદિ યુક્ત, ઇશ્વરાજ્ઞા વેદોંસે અવિરૂદ્ધ હૈ, ઉસકો ધર્મ; ઔર જો અન્યાયાચરણ, મિથ્યા ભાષણાદિ ઇશ્વરાજ્ઞાભંગ વેદવિરૂદ્ધ હૈ ઉસકો અધર્મ માનતા હું ॥** " સ્વામીજીએ કેવળ પક્ષપાતથી વેદવિરૂદ્ધ અન્યાયયુક્ત અસત્ય ભાષણ કરી ઇશ્વરાજ્ઞાનો ભંગ કરેલો હોવાથી નિસંશય પોતાના જ કથનાનુસાર તેમણે અધર્મ જ ફેલાવ્યો છે. વળી સ્વામીજી કહે છે કેઃ-" **જૂઠ બોલને વાલા ચોર હૈ.**" અને સત્યાર્થપ્રકાશ સમુલ્લાસ ૧૧માંમાં તો સાફ કહે છે કેઃ—" **ચોરકે નાક કાન કાટ, કાલા મુખ કર, ગલેમેં જૂતોંકા હાર પહનાકે, ગધે પર ચઢા, જૂતોંસે પિટવા કુત્તોસે ચિથવા કર રાજા મરવા ડાલે ।** " દયાનંદજી જીવતા હોત, તો તેમના જ લેખ પ્રમાણે આવો અનુપમ લ્હાવો લેવાનું મહાભારે માન તેઓશ્રીને અનાયાસે મળી શકે તેમ હતું. વળી સ્વામીજી સ૦ પ્ર૦ ના ૪૬૮ મે પાને કહે છે કેઃ— " **જો આપ જૂઠા ઔર દુસરેકો જૂઠ મે ચલાવે ઉસકો શૈતાન કહના ચાહિયે ।** " હવે દયાનંદજીના જૂઠનાં અનેક પ્રમાણો મોજૂદ છે, તેવી દશામાં તેમનાજ લેખ પ્રમાણે તેઓશ્રી પોતે જતે શૈતાન પણ ઠર્યા વિના રહેતા નથી. વળી આગળ સત્યાર્થપ્રકાશમાં સ્વામીજી પરોપદેશે પાંડિત્ય પ્રગટાવતા કહે છે કેઃ—" **કભી કિસીકી નિન્દા ન કરેં !** " પરંતુ નિન્દકાચાર્યે પોતે નિન્દા શિવાય બીજું શું કર્યું છે? સત્યાર્થપ્રકાશનાં નીચે લખેલાં પૃષ્ઠો તેના અકાટ્ય પુરાવા રૂપે મોજુદ છે. પૃષ્ઠ. ૩૧, ૭૦, ૧૦૩, ૧૨૧, ૨૦૭, ૨૩૫, ૨૮૦, ૨૯૨, ૨૯૭, ૨૯૯, ૩૦૨, ૩૦૫, ૩૧૨, ૩૧૫, ૩૧૬, ૩૨૨, ૩૨૬, ૩૦, ૩૩૬, ૩૫૦, ૩૫૧, ૩૬૬, ૩૮૫, ૪૦૨, ૪૩૧, ૪૩૯, ૪૪૦, ૫૦૫, ૫૦૯.

હવે તો 'હિં. દં. દ' ના લેખકે પોતાની સત્ય પ્રતિજ્ઞા પ્રમાણે અવશ્ય હિંમતલાલભાઇના દાસાનુદાસ થવું જ જોઇએ. કારણ ભાગવત॥ બનાવનાર વેદવ્યાસજીને દયાનન્દે કહેવામાં કંઇ બાકી રાખી છે? કદાચ કસાઇ નહીં કહ્યા હોય, પરંતુ તેનાથી એ વધારે નિર્લજ્જ અને નિંદ્ય શબ્દો વાપરેલા છે. " **ભાગવતકે બનાનેવાલે લાલબુજક્કડ ક્યા કહના તુઝકો, એસી એસી મિથ્યા વાતેં લિખનેમેં તનિક ભી લજ્જા ઔર**

**શર્મ ન આઇ, નિપટ અન્ધાહી બન ગયા..........ઇન ભાગવતાદિ પુરાણોંકે બનાનેવાલે જન્મતે હી ક્યોં નહીં ગર્ભહીમેં નષ્ટ હો ગયે વા જન્મતે સમય પર મર ક્યોં ન ગયે.** " વળી યજુર્વેદભાષ્યમાં પણ આવોજ ભડકો કર્યો છે.— યજુર્વેદ અધ્યાય ૧૪ મંત્ર ૯ " **પીડસે બોજા ઉઠાને વાલે ઊંટ આદિકે સમાન વૈશ્ય** " તથા યજુર્વેદ અ૦ ૧૬ મંત્ર ૪૨ ' **તુમ રાજાસે કહો કિ સુઅરકે સમાન સોનેવાલે રાજા.** " શી સભ્યતા સ્વામીજીએ વૈશ્યો તરફ બતાવી છે ? રાજ્યભક્તિનો પણ કેવો અપૂર્વ રૂડો ઉપદેશ આપ્યો છે ? ! પરન્તુ સત્યાર્થપ્રકાશને ૪૨૩ મે પાને સ્વામીજી જ તેનું નિરાકરણ કરી દઇ સંશયનો અવકાશ રહેવા દેતા જ નથી. " **જો જૈસા મનુષ્ય હોતા હૈ વહ પ્રાયઃ અપનેહી સદૃશ દુસરોંકો સમજતા હૈ ।** " સ્પષ્ટજ છે કે સ્વામીજીએ બીજાને માટે જેવા ઉદ્ગાર કાઢ્યા હતા, તેવા જ તેઓશ્રી પોતાના ઉક્ત સિદ્ધાન્ત પ્રમાણે કર્યા વિના રહેતા જ નથી. વળી આગળ ૪૫૨ મે પાને સ્વામીજી કહે છે કેઃ—" **અન્ય મતવાલોંકી નિન્દા અનુપકાર ક્યા થોડા પાપ હૈ ?** " દયાનંદજીએ મરણ પર્યન્ત મ્હોંડેથી તેમજ લેખદ્વારા અન્ય મતવાલાઓની પેટ ભરીને નિન્દા જ કરી હતી, તેમના મતાનુયાયી આર્યો પણ નગરકીર્તન વગેરે પાખંડ કરી સર્વત્ર નિન્દા અને ગાલિપ્રદાન કર્યા કરે છે, તેથી દયાનંદજીના ઉપર્યુક્ત સિદ્ધાન્ત પ્રમાણે તેઓ સઘળા મહાન્ પાપીજ ઠર્યા. વળી દયાનંદજી કહે છે કેઃ—" **જીસમેં પરસ્પર વિરોધ હો વહ જુઠા અધર્મ અગ્રાહ્ય હૈ.** " પરન્તુ દયાનંદજીનાં ભાષ્યો અને લેખોમાં જ સ્થળે સ્થળે ભારોભાર પરસ્પર વિરોધ—જૂઠી દરોગહલરીઓ જડી આવે છે. 'વિ. દ. ૬' ના લેખકે પરસ્પર વિરોધ તો નાછૂટકે સ્વીકાર્યો જ છે, પરંતુ પોતાની શીઘ્રબુદ્ધી ચલાવી પોતે જાતે ફેંસલો આપી તેનો તોડ કાઢ્યો છે. સ૦ પ્ર૦ પૃ૯ ૨૯ માં સ્વામીજી કહે છે કે— પ્રસુતા સ્ત્રી બાલકને ન ધવરાવે. અને યજુર્વેદ ભાષ્યમાં અ૦ ૮ મંત્ર ૫૧ માં લખ્યું છે કેઃ—પુત્ર પોતાની માતાનું દૂધ પીએ. આમાં દેખીતોજ પરસ્પરવિરોધ હોવાથી હરિશંકર શર્માને તેના પર વાર્તિક કર્યા વગર ગત્યન્તર જ નહોતું. 'જેની પાસે ધનાદિ પદાર્થ પુષ્કલ હોય તો તે પુત્રને દૂધ પાવાને ધાવ રાખે, અને ગરીબ હોય તો પુત્રને તેની માતા જ ધવરાવે.' આ પ્રમાણે જ દુનિયામાં બધે વર્તવામાં આવતું હોય, તો તે સંબંધી ખુલાસો કરવાની કાંઇ પણ અગત્ય કે આવશ્યકતા રહેતી નથી. અને દયાનંદના બન્ને લેખમાંથી આવો ભાવાર્થ લેવાનો લેખકને શાથી સુઝ્યો છે ? કોણે સુઝાડ્યો છે ? દયાનંદના બંને લેખની ભાષાએ નહિ, પણ જનસમાજની પ્રચલિત રૂઢિએ. એથી જ સિદ્ધ થાય છે, કે દયાનંદે તો આંખ મીચીને પોતે એક ગ્રંથમાં જે લખ્યું હતું, તેનું જ બીજા ગ્રંથમાં ખંડન કરી નાંખ્યું છે, એટલું જ નહીં પણ એક જ ગ્રંથમાં એક જગ્યાએ એમણે જે સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે, તેનું જ તેને તેજ ગ્રંથમાં બીજે સ્થળે ખંડન પણ કરેલું છે. એવા તો અનેક દાખલા જોનારને મળી આવે છે. સ૦ પ્ર૦ ના નવમા સમુલ્લાસમાં સ્વામીજી કહે છે કેઃ—" સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ જીવના ગુણ છે. અને આઠમા સમુલ્લાસમાં પાછા એજ સ્વામીજી કહે છે કેઃ-એ ત્રણે ગુણો પ્રકૃતિના છે. ત્યારે આ બેમાં સાચું શું સમજવું ? એકજ ગ્રંથમાં પરસ્પર આવી વિરૂદ્ધતા કેમ ? વળી સત્યાર્થપ્રકાશ આવૃત્તિ ત્રીજીમાં કહે છે કેઃ—" **નવિન વેદાન્તી પાંચવે નાસ્તિક હૈ, ક્યોં કિ વહ કહતા હૈ કિ જગત સબ મિથ્યા હૈ.** " પરન્તુ સત્યાર્થપ્રકાશની પ્રથમાવૃત્તિને

૨૧૭ મે પાને જગતને સત્ય અને નિત્ય માન્યુ નથી. તેમા સ્વામીજીએ સ્પષ્ટ જણાવ્યું છે કેઃ—" **સ્થૂલ જગત્ તથા શરીર ઘટપટાદિ કાર્ય પદાર્થકો નિત્ય નહીં માન સકતે** " એક સ્થળે જગતને સત્ય કહેવુ અને અન્ય સ્થળે પાછુ તેને અસત્ કહેવું, એ શું પરસ્પર વિરુદ્ધતા નથી ? દયાનંદ સ૦ પ્ર૦ માં પ્રકૃતિ, જીવ અને ઇશ્વર એ ત્રણેને અનાદિ માને છે, અને વળી તેની સાથે ઇશ્વરને સર્વનું આદિ મૂળ હોવાનું કહે છે. તો પછી પ્રકૃતિ અને જીવ અનાદિ કેમ રહી શકશે ? અન્યત્ર એજ ગ્રંથમાં ઇશ્વરને જીવના પિતા તરીકે પણ ગતાવ્યો છે, તો પછી ઇશ્વર જીવનો ઉપાદક થએલો હોવાથી જીવને અનાદિ કેવી રીતે રહેવા દેશે ? વળી જીવ ને ઇશ્વરનો ભેદ જણાવ્યો છે. તો અહીં સહજ પ્રશ્ન થાય છે, કે એ ભેદ સાકાર છે કે નિરાકાર ? અગર જો એને સાકારભેદ કહેશો, તો સાકાર વસ્તુ કદી પણ નિત્ય નહીં હોવાથી એ ભેદનું નિકન્દન નીકળી જશે. અને એ ભેદને નિરાકાર કહેવા જતાં તો નિરાકારમાં ભેદનો અસંભવ હોવાને લીધે, ઉભય પ્રકારે જીવ અને ઇશ્વરનો ભેદ ટકી શકવાનો નથી. વળી સ૦ પ્ર૦ આવૃત્તિ ૩ જીમા પરમેશ્વર, પ્રકૃતિ, કાલ આકાશ, અને જીવ એ પાંચ પદાર્થને અનાદિ કહ્યા છે. એક સ્થળે ત્રણ વસ્તુને અને બીજે સ્થળે પાંચ વસ્તુને અનાદિ કહેવામાં કેવો અને કેટલો પરસ્પર વિરોધ છે ? તેની કલ્પના સર્વ કોઇ કરી શકે તેમ છે. મ. હરિશંકર **યથેમાંવાચમ્**ને આગળ કરી ચારે વર્ણને વેદાધ્યયનનો અધિકાર બતાવવાનાં નાહક હવાતીયાં-ફાંફાં મારે છે, પણ એ વિષયમાં ખુદ તેમના મહર્ષિજીએજ સ૦ પ્ર૦ મા પરસ્પર વિરોધ ધરાવનારા વચનો લખી છબરડો વાળ્યો છે. પૃષ્ઠ ૪૪ મા કહે છે કે -" **કુલીન શુભ લક્ષણયુક્ત શૂદ્ર હો તો ઉસકો મંત્રસંહિતા છોડકે સબ શાસ્ત્ર પઢાવેં ।** " પૃષ્ઠ ૭૪ માં શૂદ્ર અને અતિશૂદ્રને પણ વેદ ભણાવાની આજ્ઞા આપેલી છે. પૃષ્ઠ ૯૧ માં લખ્યું છે કે, ત્રણે વર્ણોએ વેદાધ્યયન કરવું અને શૂદ્રે ત્રણે વર્ણની સેવા કરવી. વળી એક સ્થળે કહે છે કે —' **જિસકો પઢનેપઢાનેસે કુછ ભી ન આવે, વોહ નિર્બુદ્ધિ ઔર મૂર્ખ હોનેસે શુદ્ર કહાતા હૈ, ઉસકો પઢના પઢાના વ્યર્થ હૈ ।** " અને અન્ય સ્થળે કહે છે કે-" **શુદ્રાદિ વર્ણકો ઉપનયન કિયે બિના વિદ્યાભ્યાસકે લિયે ગુરુકુલમેં ભેજ દેં ।** " પણ પં. હરિશંકર દુરાગ્રહી અને પક્ષાન્ધ હોવાથી તેનાપર શીદને ધ્યાન આપે ? એ પ્રમાણે સ્વામીજી સ૦ પ્ર૦ માં એક સ્થળે શિવ, બ્રહ્મા આદિને ઇશ્વરનાં નામ ગણાવે છે અને બીજી જગોએ તેમને પૂર્વજ વિદ્વાન્ કહી, એ બધાં પરમાત્માના નામ નથી એમ કહે છે. એ વિષયમા મ. હરિશંકરે ચાલાકી ચલાવી સ્વામીજીના પરસ્પર વિરોધપર ઢાંકપીછોડો કરી છબરડો વાળતા લખ્યુ છે કેઃ—" શિવ બ્રહ્મા આદિ ઇશ્વરના નામ છે, અને આપણા પૂર્વજ મહાશયોના પણ એ નામો હતાં, જેવું પ્રકરણ હોય તેવો અર્થ કરવો જોઇએ " પણ તેમના સ્વામીજી દેવનો અર્થ વિદ્વાન (**વિદ્વાંસોહિ-દેવા**) એ પ્રમાણે કરીને પરમેશ્વર શિવાય અન્ય કોઇ દેવનું અથવા અવતારનું અસ્તિત્વ સ્વીકારતા નથી, એ મુખ્ય મુદ્દાની વાત પણ ભૂલી જવી જોઇતી નથી. છતાં તેમણે નીચે પ્રમાણે પરસ્પર વિરોધ કરી ઘોટાળોજ વાળ્યો છે. સ૦ પ્ર૦ પૃષ્ઠ ૧૨ માં શિવને પરમાત્માનું નામ હોવાનું કહ્યું છે.

પૃષ્ઠ ૨૦૧ માં તથા ૩૦૨ મા લખ્યુ છે કે —૩૬, દિ [illegible] સૂર્ય એ બધાં પરમેશ્વરનાં નામ છે. પૃષ્ઠ ૧૯ માં પરમાત્માનું નામ નારાયણ ૫ ગણાવેલું છે. અને

પછી ૨૬ મે પાને તેમને વેદ શાસ્ત્રવિરૂદ્ધ તથા મિથ્યા જણાવી ફિક્ત ,લેખ પર હડતાલ મારી છે. તથા ૩૪૯ મે પાને શિવાય નમઃ અને નમઃ શિવાયની નિન્દા કરવામાં પણ કંઇ કચાશ રાખી નથી. પંચાત એ છે કે શિવ, વિષ્ણુ સૂર્યાદિને પરમેશ્વરનાં નામ માને, તો પછી અવતાર પણ માનવા પડે. માટે આ પ્રમાણે અંખી ભોંદ્યા ને અખી ફોક, જેવું કર્યું છે. સ્વામીજીની લૂંટાતી કુટાતી આબરૂનો બચાવ કરવા, મંગળાચરણના વિષયમાં પણ હરિશંકર શર્માએ બહુ પછાડા માર્યા છે, અને ઉપનિષદો અને દર્શનાદિ ગ્રંથોમાંથી ઓરૈમ્ અને અથ શબ્દો બતાવવાની ચેષ્ટા કરી છે, પણ 'સચ્ચિદાનન્દેશ્વરાય નમઃ' ક્યાંમાંથી દેખાડી શકાયું નથી. ગ્રંથારંભે અથ અને ઓરૂમ્ શબ્દો આવે છે જ એ પ્રત્યેક સંસ્કૃત જાણનાર મનુષ્યના જાણવામાં છે; એમાં તે શી મોટી ધાડ મારી છે! કંઇ નવી શોધ કરી છે? અને કયા સનાતનીને એ વાત માન્ય નથી. પરન્તુ હિમ્મતલાલભાઇનું કહેવું તો એવું છે કે સ્વામીજીએ જાતે મંગળાચરણ વિધિનું ખંડન કરીને ( જેમકે સ૦ પ્ર૦ પૃષ્ઠ ૨૬) પાછું પોતાના ઘણાખરા પુસ્તકોમાંજ પોતે જાતે આરંભમાં મંગળાચરણ કરેલું છે. સ૦ પ્ર૦ ના પૃષ્ઠ ૯ તથા ૫૯૨ માં મંગળાચરણ વિષે લખતાં 'શન્નોમિત્રઃ' એ શ્રુતિથી મંગળાચરણ કરવા જણાવ્યું છે. ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકાના આરંભ અને અંતમાં મંગળાચરણરૂપ શ્રુતિ લખી છે. વેદભાષ્યમાં મંગળાચરણની શ્રુતિ લખી છે. સંવત ૧૯૩૩ માં પ્રકટ થએલી સંસ્કાર વિધિમાં પણ પહેલે પાનેજ સ્પષ્ટ મંગળાચરણ લખ્યું છે. મતલબ કે સ્વામીજીએ પોતે નિષેધ કરેલી બાબતનો જાતેજ સ્વીકાર કરીને પરસ્પર વિરોધનાં જ્વલન્ત દૃષ્ટાન્ત પૂરાં પાડયાં છે. શિખાની બાબતમાં પણ એ દયાનંદી લેખકે એવોજ બખેડાવાળી પરસ્પર વિરોધ વિષયક પોતાના અજ્ઞાનનું જાહેરમાં પ્રદર્શન કરાવ્યું છે.

(અપૂર્ણ.) શ્રી નાગદત્ત શર્મા પ્રસન્ન.

---

## ચર્ચાપત્રો.

---

### આર્યસમાજવાળાઓની અપૂર્વ સત્યતા ! ! !

થોડા દિવસ ઉપર નવસારીમાં કામરેજનિવાસી એક પુરાણી મહારાજે શ્રીરામાયણની કથા કરેલી, તેમાં પ્રસંગ આવ્યે આર્યસમાજના અપસિદ્ધાંતોપર ટીકા કરી હતી. તે ઉપરથી તા. ૬ઠ્ઠી મે સન ૧૯૧૭ ના આર્યપ્રકાશમાં છઠ્ઠે પાને જૂઠનું ઝાડ ઉભું કરતાં જૂઠાનો પીર આર્યમ્મન્ય લેખક લખે છે કે:—નવસારીવાળા પુરાણીએ કથામાં જણાવ્યું હતું, કે મારી સાથે શાસ્ત્રાર્થ કરે એવો કોઇ પણ વીર બચ્ચો આર્યસમાજમાં છે જ નહિ. આથી અમારા પંડિત જયનારાયણે ત્યાં જઇ પુરાણીને શાસ્ત્રાર્થ કરવા સારૂ લેખિત ખબર આપવા છતાં પુરાણીએ કશો જવાબ આપ્યો નહિ, અને પંડિત જયનારાયણનો જય થયો. આ વાત તદન જૂઠી છે ખરી વાત એ છે, કે પુરાણીએ કથામાં ' શાસ્ત્રાર્થ કરે એવો કોઇ પંડિત આર્યસમાજમાં નથી.' એવા શબ્દો કહ્યાજ નથી; ને પં. જયનારાયણે પુરાણીને લેખિત આમંત્રણ આપ્યું છે તે પણ ખોટી બનાવટી છે, પુરાણીને નોટીસ કે ચીઠ્ઠીપત્રી કંઇપણ માણસ મારફતે કે પોસ્ટ દ્વારા મળેલું નથી. છતાં આર્યમ્મન્ય લેખક પુરાણીએ શાસ્ત્રાર્થ

મારે લલકાર્યાની અને પંડિત જયનારાયણે નોટીસ આપ્યાની વાત છપાવી છે, તો એ તેણે સાબિત કરી આપવી ઘટે છે, અને તેનો ખુલાસો સવિસ્તર પોતાના ઘરના છાપામાં સત્વર છપાવી દેવો જોઇએ છે. પુરાણી શાસ્ત્રાર્થ માટે બોલ્યા નથી, અને પં. જયનારાયણની નોટીસ ટપાલમાં કે માણસ મારફત મળી નથી, એ બધું સદ્ગૃહસ્થો ને સુજ્ઞ આર્યસમાજીઓની સાક્ષીથી સાબિત થઇ શકે તેમ છે. હું મારા ઇષ્ટ દેવના સોગનપૂર્વક કહું છું કે, પુરાણી શાસ્ત્રાર્થની વાત વદ્યાજ નથી, અને તેમને પં. જયનારાયણે નોટીસ મોકલી નથી. છતાં આવી નારાતર જૂઠી ખબર છાપનારને તેમના પરમમાનનીય વેદ અને મહર્ષિ દયાનંદની આણ દેઇને ચેલેંજ આપું છું કે, સત્યવાદીના દીકરા હોય અને તેમની વાત સાચી જ હોય, તો તે સપ્રમાણ સિદ્ધ કરી આપવા બધી વિગત આર્યપ્રકાશમાં તાકીદે છપાવી બહાર પાડવી. અને પુરાણીના સંબંધમાં પ્રકટ કરેલી હકીકત સાચી હોવાનું સાબિત નહિ કરી આપે; તો આર્યમ્મન્યો પંડિતંમન્યો અને તેમના ઘરનું છાપુ કેટલાં સત્યનિષ્ઠ અને પ્રામાણિક છે, એ જગતને જાહેર થઇ જશે, અને પછી જાહેરપ્રજાને સ્પષ્ટ રીતે પોગળ બતાવી આપવામાં આવશે. **મળેલા પત્રોના સાર**-એ મથાળા નીચે દરેક અંકમાં તેમના પંડિતોનાં પરાક્રમ અને ઉપદેશકોની કામગિરીની નોંધો લેવાય છે. તેમાં જણાવે છે કેઃ— "પંડિત જયનારાયણે નવસારી વેડછા ધમડાછા વગેરે ગામે જઇ એવો તો ઉત્તમ પ્રકારનો બોધ આપ્યો છે, કે શ્રોતાજનો પંડિતજીનાં વખાણ કરતાં થાકી જાય છે, અને શ્રોતાઓની ભીડ એટલી બધી થાય છે, કે લોકોને ઉભા રહેવાની જગા પણ મળતી નથી; વગેરે." આવી રીતે દરેક પંડિતની જુદાં જુદાં ગામોની કાર્યવાહીની નોંધો છાપે છે, તે પણ ખોટી અને અતિશયોક્તિ ભરેલી જ જાણવી. મારી જાણ પ્રમાણે ફક્ત એક જ વાર નવસારી લક્ષ્મણ હોલમાં પં. જયનારાયણે એકાદ કલાક ભાષણ કર્યું હતું, ત્યારે એ સભામાં આશરે પંદર વીસ માણસો હાજર હતા. પણ એ સભાની નોંધ આર્યપ્રકાશે છાપેલી હતી કેઃ-શ્રોતાઓની સંખ્યા પચાસની હતી અને પંડિતજી પ્રત્યે લોકો તરફથી અથાગ હેત જણાવવામાં આવ્યું હતું. પણ વસ્તુસ્થિતિ મેં ઉપર જણાવ્યુ છે તે પ્રમાણે, તેથી ઉલટી જ હતી. અને તેજ વખતે સત્યને નામે જુઠાણું ચલાવનારા છાપાનુ પોગળ બહાર પાડવા વૃતિ થઇ હતી, પણ આવી ક્ષુલ્લક બાબતમાં મિથ્યા માથાકુટ કોણ કરે ? એમ મમજી સબુરી પકડી બેસી રહેલો. આવી નજીવી અને ક્ષુલ્લક બાબતોમાં જ આમ વારંવાર જુઠાણું ચલાવવામાં આવે છે, તો તેટલાજ ઉપરથી ખ્યાલ કરી લેવો કે શાસ્ત્રાર્થના સંબંધમાં કેવા ગડબડગોટા વાળી છેતરપીંડી ને દગલબાજી કરતા હશે ? આથી હું દરેક ગામવાળાને સપ્રેમ પ્રાર્થના કરૂં છુ કે, પોતાના ગામમાં બનતા બનાવની સત્ય ને ખરી હકીકત છપાવી દેવી, કે જેથી આર્યસમાજ જેવી ધાર્મિક સંસ્થાઓ અને ધર્મોપદેશક પંડિતો તથા આર્યમ્મન્ય લેખકો કેવા નિષ્પક્ષપાત અને સત્યાગ્રહી છે? અને જનસમાજને કેવા મહાભારત લાભ કરી આપે છે? તેથી સનાતની હિંદુપ્રજા સારી પેઠે વાકેફ થાય ! **સત્યશોધક. નવસારી.**



# आडंबरी आर्यसमाजी पंडितोनुं पोगळ ने पराजय.*

સ્યાના (બુલન્દ શહર) આર્યસમાજે શાસ્ત્રાર્થની ખુલ્લી ચેલેન્જ આપી ઠળતો ઠીક ચાખ્યું! સમાજના મોટા પંડિત મનાતા સાત મહાશયો પધાર્યા હતા, પરન્તુ કોણ જાણે તેમની પંડિતાઇ ક્યાં પલાયન કરી ગઇ?! શાસ્ત્રાર્થ-'જાતિ જન્મથી કે ગુણકર્મ સ્વભાવથી છે?' એ વિષે હતો. સનાતનધર્મસભા તરફથી પંડિત કનૈયાલાલજી મહોપદેશક, પંડિત ગોકુલચંદ્રજી મહોપદેશક તથા પંડિત જયદેવ શર્મા મહોપદેશક હતા; ત્યારે આર્યસમાજ તરફથી પંડિત નરદેવ શાસ્ત્રી, સ્વામી અનુભવાનન્દ અને શિવશર્મા આદિ હતા. આર્યસમાજ-સ્યાનાના નિમંત્રણથી સનાતનધર્મી પંડિત દિવસે અઢી વાગે તેમના પેંડાલમાં પહોંચ્યા. આર્યસમાજ તરફથી પ્રોગ્રામ બતાવ્યા પછી શાસ્ત્રાર્થનો આરંભ થયો. યદ્યપિ સનાતનધર્મી લેખબદ્ધ શાસ્ત્રાર્થ કરવાને ચાહતા હતા, પણ આર્યસમાજે તેનો સ્વીકાર નહિ કરવાથી ઉત્તર પ્રત્યુત્તરને માટે દશ દશ મિનિટ ઠરાવી મૌખિક શાસ્ત્રાર્થજ થયો. પહેલાં પંડિત કનૈયાલાલે **જન્મથી** જાતિ સિદ્ધ કરી, ત્યારે આર્યસમાજ તરફથી પંડિત શિવશર્માએ પ્રમાણોનો કંઇ ઉત્તર તો ન દીધો, કેવળ એટલું કહ્યું કેઃ—મતંગ બ્રાહ્મણ થઇ ગયો, એ આપના મહાભારતમાં લખ્યું છે. તેના ઉત્તરમાં સનાતનધર્મી પંડિતે કહ્યું કેઃ—આપના સત્યાર્થપ્રકાશનો એ લેખ સર્વથા અસત્ય છે. આવાજ વાદવિવાદમાં પહેલો દિવસ પૂરો થયો. રાત્રે ધર્મસભાના મંડપમાં પંડિત પ્યારેલાલનું ભજન તથા પંડિત જયદેવશર્માનું વર્ણવ્યવસ્થા વિષે વ્યાખ્યાન થયું, જેથી લોકોને સાફ સમજાયું કે જાતિ જન્મથીજ હોય છે.

બીજે દિવસે પંડિત કનૈયાલાલ વૈદ્યરત્ને પંડિતોની સલાહથી આર્યસમાજને એક પત્ર લખ્યો કેઃ—"સત્યાર્થપ્રકાશમાં લખ્યા પ્રમાણે મતંગનું બ્રાહ્મણ થવું આર્યસમાજ મહાભારતમાંથી દેખાડી આપે, તો અમે સનાતનધર્મ છોડી વર્તમાન આર્યસમાજની સેવા કરીશું, નહિ તો આર્યસમાજ-સ્યાના ઉઠાવી દેવી પડશે." આના ઉત્તરમાં એમના તરફથી આ વાત સ્વીકારી અમને બોલાવ્યા, ત્યારે અમે સવારે નવ વાગે ત્યાં ગયા. તે દહાડે લાલા ઘાસીરામ એમ. એ. સભાપતિ થયા, અને અનુભવાનંદને વક્તા બનાવ્યા; કેમકે પહેલા દિવસના આર્યસમાજી વક્તાને તો મુગા થવું પડયું હતું. એટલા માટે સ્વામી અનુભવાનંદ સન્યાસીના વેષને શરમાવનારા ઘણા બિભત્સ શબ્દો બોલવા લાગ્યા, અને સનાતનધર્મીઓને બદમાશ અને ઠગ સુદ્ધાંત કહ્યા. ત્યારે તો સર્વ લોક સમજી ગયા કે, સ્વામીજી ઉત્તર દેવામાં સમર્થ નહિ હોવાથીજ અનુચિત શબ્દો વાપરી રહ્યા છે. આ દશા જોઇને તો તેમને કહેવામાં આવ્યું કેઃ આપે પત્રમાં કરેલી પ્રતિજ્ઞા પૂરી કરવી, અમે નિયમાનુસાર તૈયાર છીએ; અમે ગાળો સાંભળવા નથી આવ્યા! કાં તો સત્યાર્થપ્રકાશનો મરતબો રાખવા મહાભારતમાં મતંગનું બ્રાહ્મણ થવું દેખાડો, નહિ તો પરાજય માનો. પણ અનુભવાનંદ પોતાનો પક્ષ સિદ્ધ ન કરી શકવાથી, અંતે આર્યસમાજ અને સત્યાર્થપ્રકાશનું મિથ્યાત્વ અને પોગળ સિદ્ધ થઇ ગયું; તથા સર્વ પબ્લીક સનાતનધર્મનો જય જયકાર બોલી ઉભી થઇ ગઇ. બપોર પછી સમાજી પંડિતો મુગા મુગા સ્યાનાથી પ્રસ્થાન કરી ગયા. અહીં ધર્મસભામાં વિદ્વાનોએ ધર્મોપદેશ કર્યો અને આર્યસમાજની પોલ ખોલી.

---

* सनातनधर्मपताका (मुरादाबाद) वर्ष ११ संख्या १०, [पौष १९९२]मांथी

શ્રીમાન રઘુરાજસિંહજી તાલુકદારના સભાપતિત્વમાં મેમરી (ગાયઅરેની)માં પંડિત સુદર્શનાચાર્ય કનોજનિવાસીએ સનાતનધર્મના અનેક વિષયોપર વ્યાખ્યાન આપ્યાં તથા કહ્યું કે—"જ્યાં આર્યસમાજ સત્યાર્થપ્રકાશનાં વારેવારે પાનાં બદલે છે (ઘટવધ અને સુધારાવધારા કર્યાજ કરે છે) ત્યાં ભારતને વિરોધાગ્નિથી બચાવવા સારૂ તેમણે સત્યાર્થપ્રકાશમાંથી સનાતનધર્મના વિરોધી વિષયો કાઢી નાંખવા; નહિ તો આર્યસમાજને ઘેરઘેર કજીયા કુસંપના બી વાવવાના પાતકી થવું પડશે. व्रजवल्लभनन्दनगुप्त.

---

# थियोसोफिकल सोसाइटी तरफनां व्याख्यानो विषे चर्चा.

તા. ૭મી મે-૧૯૧૭ સોમવારે સાંજે ૭ વાગે પ્રેમાભાઇ હોલમાં શ્રીબુદ્ધભગવાનની જયંતી તથા તા. ૮ મી મંગળવારે સાંજના ૭ વાગે તેજ ઠેકાણે મેડમ બ્લેવેટસ્કીની વરસી ઉજવવામાં આવી હતી. તે વખતે મિ. ચમનલાલ અને મણીલાલ નથુભાઇ દોસીએ આપેલાં વ્યાખ્યાનો ઘણી અસત્ય બાબતોથી ભરેલાં હતાં. અમને આશ્ચર્ય થાય છે, કે મી. દોસી જેવા ગ્રેજ્યુએટ અને સ્કુલમાસ્તર આવાં જુઠી બાબત જાહેર કરનારાં ભાષણો આપે, એ બને શી રીતે?! કેમકે તેમણે જે બાબતો જાહેર કરી છે, તે ઐતિહાસીક સત્યથી તેમજ પ્રત્યક્ષ પુરાવાથી કેવળ જુઠી ઠરે છે—એમ એમના ગારા જેવા વિદ્યાર્થિઓ પણ સમજી શકે તેમ છે. મી. દોસી શ્રીબુદ્ધના ઉપદેશને માટે એવો દાવો કરે છે, કે શ્રીબુદ્ધદેવના ઉપદેશથી અહિંસા ફેલાઇ. પરંતુ આ એક પ્રત્યક્ષ જુઠી વાત છે, કેમકે બૌદ્ધધર્મને માનનારા દેશો ટિબેટ, ચીન, જાપાન અને સિલોન વગેરે સ્થાનોમાં બૌદ્ધપ્રજા સાધારણ પશુપક્ષીઓનો આહાર કરે છે એટલું જ નહિ, પણ સડી ગયેલા ઉંદર વગેરેમાં પડેલા કીડા કીડીઓ વગેરે અનેક ગંદા જીવોને પણ હોઇઆં કરી જાય છે. અને તેવાં જીવડાંઓની, કીડામંકોડાની, અને ઇયળોની મીઠાઇઓ સેરવા હલવા બનાવીને તેથી જીહ્વાલૌલ્યને તૃપ્ત કરે છે. વળી બૌદ્ધસાધુઓ ભિક્ષામાં માંસ વોહોરે છે, અને ખુદ શ્રીબુદ્ધે પણ ભિક્ષામાં માંસ વોહોર્યું હતું. તો પછી શ્રીબુદ્ધે દયા અને અહિંસા ફેલાવી, એ કહેવું તદ્દન જુઠું ઠરે છે. છતાં મી. દોસીએ સામાન્ય વિદ્યાર્થિ પણ સમજે એવી બાબતમાં આવી નાપગી ગપ હાંકી છે, તેનું કારણ ખાસ વિચાર કરતાં તો એજ જણાય છે, કે મી. દોસી જૈન છતાં બીજા અંગ્રેજી ભણેલાઓની પેઠે પોતાના જૈનધર્મના સંસ્કારથી કેવળ અજાણ્યા રહ્યા છે, અને થીઓસોફીસ્ટો તરફથી વહેંચાતા દાન માન અને ખાનપાનની જાળમાં ફસી થીઓસોફીના પોપટ પેઠે અચરે અચરે રામ જપે છે.

'યજ્ઞોમાં હિંસા થતી હતી' વગેરે બાબત કહેવામાં પણ મી. દોસીએ એવીજ ડીંગ મારી છે. લોકો માંસાહારી હોય, ત્યારે તેમનું ભોજન ચાહે તો માંસ હોય કે અન્ન હોય, પણ તે દેવાર્પણ કર્યા પછી યજ્ઞશેષ લેવું, અને યજ્ઞ સિવાય માંસાહાર કરવો નહિ, એ પ્રકારની આડ નાંખી હિંસા ઉપર વૈદિક ધર્મનો અંકુશ રાખેલો હતો; તે અંકુશ શ્રીબુદ્ધે યજ્ઞનો નિષેધ કરી કાઢી નાખ્યો. એટલે તેના પ્રમાણમાં પરિસંખ્યા વગેરે વિધિનો નાશ થતાં બૌદ્ધોમાં હિંસા કાયમ રહી એટલુંજ નહિ, પણ ગંદા કીડા મંકોડા ઇયળો અને સડેલાં મડદાં પણ હાલ બૌદ્ધોની હિંસામાંથી બચવા પામ્યાં નથી. આથી પ્રત્યક્ષ છે કે શ્રીબુદ્ધે યજ્ઞનો નિષેધ કર્યો અને તેમાં તે ફાવ્યા, તેથી આસુરી જીવો યજ્ઞવિમુખ થયા, અને તેથી

યજ્ઞના પ્રતાપથી મળતા બળ રહિત પણ તે આસુરીજીવો થયા; તેથી તે આસુરીજીવોનાથી સુકાળસે દૈવી જીવો યજ્ઞજન્યપુણ્યબળમાં ચઢીયાતા થવાથી આસુરીજીવોથી દૈવીજીવો પરાભવ ન પામે, તેવો લાભ દૈવીજીવોને થયો. તેથી જેમ પરમેશ્વરે મોહિની અવતાર લેઈને દેવોને અમૃત પાયું અને અસુરોને મદિરા પાઇ, તેજ પ્રમાણે શ્રીબુદ્ધે પણ દૈવીજીવો ઉપર અનુગ્રહ કર્યો, અને આસુરી જીવોને વ્યામોહમાં નાંખ્યા. તેથી અમે વૈદિક સનાતની હિંદુઓ શ્રીબુદ્ધભગવાનનો ઉપકાર સ્મરણ કરીને, વિષ્ણુના નવમા અને તેવીસમા અવતાર તરીકે તેમને માન આપીએ છીએ; પરંતુ તેમનાં યજ્ઞનિષેધક વાક્યોને તો પાખંડમત તરીકે ગણીએ છીએ. તેથી ખુલ્લું છે, કે બ્રાહ્મણો પણ કાંઇ સાક્ષાત્ શ્રીબુદ્ધને માટે વિરોધ ધરાવતાં નથી, પરંતુ જે વાક્યો શ્રીબુદ્ધભગવાને અસુરપક્ષને માટે વ્યામોહાર્થે ઉપદેશેલાં હતાં, અને બ્રાહ્મણાદિક અમો સનાતનીઓ માટે ઉપદેશેલાં નહોતાં, તેનોજ અમે અસ્વિકાર કરીએ છીએ.

ર્‌હાઇસ ડેવિસ અને એવા બીજા વિદેશી અને વિધર્મિ ભાઇઓ તથા મેડમ બ્લેવેટસ્કી અને મિસીસ એનીબીસેંટ જેવી વિદેશી અને વિધર્મિ બાઇઓનાં ઉપલકીઆં લખાણોની લહેરે ન ચઢતાં, જો મી. દોસીએ પોતાના જૈનધર્મના તીર્થંકર શ્રીમહાવીરસ્વામી વિષે વિચાર કર્યો હોત, તો તેમને સ્પષ્ટ જણાત કે:–અહિંસાને શ્રીમહાવીરસ્વામીએજ પરાકાષ્ઠાએ પહોંચાડી છે; અને શ્રીમહાવીરસ્વામીના જન્મપ્રદેશ ગુજરાતમાં અહિંસા જેટલે અંશે સ્થપાયલી છે, તેટલે અંશે બીજા કોઇ પણ સ્થળે સ્થપાયલી નથી. તેમજ જ્યાંત્યાં શ્રીમહાવીરસ્વામીની દેશનાની છાયા પણ પડી છે, તે તે પ્રદેશોમાં પણ અહિંસાની સુદૃઢ સ્થાપના શ્રીમહાવીરસ્વામીના અનુયાયીઓમાં થએલી છે, તે ખરા બપોર જેવું ખુલ્લું છે.

વળી હિંદુસ્થાનની દરેક હિલચાલમાં, થીઓસોફીનો હાથ છે, એમ કહેવામાં મી. દોસીનું સાહસ તો " શકટનો ભાર જેમ શ્વાન તાણે ! " એના જેવુંજ છે. થીઓસોફીની ધુંસરીએ જુતાયલી વ્યક્તિઓ હિંદુસ્તાનને એક બાબતમાં ભુરકી નાખવામાં ન ફાવે, ત્યારે બીજી બાબતમાં દોડે અને બીજી બાબતમાં ન ફાવે ત્યારે ત્રીજી બાબતમાં દોડે. અને એજ પ્રમાણે ત્રીજીમાંથી ચોથીમાં અને ચોથીમાંથી પાંચમીમાં અને પાંચમીમાંથી છઠ્ઠીમાં અને છઠ્ઠીમાંથી સાતમી આઠમી નવમી અને દશમીમાં દોડે. અને મી. દોસી જેવા બી. એ. ની ઉપાધિઓવાળા એ વ્યક્તિઓનાં અને થીઓસોફીનાં વખાણનાં વાજીંત્ર વગાડે, અને "ગાડા નીચે કુતરું જાય, અને તે કહે કે, આ ગાડું તો હુંજ ખેંચું છું" એવો દાવો થીઓસોફીને માટે કરવામાં આવે, તો આ લખવા બોલવાની છુટના વખતમાં કોઇ તેમની કલમ કે જીભ પકડે તેમ નથી. પરંતુ મારે સત્યની ખાતર અને કુમળી વયના વિદ્યાર્થિઓના સ્વધર્મના સંસ્કારોના સંરક્ષણને માટે મી. દોસી માસ્તરને નમ્રતાપુર્વક વિનંતી કરવી પડે છે, કે આપના બાપદાદાના જૈનધર્મ તરફ અભ્યાસદૃષ્ટિ રાખો, તોજ આપનું વાસ્તવે સત્ય દ્વારા કલ્યાણ છે. છતાં પણ આપની મરજીમાં આવે તેવા વિચારો આપને ધરાવવા હોય તો ધરાવો, પરંતુ સાચા હૃદયના વિદ્યાર્થિઓ ઉપર વ્યામોહક અસરો કરે એવાં પ્રદર્શનોમાં આપ ભાગ નહિ લ્યો, તો સર્વ સામાન્ય કેળવણીખાતામાં કામ કરવાની શિક્ષક-ટીચર તરીકેની આપની યોગ્યતા ગણાશે.

રતિલાલ મનસુખરામ પરેલ, અમદાવાદ.

# सनातनधर्मनां गूढ रहस्य अने आर्यसमाजनी पोल

જાણવાં હોય તો જરૂર વાંચો અને સંશય ખુવો! ટ્રેક્ટ બુકો-દરેકનો એક પૈસો:—૧. દયાનંદ હૃદય, ૨. દયાનંદ મત દર્પણ, ૩. ધર્મ સંતાપ, ૪. દયાનંદગત સ્રગી, ૫. દયાનંદકી બુદ્ધિ, ૬ નવીનમત સમીક્ષા, ૭. વિધવાદ્ધાર-નિષેધ, ૮ ભજનપચાસી, ૯. મણિપ્રકાશ, ૧૦. વન્દે ગોમાતરમ્, ૧૧ દુનિયાકી ગતિ, ૧૨. ઉપદેશ રત્નમાલા, ૧૩ ધર્મ રક્ષા ને ભારતવિજય. દરેકના બે પૈસા:—૧૪ નિલકંઠનવિધિ, ૧૫. ભોજનવિધિ, ૧૬. ત્રિકાલ સંધ્યોપાસન, ૧૭. દયાનંદકી વિદ્યા, ૧૮. પુનર્જન્મ-મીમાંસા, ૧૯. નરમેધ યજ્ઞ મીમાંસા, ૨૦. દયાનંદકી લીલા, ૨૧ દયાનંદ ચરિત્ર, ૨૨ દયાનંદકે મુખ્ય સિદ્ધાંતકી હાનિ, ૨૩. દયાનંદકા કન્યા વિક્રય, ૨૪ ગૌડ નામ બોધ, ૨૫ પતિવ્રતાદર્શ, ૨૬. સનાતનધર્મ પ્રશ્નોત્તરાવલી, ૨૭. ભજનરત્નમાળા ૨૮ જગદયાયકાન મંજરી, ૨૯ પ્રશ્નોત્તરમણિરત્નમાલા ૩૦. વિદેશી ચીનીસે હાનિ, ૩૧ નમસ્તે મીમાંસા ૩૨. સધ્યાસે આયુવૃદ્ધિ, ૩૩. આર્ય સમાજકી ગતિ, ૩૪. નિગડાગ્વાદમાં દયાનંદનો અભાવ, ૩૫ મુનગીકી ભંડારી, ૩૬ નઇ શિક્ષાકા વિપરીત ફલ ૩૭. નિગડાન્ત્રમમર્દન દરેકનો એક આનો—૩૮. શુદ્ધિ વિવેચન, ૩૯ ભજન વિનોદ, ૪૦. મંત્રપ્રકાશ, ૪૧ ભજનપચાસા ૪૨ ભજનમણિમાળા-દોઢ આનો, ૪૩. શિવલિંગપૂજામાહાત્મ્ય-ત્રણ આના, ૪૪ આર્યનિરમણ-ત્રણ આના, ૪૫ ગુરુગોવિંદસિંહ-છ આના, ૪૬ દયાનંદપન્થ નાટક-૧૧ આના. ૪૭ પગયમીસૂક્ત-બે આના, ૪૮. યજુર્વેદ ભાષ્ય સમીક્ષા-દોઢ આનો, ૪૯ સત્યાર્થપ્રકાશ સમીક્ષા-બે આના, ૫૦. મૂર્તિપૂજામંડન-બે આના, ૫૧. આધ્યગોધિક મત મીમાંસા-બે આના, ૫૨. પંચકન્યા ચરિત્ર-એક આનો: દરેકના ચાર આના:-૫૩. આર્યમતનિગ્રહણ પ્રણાલી, ૫૪. દયાનંદમત વિદારણ,૫૫. શ્રાદ્ધ, ૫૬ પુરાણસિદ્ધિ, ૫૭ પુનર્જન્મ મીમાંસા માર્તંડ, ૫૮. નિયોગ મર્દન, ૫૯. વિધવાવિવાહમર્દન, ૬૦ વર્ણવ્યવસ્થા, ૬૧ દારૂકાનો દંભ અથવા ઉજળા

॥ ॐ श्रीं ऐं ह्रीं क्लीं ॥

॥ श्रीमहाज्योतिः पुरुषसिंहाय नमः ॥




प्रकाश ४ ] पौष कृष्ण १४ संवत १९७२. शाके १८३८. सन १९१७ [ किरण ३.

## साचो सुधारो.

પદ ૧—( મળી મળી પદમણી આવી હો,—એ લય. )

જે સત્ય સુધારે રાચે હો, તે મર્કટ થઇ નવ નાચે—(ધ્રુવ.)
નિજપર પોત વિચારે પ્હેલું, મન લાલચથી ન કરે મેલું,
નષ્ટ ન મળતું નિજ પદ સ્હેલું, ન ચઢે મૂર્ખાઇ માંચે હો૦ જે સત્ય સુધારે રાચે૦ ૧
મનનિગ્રહ જ્યાં પડતો મોળો, દેખાદેખીનો જ્યાં ડહોળો,
ત્યાં ન ધરે ખત્તા ખઈ ખોળો, અવળમતી નવ યાચે હો૦ જે સત્ય સુધારે રાચે૦ ૨
જાત ભાતનો ભેદ વિચારે, તણાય નહિ કદી મોહવિકારે;
પદ રોપે નિજ વડિલ પ્રકારે. દ્દઢ રહિ ઉન્નતિ સાંચે હો૦ જે સત્ય સુધારે રાચે૦ ૩
પાશવમાનવ પથ વિવેકે, નરપદમાં ટકિ રે' જે ટેકે,
પૂર્વજની શુભ રેખ ન છેકે, વિચાર તજી નવ વાંચે હો૦ જે સત્ય સુધારો રાચે૦ ૪
બુદ્ધિને નવ બ્હેકાવે, ખેલે નિજ પૂર્વજને દાવે,
પોત પિતરનું જે ન ગુમાવે, ફ્રેમે ન ફોગટ ખાંચે હો૦ જે સત્ય સુધારો રાચે૦ ૫
ભણેગણે પણ ભાન ન ભૂલે, ચતુરઇ જેની ચઢે ન ચૂલે,
ફેશન ફંદે જે નવ ફૂલે, મણિ નવ માને કાચે હો૦ જે સત્ય સુધારે રાચે૦ ૬
પોતાનું તે પહેલુ સમજે, બીજાને બોધે નિજ ન ત્યજે,
ગપથી મ્હોઇ તપ નવ [1]વરજે, લપટાયે નહિ લાંચે હો૦ જે સત્ય સુધારે રાચે૦ ૭
ધનને લોભે ધ્યાન ન ચૂકે, ચળે નહિં ચતુરાની ચૂંકે,
જીહ્વાસ્વાદે જે નવ ઝુકે, ઠગને ઠોકે તમાચે હો૦ જે સત્ય સુધારે રાચે૦ ૮

૧. વરજે=છોડે-તજે.

વગ વધવાની લાલચ રાખી, નાકટને નવ દે નાંખી,
શઠનો રોફ રહે નહિ આંખી, ગભરાયે નહિ ઘાંચે હો૦ જે સત્ય સુધારે રાચે૦૯
વૈભવલોભે નવ વટલાયે, સદા ઝુઝે નિજ ધર્મસહાયે,
તણાય નહિ વંટોલને વાયે, [1]તરવાને નહિ રેતાચે હો૦ જે સત્ય સુધારે રાચે૦૧૦
સમજ્યા વિણ સતપત નવ માંડે, જળ ન ભરે કદી કાચે હાંડે,
તાંદુળ તજી ખુશકા નવ ખાંડે, તે ન [2]ટળવળે ટાંચે હો૦ જે સત્ય સુધારે રાચે૦૧૧
જાતભાત જાળવિને ચાલે, સંઘવિ ! સત્ મર્યાદ મ્હાલે,
દેશ અને કુળ ઉભય ઉજાળે, તેને ન ઉની આંચે હો૦ જે સત્ય સુધારે રાચે૦૧૨

સંઘવી.

---

# दंभदर्पण-मीमांसा.

(૨) અનુસંધાન ચાલતા વર્ષના માર્ગશીર્ષ માસના પૃષ્ઠ ૬૦ થી.

દ. દં. દ. ભાગ ૧લાના ૧૭ગે પાને ગરમદેશ હોય તો માથું બોડું કરાવવાનો, સત્યાર્થપ્રકાશનો ઉતારો આપી કરેલી ટીકાનો બચાવ કરતાં લેખક પ્રમાણ આપે છે કે મનુ૦ અ૦ ૨ ના શ્લોક ૨૧૯માં ત્રણ પ્રકાર ગણાવતાં કહ્યું છે કેઃ—' मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।' મનુસ્મૃતિ બીજા અ૦ ના ૧૭૫મા શ્લોકથી તે અધ્યાયના અન્ત સુધી બ્રહ્મચારીનુંજ પ્રકરણ છે. છતાં આ લેખકે પ્રકરણ અને પ્રસંગને છેક વિસારી દેઇ, ઉક્ત શ્લોકને જાણે સાર્વજનિક તથા સર્વને લાગુ પડતો હોય તેમ બતાવવાનો નાહક પ્રયાસ કર્યો છે. દ-દં. દ. ભાગ ૧ લો પૃષ્ઠ ૭૭માં જે લખ્યું છે કે-"તે લોકો શ્લોકો આખા છાપતા હોય, અને તે શા પ્રસંગના છે, અને તેની આગળપાછળના શ્લોકોમાં શું કહ્યું છે તે જણાવતા હોય, તો આર્યસમાજીઓની પોલ ખુલી જાય તેમ છે." તે અક્ષરશઃ સત્ય છે. આના જવાબમાં સમાજી લેખક કહે છે કે:—' આર્યસમાજ સત્ય કહે છે તથા લખે છે. તેથી તેમની પોલ કોઇ ખોલી શકતું નથી. ' પરન્તુ આ સ્થળે તો પોતેજ તેમાંથી બચવા પામ્યા નથી. સ્વામીજીએ પ્રકરણ અને પ્રસંગનો વિચાર કર્યા વગર એકાદ વાક્ય કે અર્દ્ધ વાક્ય આગળ ધરી પોતાના કપોલકલ્પિત મતનું સમર્થન કર્યું છે, તેના પુરાવા તરીકે નીચેનાં પ્રમાણો આપવામાં આવે છે, જે તુલસીરામ વગેરે સમાજી સમર્થ પંડિતોથી પણ અસત્ય ઠરાવી શકાયાં નથી. ' अन्य मिच्छस्व सुभगे पतिमत् । ' ' पतिमेकादशं कृधि । ' ' अग्र पूर्व महोदधः प्रसादमकरोद्विभुः सेतुबन्ध इति विख्यातम् । ' આમાં પહેલા બે મન્ત્ર ઋગ્વેદમાંથી નિયોગ પ્રતિપાદનાર્થ લીધા છે, પરંતુ ભાસ્કરપ્રકાશમાં દયાનંદજીનો અર્થ સ્વીકારવામાં નથી આવ્યો. સમાજી પંડિત રાજારામે પણ નિરુક્તનોજ અર્થ ઉક્ત સ્થળે સ્વીકારેલો છે. અને ત્રીજો શ્લોક વાલ્મીકિ રામાયણમાંથી ગડથી

---

[1] તરવું=કલ્પાં. [2] ટાંચે=ઓપે-પોલિશ કરે.

જ માત્ર લઇ તેનો ખરો અર્થ ઉડાવી દઇને ઇચ્છા મુજબ મનસ્વી અર્થ કર્યો છે. પરન્તુ એ વિષયમાં વધુ આગળજ કહીશ, હાલ પ્રસ્તુત પ્રકરણમાં હરિશંકરશર્માને દયાનંદે કરેલો પરસ્પર વિરોધ માત્ર બતાવીશું. સ. પ્ર. ને ૨૫૮ મે પાને દયાનંદજીએ કહ્યુ છે કેઃ—'અતિ ઉષ્ણ, દેશ હોય તો શિખા સહિત શિર મુંડન કરાવવું જોઇએ. અર્થાત્ હિન્દવાસીઓને શિખા વગરનું બોડું માથું રાખવાની સાફ આજ્ઞા કરી છે. પરન્તુ એજ પુસ્તકને ૩૭૯ મે પાને કહ્યું છે કેઃ—" વિદ્યાનાં ચિન્હ જે યજ્ઞોપવીત તથા શિખા છે, તેનો ખ્રીસ્તી મુસલમાન લોકોની માફક ત્યાગ કરવો એ તો ખોટું છે." મનુસ્મૃતિનું પ્રમાણ વગર વિચાર્યે આપતા પહેલાં પં. હરિશંકરે પોતે માનેલા મહર્ષિના વિવેક વિચારને તિલાંજલિ આપનારા આવા અપૂર્વ(!) બુદ્ધિવૈભવપર પણ જરા નજર તો કરવી હતી ? કે પંડિતાઇનું પોલ ખુલી જતાં શર્માને શરમાવું-નીચું ઘાલવું તો ન પડત !

પ્રિય પાઠકો ! પક્ષપાત રહિત જુઓ, એ બન્ને લેખ વચ્ચે જે પરસ્પરવિરોધ છે તે સહજ જણાઇ આવ્યા વિના રહે તેમ નથી પરંતુ સ્વામીજીએ તો એવોજ પરસ્પર વિરોધ તો મુક્તિ, મૂર્તિપૂજા તથા ભગવાન વેદવ્યાસમહારાજના સબંધમાં પણ આલેખુન કર્યો છે. પૃ૪ ૫૨૧ મા કહે છે કેઃ—' મુસલમાનલોક પૂર્વકૃત પાપપુણ્ય નથી માનતા ......પાપપુણ્ય ભોગવ્યા વગર સુખદુઃખ પ્રાપ્ત થવા એ તદ્દન અન્યાયની વાત છે. પૃષ્ઠ ૫૫૫ માં પણ એજ વાતનું મુંડકઉપનિષદ વગેરેના પ્રમાણથી સ્પષ્ટ રીત્યા સમર્થન કરેલું છે. જ્યાં દયાનંદે પુનરાવૃત્તિમુક્તિ માની મુક્તિ મળ્યા પછી ફરીથી બંધનમાં આવી સુખદુઃખ ભોગવવા વિષે જે લખ્યું છે, તે તેમનાજ લેખ પ્રમાણે ખોટી ને અન્યાયની વાત કરે છે. શી બુદ્ધિની બલીહારી ? જે દલીલ વડે બીજાના સિદ્ધાન્તનું ખંડન કર્યું, તેજ સિદ્ધાન્ત પાછો પોતે માની લીધો ! ઇ. સ. ૧૮૮૪ મા પ્રકટ થએલા મ પ્ર. ને પાને ૩૧૧, ૧૨ ને ૧૪મે મૂર્તિપૂજાની પેટ ભરીને નિન્દા કરતાં દયાનદે કહ્યું છે કેઃ-મૂર્તિપૂજા એક એવી ખાઇ છે, કે જેમાં એક વખત પડવાથી કોઇ બહાર નીકળવા પામતું નથી; પણ તેમાંજ મરી જાય છે. ' પરન્તુ એજ પુસ્તકને ૫૩૧ મે પાને મુસલમાનોને સબોધીને કહ્યું છે કે—' જેને તમે મૂર્તિપૂજક-બુતપરસ્ત સમજો છો, તે લોકો મૂર્તિઓને ઇશ્વર નથી સમજતા, પણ તેમની આગળ પરમેશ્વરની ભક્તિ કરે છે. ' અને પોતે પણ સંસ્કારવિધિમાં કુશ, હળ, અસ્ત્રા વગેરેની પ્રાર્થના તથા પૂજન કરવાનું વિધાન કર્યું છે. દરેક વસ્તુને હદ હોય છે, પણ સ્વામીજીના બેસુમાર-ઘણાજ પરસ્પર વિરોધને કંઇ હદ નથી. મ પ્ર. ને ૨૩૫ મે પાને ઉપનિષદ્ તથા વેદવ્યાસજીનાં વચનને વેદવિરૂદ્ધ જણાવ્યાં છે. પૃષ્ઠ ૩૨૭ માં વ્યાસજીને 'મોટા વિદ્વાન્, સત્યવાદી, ધાર્મિક, યોગી ' કહી વખાણી છાપરે ચઢાવ્યા છે. ૩૨૮ તથા ૩૪૬ મે પાને વ્યાસજીની પ્રશંસા કરી છે, અને દયાનંદે ક્ષણે રૂષ્ટા ક્ષણે તુષ્ટા થઇ, વળી પાછા ૩૩૦ મે પાને તેમનેજ 'લાલબુજકકડ બેવકુફ અને નિપટ અંધા ' કહી જન્મની વખતજ મરી જવાનું કહ્યું છે. પુરાણની બાબતમાં પણ આ કલિયુગાચાર્યે બન્ને બાજુનીજ ઢોલકી બજાવી છે. સ્વામીજીના પોતાનાજ શબ્દો માત્ર અત્રે આપીશું. સ. પ્ર. માં પુરાણ સંબંધી મત આપ્યો છે કેઃ—" પુરાણ કપોલકલ્પિત મિથ્યા ગ્રન્થ હૈ, જૈસે ઉત્તમ અન્ન વિષકે યુક્ત હોનેસે છોડને યોગ્ય હોતા હૈ વૈસે યે ગ્રન્થ હૈ, જો કોઇ ઇન મિથ્યા ગ્રન્થોમેંસે સત્યકા ગ્રહણ ચાહે તો મિથ્યા ભી ઉસકે ગલેમેં લપટ જાવેં ઇસ લિયે, અસતસે મિલે

છે ' એ પ્રમાણે કર્યો છે. પૃષ્ઠ ૨૨૩ માં લખ્યું છે કે:—સૃષ્ટિના આરંભમાં સેંકડો મનુષ્ય ભરજુવાનીમાં માતાપિતા વગર જ સ્વયમ્ ઉત્પન્ન થયાં. લૌકિક ને સાયન્સના જમાનામાં આવી ગપને કોણ ગમાર માનશે ? પૃષ્ઠ ૭૭ માં વેદમાં કન્યાઓને ભણવાની આજ્ઞા છે, એમ કહી આજ્ઞા બતાવવી તો ભૂલી જ ગયા છે. પૃષ્ઠ ૮૮ માં મુખાદિ અંગોને ઉપાદાન કારણ માનતાં કહ્યું છે કે:—જો બ્રાહ્મણાદિ મુખાદિ અંગોવડે જ ઉત્પન્ન થયા હોત, તો તેમની આકૃતિ ઉપાદાન કારણના જેવી જ અવશ્ય થયા વિના રહેત નહીં. ઉત્પત્તિસ્થાન ઉપાદાન કદી પણ નથી થઇ શકતું. જે અંગવડે જે પદાર્થ યા પ્રાણી ઉત્પન્ન થાય છે તે, તે અંગના સમાન કદી પણ નથી હોતો, એ અનુભવસિદ્ધ વાત છે. પૃષ્ઠ ૯૪ માં કહે છે, જન્મથી આઠમે મહિને સીમન્તોનયન સંસ્કાર કરી પુત્રના કાનમાં પિતાએ ' વેદોસીતિ ' અર્થાત તારૂં નામ વેદ છે—એમ કહેવું. તથા બાળકની જીભ પર ઓરૂમ્ લખવું. આ શું ઢોંગ નથી ? આ વિધિને માટે કોઇ વેદનું પ્રમાણ તો બતાવી શકાતું નથી, ત્યારે વેદાનુસાર બધું કરવાના ધતીંગને આ વિચારસ્વાતંત્ર્યના જમાનામાં કોણ પત કરશે ? પૃષ્ઠ ૧૩૨ [ સ. પ્ર. ] માં લખ્યું છે કે:—' **યહ ચાર પ્રકાર અર્થાત્ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, ઔર સંન્યાસાશ્રમ કરના બ્રાહ્મણકા ધર્મ હૈ ।** '. પ્રત્યક્ષ જોઈ લો, ત્રણ ને ચારનું પણ આ ભંગડ ભાષ્યકારને ભાન નથી રહ્યું. સ. પ્ર. ને ૧૭૯ મે પાને પણ એવીજ સંખ્યાની ગરબડ કરી છે. પ્રાણ, અપાન, વ્યાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય અને જીવાત્મા એ અગીઆર ૩૮ એમ દયાનંદે લખ્યું છે. સંખ્યા કેટલી થઇ, દશ કે અગીઆર ? તે ગણી લઇ વિવેકી વાચકો પ્રત્યક્ષ અનુભવ કરી લ્યો. ૧૮૬મે પાને લખ્યું છે કે:—પ્રાણી તથા અપ્રાણી એ ઉભય યત્ન તો કરે છે. અપ્રાણીથી યત્ન કેવી રીતે થઇ શકતો હશે વારુ ? પૃષ્ઠ ૨૦૧ માં લખ્યું છે કે, રાગ અર્થાત્ પ્રીતિ પોતાથી ભિન્ન ઉત્તમ પદાર્થમાંજ થઈ શકે છે. તો મદ્યાદિ નિકૃષ્ટમાં શું કદી પણ કોઇને રાગ નથી થતો ? પૃષ્ઠ ૨૦૮ માં ' અનાદિ કોને કહે છે ? ' એ પ્રશ્નજ માત્ર લખી ભાંગની ધુનમાં તેનો ઉત્તરજ લખવો ભૂલી ગયા છે. એવા પુરૂષોને ઉન્મત્ત નહીં તો કેવા કહી શકાય ? પૃષ્ઠ ૨૪૧ માં ૧૦૦ વર્ષના દિવસ ' ત્રણ લાખ સાઠ હજાર ' એ પ્રમાણે અક્ષરમાં લખ્યા છે. કેવળ ૩૬૦૦૦ લખવાં જોઇતા હતા. મિથ્યા મદવિજ્ઞો ટાઇટલ [ ખીતાબ ] કાંઇ અમથો મળ્યો નથી. પૃષ્ઠ ૨૪૭ માં વૈરાગ્યની વ્યાખ્યા આપતાં ઉપરે વૈરાગ્યના સ્થાનમાં વિવેક શબ્દ લખી માર્યો છે. વળી પૃષ્ઠ ૨૬૫માં દ્વિજનો અર્થ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર એવો કર્યો છે. શુદ્રને કયા વેદમાં દ્વિજ કહ્યો છે ? વિદ્વતાના અભિમાન સાથે આટલું બધું અજ્ઞાન ? પૃષ્ઠ ૨૬૫ માં ગાયના દુધનો હિસાબ લખતાં ગણિતશાસ્ત્રનું બેહદ્ અદ્ભુત જ્ઞાન પ્રેરટાવ્યું છે.

હવે દયાનંદજીના લખાણમાં કામાન્ધતા પણ ભરપટે જોવામાં આવે છે, તે આપણે સ્થાલીપુલાકન્યાયે તપાસીશું તો પુષ્કળ જણાશે. યજુર્વેદભાષ્ય અધ્યાય ૧૫, મંત્ર ૧૩ ના ભાવાર્થમાં સ્વામીજી કહે છે કે:—" **કન્યાઓંકી પુરૂષ ઔર પુરૂષોંકી કન્યા પરીક્ષા કર, અત્યન્ત પ્રીતિકે સાથ પરસ્પર આકર્ષિત હોકર વિવાહ કરે ।** " તથા સત્યાર્થપ્રકાશ ( ઇ. સ. ૧૮૮૪ માં મુદ્રિત ) ને ૯૩ મે પાને પણ પરસ્પરની પ્રીતિથી એક બીજાના ફોટા વગેરે દ્વારા સ્વયંવરવિવાહ પદ્ધતિ મુજબ પરણવાની આજ્ઞા કરી છે. યજુર્વેદ અધ્યાય ૧૯ મંત્ર ૮૮ ના ભાવાર્થમાં સ્વામીજી પોતાની કામાન્ધતાનું

પૂરેપૂરું દિગ્દર્શન કરાવે છે. સ્વામીજી કહે છે કે—" **સ્ત્રી પુરૂષ ગર્ભાધાનકે સમય પરસ્પર મિલકર, પ્રેમસે પૂરિત હો, મુખકે સાથ મુખ, આંખકે સાથ આંખ, મનકે સાથ મન, શરીર કે સાથ શરીરકા અનુસંધાન કરકે, ગર્ભ કો ધારણ કરેં જિસસે કુરુપ ઔર વક્રાંગ સંતાન ન હો ।** જેણે સંસારનો ત્યાગ કર્યો છે અને જે પોતાને પરમહંસ પરિવ્રાજકાચાર્ય કહેવડાવે છે એવા સંન્યાસીએ, શું આવી કોકશાસ્ત્રની લીલા વર્ણવવી જોઇએ? પરંતુ એ મિથ્યા મહર્ષિજી તો રસિયા હોઇ સ્ત્રીની વાત આવતાં પાણીપાણી થઈ જતા, પોતાના સર્વસ્વનું ભાન ભૂલી એક માત્ર તેમાંજ તલ્લીન ને તદાકાર થઇ જતા. યજુર્વેદના ૧૫ મા અધ્યાયના પાંચમા મન્ત્રમાં સ્વામીજી કહે છે કેઃ—' સ્ત્રી અવિનાશી સુખ આપવાવાળી છે ' વળી અધ્યાય ૨૯ મંત્ર ૪૦ માં સ્ત્રીને માતાની તુલ્ય સુખ આપવાવાળી કહી છે, જેનો ' હિ. દ દ ' ના લેખકે કરેલો તદન લુલો અથાવ હાસ્યજનકજ છે. સ્ત્રીના મોહ પાશમાં દયાનંદજી કેવા મોહિત થઇ લટ્ટુ બની ગયા છે, તેનો પત્તો આના પરથી સહજ મળી આવે છે. વળી યજુર્વેદ અ. ૧૪ મંત્ર ૮ માં સ્વામીજી કહે છે કે—" **સ્ત્રી પતિસે કહે, ઔર પતિ સ્ત્રીસે કહે કિ તું મેરે નાભિકે નીચે ગુહ્યેન્દ્રિય માર્ગસે નિકલનેવાલે અપાન વાયુકી રક્ષા કર ।** ". સુથારનુ ચિત્ત બાવળીયામાં એ ન્યાય પ્રમાણે દયાનંદજીના ચિત્તને ખુશ કરવા જાણે અન્ય કોઇ વિષયજ નહોતો જડતો ? । ચિત્તમાં એજ વિષયની લગની લાગી રહી એનુંજ નિરંતર રટણ થયાં કરતું હશે. ગમે તેમ હો ! પણ સ્વામીજી એક મોટા ભામિનીભક્ત હતા એ તો નિર્વિવાદ છે. યજુર્વેદ ભાષ્યના નીચેના મન્ત્રોના તેગણે કરેલા અર્થોમાંથીજ તેમનું અભિમાન સહજ જણાઇ આવે છે. યજુર્વેદભાષ્ય પૃષ્ઠ ૧૩૧૫:—" **હે સ્ત્રી તું હમકો પુત્ર પૌત્ર ઔર ઐશ્વર્યસે વિસ્તૃત કર** " પૃષ્ઠ ૧૩૧૬. "**હે ઇંટકે સમાન દૃઢ અવયવોંસે યુક્ત, શુભ ગુણોંસે શોભાયમાન પ્રકાશ યુક્ત સ્ત્રી । જૈસે ઇંટ સેંકડોં સંખ્યાસે મકાન આદિકા વિસ્તાર ઔર હજારસે બહુત બઢા દેતી હૈ વૈસે જો તૂમ હમ લોગોંકો સૈકડોં પુત્રપૌત્રાદિ સંપત્તિસે વિસ્તારયુક્ત કરતી ઔર હજાર પ્રકારકે પદાર્થોંસે વિવિધ પ્રકાર બઢાતી ઉસ તેરી હમે યોગ્ય પદાર્થોંસે હમ લોગ સેવા કરેં ।** " પૃષ્ઠ ૧૩૨૬ " **હે પત્ની ! જૈસે મેં તુઝકો પ્રસન્ન રખતા હું વૈસે મુઝ પતિકો તૃપ્ત કિયા કર ।** " પૃષ્ઠ ૧૪૦૮ " **હે પતે વા સ્ત્રી ! તૂ મેરે નેત્રોંકો પ્રકાશિત કર, મેરે કાનોંકો શાસ્ત્રોંકે શ્રવણસે સંયુક્ત કર, પ્રાણોંકો પુષ્ટ કર, ઇત્યાદિ ।**"

પૃષ્ઠ ૧૪૨૧. " **હે સ્ત્રી ! જો તૂ પૂર્વ દિશાકે તુલ્ય પ્રકાશમાન હૈ, દક્ષિણ દિશાકે સમાન અનેક પ્રકારકા વિનય ઔર વિદ્યાકે પ્રકાશસે યુક્ત હૈ । પશ્ચિમ દિશાકે સદૃશ, ચક્રવર્તી રાજા કે સદૃશ અચ્છે સુખ યુક્ત પૃથિવીપર પ્રકાશમાન હૈ, ઉત્તર દિશાકે તુલ્ય સ્વયં પ્રકાશમાન હૈ, બડી ઉપર નીચેકી દિશાકે તુલ્ય ઘરમેં અધિકારકો પ્રાપ્ત હુઈ હૈ સો તૂ સબ પતિ આદિકો તૃપ્ત કર ।।** " પૃષ્ઠ ૧૪૩૦. " **હે સ્ત્રી ! તૂ શરદૃતુમેં મેરી અવસ્થાકી રક્ષા કર, મેરે પ્રાણકી રક્ષા કર, મેરે અપાનવાયુકી રક્ષા કર, મેરે વ્યાનકી રક્ષા કર, મેરે નેત્રોંકી રક્ષા કર, મેરે કાનોંકી રક્ષા કર, મેરી વાણીકો અચ્છી શિક્ષાસે યુક્ત કર, મેરે મનકો તૃપ્ત કરે, ઇત્યાદિ ।।** " શો સ્ત્રીસ્તુતિના સ્તોત્રના પાઠનો હાક રચ્યો છે ? દયાનંદીયોએ

હવે ઈશ્વરસ્તુતિ કરવાની છોડી દીધેલ હોવાથી, નિત્ય બની શકે તેટલી વખત ઉપર્યુક્ત સ્ત્રીસ્તુતિપાઠ પોતાની પત્ની સન્મુખ કરી પત્નીદેવીને આરાધવી. નિર્વિવાદ છે કે આ ઓઘેલા સ્વામીજી સ્ત્રીને અવિનાશી સુખ આપનારી માને એમાં કાંઇ નવાઇ જેવું તો નથી. દયાનંદજીના યજુર્વેદ ભાષ્યને બીભત્સ અને અશ્લીલ શા માટે એકકે અવાજે કહેવામાં આવે છે ? તેમાં સ્વામીજીએ અનુચિત સ્ત્રીપ્રશંસા હદથી જાદે કરેલી છે અને પાછું તેજ ગ્રન્થમાં નરાતાર અશ્લીલ અને અસભ્ય લખાણ કર્યું છે. સ્વામીજીના કામાન્ધપણા પર તથા વિષયલંપટત્વપર આથી અચ્છો પ્રકાશ પડે છે. સ્ત્રીપ્રશંસા અને કોકશાસ્ત્રના ગ્રંથને છાજે તેવું અશ્લીલ ઇશ્કી લખાણ એ બે સાથે સાથેજ એકજ ગ્રંથમાં હોવાથી સ્વામીજીના અનુયાયીઓનો મિથ્યા દુરાગ્રહ યુક્ત લૂલો બચાવ જરાયે ટકી શકતો નથી, એ સ્પષ્ટજ છે. અને ખરી ખૂબીની વાત તો વળી એ છે, કે એ સહસ્ર છિદ્રવાળી ચાળણી માત્ર એક છિદ્રવાળા કરવડાને પોતે કરેલા ગુનાહ માટે જે શબ્દો ખરું જોતાં પોતાનેજ લાગુ પડે છે, તેવા શબ્દોથી ગાળો ભાંડીને પોતાનું પોત પ્રકાશે છે ! સ્વામીજી કહે છે કેઃ—" ભાંડ ધૂર્ત્ત નિશાચરવત્ મહીધરાદિ ટીકાકાર હુએ હૈં । " ( સ. પ્ર. પૃષ્ઠ ૪૦૨. )ઉલટો ચોર કોટવાળને કેવી રીતે દંડે છે, તે જોવું હોય તો યજુર્વેદભાષ્યના નીચેના મંત્રોના સ્વામીજીએ કરેલા અર્થો જોઇ લો. અધ્યાય ૧૯ મંત્ર ૭૬. " પુરૂષકા લિંગ સ્ત્રીકી યોનિમેં પ્રવેશ કરતા હુઆ વીર્યકો વિશેષ કર છોડતા હૈ, ઈત્યાદિ ॥ ". જે શબ્દો આ સભ્યતાના જમાનામાં પોતાની સ્ત્રી આગળ પણ ખુલ્લંખુલ્લા બોલતાં પુરુષ આંચકો ખાય તેવા શબ્દો સ્વામીજી ઝટ વેદભાષ્યમાં આંખો મીચીને લખી મારે છે ! અને પાછા મહીધરાદિને ભાંડ નિશાચર કહેવાની ધૃષ્ટતા કરતાં તો શરમાતાયે નથી ! ! પણ એવા અશ્લીલ અને ઇશ્કી લખાણનો દયાનંદના ગ્રંથોમાં કાંઇ ટોટોજ નથી, સ્થળેસ્થળે ઝળકી રહેલાં જોવામાં આવે છે. અધ્યાય ૨૦ મંત્ર. ૯. નો અર્થ કરતાં સ્વામીજી કહે છે કેઃ—" મેરી પ્રજાજનકયોનિ અણ્ડકે આકાર વૃષણાવયવ, સંભોગકે સુખસે આનન્દકારક મેરા ઐશ્વર્ય લિંગ ઔર પુત્રપૌત્રાદિ યુક્ત હોવે. ॥ " અધ્યાય ૧૯ મંત્ર ૯૪:—" હે યોગ કરને હારે પુરૂષ ! જૈસે વિદુષી સ્ત્રી અપને પતિસે યોનિકે ભીતર પુણ્યરૂપ ગર્ભકો ધારણ કરતી હૈ ।. " અધ્યાય ૨૬. મંત્ર ૨૪:—સ્ત્રીપુરૂષ ઉત્કંઠાપૂર્વક સંયોગ કરકે જિન સંતાનોંકો ઉત્પન્ન કરેં વે ઉત્તમ ગુણવાલે હોતે હૈં । ".

અધ્યાય ૨૮ મંત્ર ૩૨:—જૈસે બૈલ ગૌઓંકો ગાભિન કરકે પશુઓંકો બઢાતા હૈ, વૈસે ગૃહસ્થ લોગ સ્ત્રિયોંકો ગર્ભવતી કર પ્રજાકો બઢાવેં ॥ " શો પશુધર્મ જતાવ્યો છે ? બાહુતી ફેનોગ્રાફ મ. હરિશંકરશર્માજ માત્ર એના ભાવને જાણી શકશે છે, પરમેશ્વર કૃપા કરી અન્યને તે ન જણાવે ! પરંતુ પોતે જે ભાવ લખ્યો છે, તે કેવળ કપોલકલ્પિત અને મિથ્યાજ છે. અને વળી દયાનંદનો ભાવાર્થ તો એથી પણ તદ્દન જૂદોજ છે, જે તેમના અન્ય લેખો પરથી સ્પષ્ટ જણાઇ આવ્યા વિના રહેતોજ નથી. ૧૮૭૫ના પ્રથમાવૃત્તિ સત્યાર્થ પ્રકાશને ૩૦૩ મે પાને સ્વામીજીએ પોતાનો ખરો ભાવ વધારે સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો છેઃ—એક બૈલસે હજારહાં ગૈયાં ગર્ભવતી હોતી હૈ ॥." તો વેદભાષ્યના ઉક્ત મંત્રમાં આ દૃષ્ટાન્ત લગાડી શો અભિપ્રાય વ્યક્ત કરવામાં આવેલો છે ? જેવી રીતે એક સાંઢ વગર વિચારે અનેક ગાયોની સાથે સંબંધ

કરીને તેમને શાબાશી કરે છે, તેમ ગૃહસ્થ લોકો, તેનું અનુકરણ તમે પણ કરો; એમજ કે બીજો ? દ્વિતીયાવૃત્તિ સ. પ્ર. માં પણ સાફ આજ્ઞા આપી દીધી છે, કે ઉત્તમ સ્ત્રી સર્વ દેશ તથા મનુષ્યમાંથી ગ્રહણ કરવી. વળી એક સ્ત્રીને અગીયાર પુરૂષ સુધી અને એક પુરૂષને અગીયાર સ્ત્રી લગી નિયોગ કરવાની છૂટ—અરે સદર પરવાનગી પણ એજ મહર્ષિજી આપી ચૂક્યા છે. અને વેદભાષ્યમાં તો એથી પણ આગળ વધીને પશુવ્યવહાર કરી ગર્ભિત રીતે હજારો રૂપીની છૂટી આપી દીધી ! કેટલો બધો ઉપકાર કર્યો છે ! નિજ અનુયાયીઓપર દયાનન્દે કેવી અનુકંપા અને દયા રાખી છે ! ધન્ય છે ! અધ્યાય ૨૧, મંત્ર ૧૦ ના પદાર્થમાં સ્વામીજી કહે છે કે—" **પ્રાણ ઔર અપાનકે લિયે ( છાગેન ) દુઃખ વિનાશકરને વાલે છેરી આદિ પશુસે, વાણીકે લિયે મેંઢાસે, પરમૈશ્વર્યકે લિયે બૈલસે ભોગ કરે ।** ' અહી છાગ શબ્દ પુલ્લિંગ છે તેથી 'છેરી આદિ' એવો તેનો અર્થ કરવો સર્વથા અશુદ્ધ છે. અલબત 'ભોગ' શબ્દનો રૂઢાર્થ તો સંયોગ અર્થાત્ મૈથુન જ થશે, અને સ્વાભાવિક રીતે ઘણા તેનો અર્થ કરી શકશે. 'ઉપયોગમાં લે' એ અર્થ પણ દેખાતી રીતે તેવી જ ગેરસમજ ઉભી કરી ભ્રમમાં નાંખશે. સરસ રીત તો એજ છે કે એવું દ્વિઅર્થી ગેરસમજથી ભરેલું લખાણ જ કદી સુજ્ઞ પુરૂષે કરવું નહીં. હરિશંકર શર્મા જેવાને વાર્તિક કરવાનો અવકાશ શાથી રહેવા પામ્યો ? અને પશુઓનો ઉપયોગ તો ઉક્ત પ્રકારે સર્વ કોઇ કરે છે, તો તેવી પરિસ્થિતિમાં આટલી બધી લાલચ બતાવી છોકરાને પટાવી ફોસલાવતા હોય તેમ ઉક્ત પશુઓનો ઉક્ત રીત્યા ઉપયોગ કરવાની ભલામણ કે ઉપદેશ કરવાની ખાસ કરીને શી આવશ્યકતા છે, તે સમજી શકાય તેમ નથી. 'બકરી આદિના દૂધથી પકવેલા પદાર્થોનું' કેટલા મનુષ્યો સેવન કરે છે ? અર્થગાંભીર્ય બીલકુલ નથી તેમ વાચકલુપ્તાલંકાર લગાડીને પણ ધાડ શી મારી છે ? ક્લિષ્ટ અને ગંદુ—ગલીચ લખાણ કરવું જ શું કરવા જોઇએ, કે પછી પાછળથી તેને મારીમચડીને પરાણે સારૂં દેખાડવાને અલંકાર લગાડવાની અત્યંત આવશ્યકતા રહે ? અધ્યાય ૨૧, મંત્ર ૫૨માં સ્તન પકડવાની વિધિ તો દેખીતી રીતે પદાર્થમાં છેજ. આવી અસભ્ય અને અશ્લીલ વાત લખી પછી પાછળથી અલંકાર લગાડી તેને સારા અર્થમાં ઘટાવવું એ કાંઇ અશક્ય નથી. કુશળ સાક્ષર હશે તો તે હરકોઇ ખરાબમાં ખરાબ બાબતને પણ સારા રૂપમાં અલંકાર વગેરેનાં ઠીંગડાં મારી મૂકી શકશે, સ્ત્રીપુરૂષના સંયોગને જીવબ્રહ્મના તાદાત્મ્યની સાથે સરખાવશે. કોઇ એક સંસ્કૃત કવિ કહે છે કેઃ—" सुरते च समाधौ च मायायत्नेन लीयते । ध्यायेनापि हि किं तेन किं तेन सुरतेन वा ॥ " પરમાત્માના ધ્યાનમાં જીવ અને બ્રહ્મ ( ઉપાસક અને ઉપાસ્ય ) વચ્ચે જૂદાઇ રૂપી જે દ્વૈતભાવ છે, તે ધ્યાન પણ શા ખપનું ? અર્થાત્ કોડી કામનું નહીં. અને સંયોગ વખતે જે સ્ત્રીપુરૂષનામાં જૂદાઇ છે, એકદમ કે અંકપ નથી. એવો સંયોગ પણ શા કામનો ? આવી તુચ્છ બાબતને પણ જીવબ્રહ્મની એકતા સાથે સરખાવી શકાઇ છે. એ પ્રમાણે આ જ અથવા આથી પણ વિશેષ અશ્લીલ બાબતને પણ ઉપમા આદિ અલંકાર લગાડી સારા અર્થમાં ઘટાવી શકાય, પણ તેથી શું " સ્તન પકડવાની વિધિ ' એ શબ્દો ભૂંસાઇ જાય છે કે અલોપ થઇ જાય છે ? અધ્યાય ૨૫ મંત્ર ૭ માં સ્વામીજી અંધ સાપોને ગુદાથી પકડયા કરવાનું લખે છે. તેના બચાવમાં મ. હરિશંકર શર્મા કહે છે કે, એનો અર્થ તો ' ગુદાઇન્દ્રિયવાળા વાંકા સર્પોને તેને પકડવાના સાધન વડે પકડો—' એવો કરવાનો છે. અહીં પણ આટલેથી જ

છે કે:—" મૈં તેરે જિસમે મલોત્સર્ગાદિ કિયે જાતે હૈ ઉસ લિંગકો પવિત્ર કરતા હું તેરી જિસસે રક્ષા કી જાતી હૈ ઉસ ગુદેન્દ્રિયકો પવિત્ર કરતા હું । " અર્થાત્ સ્વામીજીએ બારોબાર આવું અશ્લીલ લખાણ આપી મીયાંને જ્યાં ત્યાં ટાંગી દીધું છે, બાપડા હરિશંકરભાઇ ઢાંકયાં તેનો બચાવ કરી શકશે ? અલંકાર તો સર્વ સ્થળે સર્વ કોઇ બાબતમાં લગાડી શકાય છે, પરંતુ પહેલાં તો અનુચિત ને અશ્લીલ લખાણ જ શા માટે કરવું, કે પછી પાછળથી તેની એબ ઢાંકવા તથા પરાણે સારૂં દેખાડવા અલંકાર લગાડવાની જરૂર પડયા વગર રહેજ નહીં ? દયાનંદજીના સત્યાર્થપ્રકાશના પ્રપંચ આ પુષ્પનો લેખ તો તેમને પોતાને જ સર્વ પ્રકારે બરાબર લાગુ પડે છે. " આવી અશ્લીલ વાતો શું પરમેશ્વરના પુસ્તકમાં ( વેદમાં ) હોવી જોઇએ ? પરમેશ્વર તો શું પણ સભ્ય મનુષ્ય-કૃત પુસ્તકમાંએ આવી વાતો કદી પણ હોઇ શકતી નથી. મનુષ્યો આવીવાતો નથી કરી શકતા, તો શું ઇશ્વર કદી પોતાના પુસ્તકમાં પોતે જાતે જ આવી વાતો કરતો હશે ?

આથી તો પરોપદેશે પાંડિત્ય પ્રકટાવનારના જ પોતાના ટાંટીયા તેના પોતાના ગળામાં આવ્યા વિના રહેતા નથી, જોઇ લો તેનું આ જ્વલન્ત દૃષ્ટાન્ત!! પરન્તુ દયાનંદજી તો પોતે કરેલા ગુનાહ માટે અન્યને ઠપકો દઇ, પોતાનું પાપ સામાના પર ઢોળી દેવાની વિદ્યામાં સપૂર્ણ પહોંચેલા ને બહુ કુશળ હતા. 'ઉલટો ચોર કોટવાળને દંડે' એ લોકોક્તિને તો સ્વામીજીએ અક્ષરશઃ સર્વથા ખરી પાડી છે. અને એ મિથ્યા મહર્ષિજીના દુરાગ્રહી અનુયાયીઓ પણ એ સર્વ પ્રપંચકળામાં પોતાના પાખંડધર્મપ્રવર્ત્તકાચાર્ય આર્યસમાજના આદ્ય દયાનંદજીને પગલેપગલે ચાલી તેમનું જ સર્વથા અનુકરણ કરે છે. દયાનંદે જાતે કમાખ્યાનોની કલ્પના કરી ઋષિમુનિઓને કસાઇ ઠરાવ્યા છે. સ. પ્ર. પ્રથમાવૃત્તિમાં સ્વામીજીએ જે માંસના પિંડ આપવાનું તથા પશુહિંસા કરવાનું લખ્યું છે, તેને માટે મ. હરિશંકરશર્મા કહે છે કેઃ— " આદિમાં જે કાંઇ લખ્યું છે તે ભૂલથી લખાએલું હોવાથી, તેને વેદવિરુદ્ધ સમજીને સ્વામી દયાનંદજીએ સત્યાર્થપ્રકાશની દ્વિતીયાવૃત્તિમાંથી કહાડી નાખ્યું છે. " પરંતુ સત્યાર્થપ્રકાશમાં એકલામાં જ ભૂલ જણાઇ, અને અન્ય ગ્રંથોમાં નિર્દયતાનો જે ચોક્કસ ઉપદેશ આપ્યો છે, તે ભૂલ તેઓથી કેમ જોઇ જાણી કે સુધારી શકયા નહીં ? યજુર્વેદભાષ્યના ૧૩ મા અધ્યાયના ૪૮ મા મન્ત્રના ભાવાર્થમાં સ્વામીજી સાફ આજ્ઞા કરે છે કેઃ—" જો હાનિકારક પશુ હૈં ઉનકો મારે । " અહીં હિંસા કરવાની સ્પષ્ટ આજ્ઞા આપી દીધી છે. એજ અધ્યાયના ૪૯મા મન્ત્રમાં કહે છે કેઃ—" જો જંગલમે રહનેવાલે નીલગાય આદિ પ્રજાકી હાનિ કરે વે મારને યોગ્ય હૈં । " પ્રથમાવૃત્તિ સત્યાર્થપ્રકાશમાં ગાય આદિને મારવાનું, તથા માંસાદિના પિંડ આપવાનું તથા હોમ કરવાનું લખ્યું અને વેદ

કરીને તેમણે તમે નીલગાય આદિને મારવાનું કહ્યું. કેમ આગ એટલેજ કે મં. પ્ર. મા વંધ્યા ગાયને મારવાની આજ્ઞા આપી અહીં વેદભાષ્યમાં નીલગાયને મારવાનું કહ્યું છે સન ૧૮૮૪ ના સ. પ્ર. ને ૨૮૪ મે પાને પશુહિંસાનો નિષેધ કરતા સ્વામીજી કહે છે કે—"ઘોડા, ગાય આદિ પશુઓને મારી તેમનો હોમ કરવાનું કોઇપણ સ્થળે વેદમાં કહ્યું નથી, કેવળ વામમાર્ગીઓનાજ ગ્રંથમાં એવો અનર્થ કરેલો છે" અર્થાત સ. પ્ર. મા પોતાની ભૂલ સમજી ૧૪૯, ૬૭૧, ૩૦૨, ૩૦૩, તથા ૩૯૯ મે પાને પ્રથમાવૃત્તિમાં જે લખ્યું હતું, તે કાઢી નાખી આવો ઉપદેશ કર્યો ત્યારે વેદભાષ્યમાં કેમ પોતાની ભૂલ તેઓ સમજી કે સુધારી શક્યા નહીં? એ બહુ આશ્ચર્યજનક છે! અધ્યાય ૧૭ ના ૨૦મા મન્ત્રમાં તો વળી એથી પણ આગળ વધીને ખુલ્લેખુલ્લી પશુઓને મારીમારીને ખાઈ જવાની જ આજ્ઞા આપી દીધી છે ભાવાર્થમાં સ્વામીજી કહે છે કે— **જો ઈસ સંસારમેં બહુત પશુવાલા હોમ કરકે હુતશેષકા ભોક્તા વેદવિત્ ઔર સત્ય ક્રિયાકા કર્ત્તા હોવે સો પ્રમશાકો પ્રાપ્ત હોતા હૈ।"** ત્યારે શું દયાનન્દજીના જ પોતાના કહેવા પ્રમાણે તેમનું વેદભાષ્ય વામમાર્ગીઓનો ગ્રંથ નથી ઠરતો? વામમાર્ગીના ભૂતે જ તેમની પાસેથી કબુલ કરાવી દીધું હશે! સંસ્કારવિધિ મુદ્રિત સંવત ૧૯૩૩ ને ૧૭ મે પાને પાછો દયાનંદજીએ પોતે જાતે જ માંસ-ભક્ષણ અને પશુહિંસાનો ઉપદેશ કર્યો છે **"જો ચાહેં કિ મેરા પુત્ર પ્રસિદ્ધ સદસદ્વિવેકી શત્રુઓંકો જીતનેવાલા સ્વયં જીતનેમેં ન આનેવાલા, યુદ્ધમેં ગમન હર્ષ ઔર નિર્ભયતામેં કરનેવાલા, સબ વેદ વેદાંગવિદ્યાકા પઢને ઔર પઢાને તથા સર્વાયુકા ભોગનેવાલા પુત્ર હોય, વહ માંસયુક્ત ભાતકો પકાકે ઘૃતયુક્ત ખાય॥"** આવી પરિસ્થિતિમાં મિથ્યા પક્ષપાત અને દુરાગ્રહને વશીભૂત થઇ મ. હરિશંકર શર્મા 'દયાનંદ માયા દયાનંદ હતા અને તમે નિર્દયાનંદ છો!' એમ સનાતનીઓને કહેવાની ધૃષ્ટતા કરવામાં પોતાના ગુરુ દયાનંદના 'ઉલટો ચોર કોટવાળને દંડે' એ મહાન સૂત્રનું અનુકરણ કરીને તેમનેજ પગલે પગલે ચાલે છે—એ સર્વ કોઇ સમજી શકે તેમ છે. પરંતુ તેથી શું દયાનંદની નિર્દયતા ઓછી થઇ જાય છે, કે તેઓશ્રી નિર્દયાનંદ ને બદલે દયાનંદ બની જાય છે? દયાનંદને માટે કોઇને અંગત વેર નથી, પણ તેમના લેખ, તેમનું વર્તન અને તેમની પોપલીલાજ તેમનું બધું પોગળ ખુલ્લું પાડે છે

**"દયાનંદમેં થા દયાકા ન નામ; દયાલુસે હોતા નહીં ઐસા કામ"** એમ સ્વામીજીને માટે કહેવાય છે તે યથાર્થ જ છે વળી એજ યજુર્વેદભાષ્યમાં તદ્દન અજ્ઞાનમૂલક ઢંગધડા વગરનું ઠામઠામ લખી મારી મિથ્યા મહર્ષિજીએ હાથે કરીને મૂર્ખતાથી પાખંડ પ્રકાશ કર્યો છે અધ્યાય ૨૪ મંત્ર ૨૩મા ઘુવડને પાળવાનું કહ્યું છે. જેના બચાવમાં મ. હરિશંકર કહે છે, કે એ મંત્રમાં સાથે સાથે પાખુ મોર અને કબુતરને પણ પાળવાનું કહ્યું છે પણ તેથી શું ઘુવડને પાળવા જેવી અશક્ય અને અસંભવિત વાત દૂર થઇ જાય છે? અથવા તેથી શું ઘુવડને નહીં પાળવું એમ સિદ્ધ થાય છે? પરંતુ દયાનંદજીને ઘુવડ સાથે પૂર્વ જન્મનો કાંઇ ગાઢ સંબંધ હશે! તેથી આ પ્રમાણે તેનો સત્કાર કરવા કુપદેશ દીધો હશે અ. ૨૫-મં. ૪૪ મા ખચ્ચર અર્થાત્ ગર્દભને બાંધવાનું કહ્યું છે. મ. હરિશંકર બચાવમાં કહે છે કે ખચ્ચર એટલે ખચ્ચરના સમાન ઘોડાથી કામ લેવું એમ સ્પષ્ટ લખ્યું છે પરંતુ મૂળમાં **'અશ્વજાતિસે સંબંધ રખનેવાલા ખિચ્ચરકી**

**ધારણાકે નિમિત્ત ઉપસ્થિત હો**'—આવું લખ્યું છે ગો તેમ પણ અહીં ગારા ગંજીકુન ઘોડાની વાત નથી, ગધેડા જેવું ખચ્ચર અર્થાત્ તકલેદી ટટ્ટુ એવોજ અર્થ આમાંથી નીકળ્યા વિના રહેશે નહીં. પરંતુ એવું ખચ્ચર સ્વામીજીના શિષ્યોને પાપમાં આવી શકશે કે કેમ? એજ માત્ર પ્રશ્ન રહે છે. ગધેડું નહીં ને ગધેડા જેવું નામનું ઘોડું બાંધવાનો ઉપદેશ કરનારની ભોળાભાવબુદ્ધિને ધન્ય છે! પરંતુ સ્વામીજી કાંઇ નેરક્ષેપાજ અટક્યા નથી. અધ્યાય ૩૦ મંત્ર ૨૧માં સાપ આદિને ઉત્પન્ન કરવાનું પણ કહ્યું છે. અ. ૧૦ મંત્ર ૧૯ માં કહે છે કે:—હે ઇશ્વર આપ મખ્ખિઓથી જીવનારાને ઉત્પન્ન કરો. અ. ૧૬ મં. ૧૭ માં કહે છે કે:—આમ્રાદિ [ આંબા વગેરે ] વૃક્ષોને કાપવા માટે વજ્રાદિ શસ્ત્ર ગ્રહણ કર. અ. ૨૧ મં. ૪૭ માં કહે છે કે:—વડ આદિ વૃક્ષોનાં તૃપ્તિ કરનારાં ફળોને પ્રાપ્ત કરો: અ. ૨૧ને ૧૦૫ મે પાને કહ્યું છે કે.—સુંદર ફળવાળાં પીપળા આદિ વૃક્ષ 'સુપિપ્પલં' શબ્દનો આ પ્રમાણે અર્થ કરવો તદન અયોગ્ય અને મૂર્ખતા ભરેલો છે. અહીં દ. દં. દ. ભાગ બીજાના પૃષ્ઠ ૧૭ ના નીચેના શબ્દો અક્ષરશ: ખરા પડતા હોય દુરાગ્રહી દયાનંદીઓના કાળજામાં તીરની પેઠે વાગતા હશે. 'આવો મૂર્ખો જગતમાં કોઇ ન જોયો હોય તો જોઇ લેજો ! કે જે આંબાનાં ઝાડ કપાવે, માંછલાં મારનારા ને ખાનારાના ને સાપની ઉત્પત્તિ ને વૃદ્ધિ ઇચ્છે એવા મહામૂર્ખને તે વળી મહર્ષિ કહેવો એ તો મૂર્ખને માથે શીંગડાં !!'

સાથે સાથે પીપળા ને વડના ઝાડનાં ફળોને પ્રાપ્ત કરવાનું કહે તેને શો ઇલકાબ આપવો, તે પણ કહી દીધું હોત તો ઠીક થાત. પરંતુ સ્વામીજીએ તો અજ્ઞતાની પરંપરાજ ચલાવી છે. સર્વત્ર ભ્રાન્તિમૂલક મહાન મૂર્ખતાવાળુંજ લખી માર્યું છે. અધ્યાય ૨૧ મંત્ર ૪૩ માં '**छागस्य**' નો અર્થ કરતાં કહ્યું છે કે:—નર બકરા [ બકરી નહી ] આદિ પશુઓનું ઘી દુધ ખાવું. અહીં કંઇ પ્રેસની ભૂલ કહી નાખી છૂટાય તેમ નથી. કારણ '**छागस्य**' શબ્દ પુલ્લિંગ છે અને તેનો અર્થ બકરોજ થાય છે, બકરી નહીં. અહીં સ. પ્ર. પૃ ૬ ૩૨૧ તથા ૩૨૨માંહેનાજ લેખ સ્વામીજીને પોતાને આબાદ લાગુ પડે છે. '**ઇસિકા અર્થ ન જાનકે ભાંગકે લોટે ચઢા, અપના જન્મ, સૃષ્ટિવિરુદ્ધકથન કરનેમેં નષ્ટ કિયા**' તથા '**કયાહી અસંભવ કથાકા ગપોડા ભંગકી લહરીમેં ઉડાયાં જિસકા ઠોર ન ઠિકાના.**' અધ્યાય ૨૭ મંત્ર ૩૪ વિદ્વાનને જમાઇ તુલ્ય ગણ્યા છે, જેનો મ. હરિશંકર તદન લૂલો અને હાસ્યજનક બચાવ કરતાં કહે છે કે:—"સ્વામીજીએ એવો ભાવ અહીં દર્શાવ્યો છે, કે જે પ્રકારે પ્રત્યેક મનુષ્ય જમાઇને અન્ત:કરણપૂર્વક માન આપે તેજ પ્રમાણે વિદ્વાન મનુષ્યને પણ અન્ત:કરણપૂર્વક માન આપવું." માન આપવાનુંજ એક માત્ર સાદસ્ય છે, તેથી શું તેને જમાઇ સમાન ગણી શકાય ? એમ કહેવામાં કેટલો બધો અતિવ્યાપ્તિદોષ આવીને ઉભો રહે છે! મૂળમાં તો સ્વામીજી ચોખ્ખું કહે છે કે:— "**જમાઈ કે તુલ્ય વર્ત્તમાન આશ્ચર્યરૂપ કર્મ કરનેવાલે બહુત બલયુક્ત વિદ્વન્**" જમાઇની પેઠે જે જે પુરૂષોને આપણે અન્ત:કરણપૂર્વક માન આપીશું તે બધા પુરૂષો શું જમાઇ તુલ્ય કહી શકાશે? પરંતુ સ્વામીજીના મગજનુંજ કાંઇ ઠેકાણું નથી. ભ્રાન્તચિત્તવાળાની તો સદા આવીજ દશા થાય છે, અને એવા પુરૂષોના બોલવામાં બંધ ને મોઢે લગામ નથી હોતાં. ઘડીકમાં ઇશ્વરને નિરાકાર કહે, અને પાછા તેને અન્ય સ્થળે સાકાર માની લઇ '**मनसापरिक्रमा**' કરવા મંડી જાય, તેનો વિવાદ કરાવી દે, અને તેની પાસે

મોટાની લાતથી પણ, તપાવાવે ! શી અપ્રતિમ અપૂર્વ ઇશ્વરભક્તિ છે ! ઇશ્વરની અવદશા [ દુર્દશા ] જેટલી દયાનન્દે કરી છે. તેટલી અન્ય કોઇના હાથે થઇ નથી, એ એક રૂર સત્ય છે. ખરેખર દયાનંદજીએ નિરાકાર ઇશ્વરનો તો ફારસજ કરેલો છે. યજુર્વેદભાષ્ય અધ્યાય ૫, મંત્ર ૬ માં સ્વામીજી કહે છે કે:—"જગદીશ્વર ! મૈં ઔર આપ પઢને પઢાનેહારે દોનો પ્રીતિકે સાથ વર્તન કરે, વિદ્વાન ધાર્મિક હોં, કિ જિસસે દોનોંકી વિદ્યાવૃદ્ધિ સદા હોવે ॥" તો શું સ્વામીજીના મન્તવ્ય પ્રમાણે ઇશ્વર પૂર્ણ વિદ્વાન અને ધાર્મિક નથી—એમ આથી પ્રતિપાદિત નથી થતું ? ઇશ્વરમાં એ ખામી માનનારને ધન્ય છે ! અધ્યાય ૫ મ. ૩૨ ના પદાર્થમાં કહે છે કે:—"હે જગદીશ્વર ! જિસ કારણ આપ સુખદુઃખકો સહન કરને ઔર કરાનેવાલે હૈં ।" અહો શો ! મિથ્યા મહર્ષિજીના ભ્રાન્ત વિક્ષિપ્ત ચિત્તનો અજબ ચમત્કાર ! ઇશ્વરને પણ સુખદુઃખ સહન કરવાની રેંટમાળમાં નાખી દીધો ! ત્યારે ભલા, ઇશ્વર અને સાધારણ મનુષ્યમાં ફેર શો અને કેટલો રહ્યો ? અ૦ ૭ મં. ૩૭ ના પદાર્થમાં ગરીબ બિચારા ઇશ્વરને ભયભીત બનાવી દીધો છે !

"ઇશ્વર કહતા હૈ કિ (હે ઇન્દ્ર) સબ સુખોંકે ધારણ કરનેહારે (ત્વર) હમ લોગોંકો સબ જગત્‌સે ભયરહિત કર, ઇત્યાદિ." ઇશ્વરની પણ શી દુર્દશા કરી નાખી છે? તેને વિદ્યા ભણવાની પણ બાકી રહી, સુખદુઃખ ભોગવવાના પણ તેને કર્મે ચોટયા, અને વળી બહવીશરણાગત અને કાંપતા રહેવાનું પણ તેના નશીબે મરજાયું ! આર્યસમાજના સંસ્થાપકાચાર્યે આ હદે તો હદ કરી છે ! મનુષ્ય અને ઇશ્વરનો સરખો ઇન્સાફ કર્યો છે. આર્યસમાજીઓને હિન્દુના અહિન્દુ બનાવ્યા તેની સાથે ને તેજ વખતે ઇશ્વરને પણ ઇશ્વરપદ પરથી રશિયાના ઝારની પેઠે પદભ્રષ્ટ કરી અનીશ્વર ( સાધારણ મનુષ્ય જેવો ) બનાવી દીધો !! બન્નેને સમાન બનાવીને ઇન્સાફ પણ એક સરખો કર્યો ! ધન્ય છે એવા શૂરવીર મરદને ! અને ધન્ય છે તેના એના અનુપમ અપૂર્વ પરાક્રમને ! ઇશ્વર તે મનુષ્ય સમાન થયાનું વર્ણન ખુલાસાપૂર્વક તેમણે સ્પષ્ટ કરેલુંજ છે, એટલે કાંઇ ચિન્તા જેવું નથી. પૃષ્ઠ ૧૧૨૬ માં સ્વામીજી કહે છે કે:—"જો પુરુષ, ઇશ્વરકે સમાન પ્રજાઓંકા પાલન, ઔર સુખ દેનેકો સમર્થ હૈ, વહી રાજા હોનેકે યોગ્ય હૈ !" પૃષ્ઠ ૮૪૧ માં પણ એજ મતલબ છે "મૈં ઇશ્વર સબ મનુષ્યોંકો આજ્ઞા દેતા હૂં કિ તુમ લોગ, મેરે તુલ્ય ધર્મયુક્ત, ગુણ-કર્મસ્વભાવવાલે પુરુષહીકી પ્રજા હોઓ ।" દયાનંદજીની કૃપાથી હવે મનુષ્યો ઇશ્વરતુલ્ય ધર્મયુક્ત તથા તેના જેવાજ ગુણકર્મ ને સ્વભાવવાળા થવાના ! પરંતુ સ. પ્ર. ( ૨૭ આવૃત્તિ )ને ૨૪૧ મે પાને સ્વામી પોતે પાછા કેમ ફરી જાય છે ? "જીવ મુક્ત હોકર ભી શુદ્ધ સ્વરૂપ, અલ્પજ્ઞ ઔર પરિમિત ગુણકર્મસ્વભાવવાલા રહતા હૈ, પરમેશ્વરકે સદૃશ કભી નહીં હોતા." જો કે સ્વામીજીનાજ પોતાના એ બે પરસ્પર વિરુદ્ધ લેખ છે, તો તે બેમાંથી કયો સાચો ને ખોટો સમજવો ? પરંતુ દ્વિતીયાવૃત્તિ સ. પ્ર.ને યજુર્વેદભાષ્ય સાથે કાંઇ આડવેર જેવું હશે ખરૂં ! સ. પ્ર. ને ૩૦૬ મે પાને નામસ્મરણનો નિષેધ કર્યો છે. તથા યજુર્વેદભાષ્યને ૯૩૧ મે પાને "હે રુદ્ર ! દુષ્ટોંકો રુલાનેહારે પરમેશ્વર ! આપકા જો દુઃખોંસે છુડાનેકા હેતુ ઉત્તમ નામ હૈ ।" એમ કહી નામસ્મરણનું પ્રતિપાદન પણ કરેલું છે. પરંતુ દયાનંદજીએ તો યજુર્વેદભાષ્યમાં કાંઇક કાંઇ ચમત્કાર કરી નાખ્યા છે ! અ. ૩૭. પૃષ્ઠ ૬૬૬માં ઇશ્વરને ઐશ્વર્યાદિ વૃદ્ધિ પ્રાપ્ત કરવાનો આશીર્વાદ પણ આપી દીધો છે. કેમ ના આપે ? મોટા પુરુષ અને મહર્ષિ હતા

સંભવિતજ છે. પરંતુ આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી, આર્યસમાજીઓ તો અદ્યાપિપર્યન્ત અસલથીજ કરતા આવ્યા છે તે કરે છે. વસ્તુસ્થિતિનો વિપર્યય કરી દગલબાજી એતરપીંડી અને છળકપટથી ચોર થઇને ઉલટા કોટવાળનેજ દંડવામાં શૂરા છે. દૃષ્ટાન્ત તરીકે, 'ચીભડાં-ચળકાટ' પત્ર પોતાની સંસ્થા જે ક્રાન્તિકારક બહારવટાને પરિણામે ઉપસ્થિત થવા પામી છે, તે સ્થિતિનો જાણીબુઝીને વિપર્યય કરી ધૃષ્ટતાથી કહે છે કે:-સનાતનીઓનો અમુક વર્ગ બહારવટું કરે છે. લૂટારો મટીને શેઠ-માલીક બની જવાની કેવી મઝાની યુક્તિ શોધી કાઢી ? પ્રથમ હુમલો કોણે અને કોના પર કર્યો છે, તે સર્વને સુવિદિતજ છે. પરંપરા પ્રચલિત પરાપૂર્વથી ચાલતા આવેલા અનાદિકાલિન શ્રીસનાતનધર્મ ઉપર પહેલવહેલો offensive હુમલો ( ચઢાઇ ) દયાનંદે કર્યો અને તેના અનુયાયીઓ એ કાર્યમાં સામેલ થયા; ત્યારે સનાતનધર્મીઓને Defensive બચાવ પક્ષમાં તો સ્વાભાવિક રીત્યા રહેવુંજ જોઇએ, તે પ્રમાણે તેઓ રહ્યા છે અને અંત સુધી રહેશે, એમાં નવાઇ જેવું પણ શું છે ? ૩૦-૮૦ વર્ષ અગાઉ આર્યસમાજનું કાંઇ પણ નામ કે નિશાને નહોતું, તે વાત આખું જગત્ જાણે છે. આર્યસમાજીઓ ઘણી બાબતમાં પોતાના પાપનો ટોપલો સનાતનીઓપર ઓરાઢી પોતાના દુષ્ટાચરણનું પ્રાયશ્ચિત કરવાને બદલે ઉલટા બદમાશીથી ને કૃત્યનો આરોપ સનાતનીઓ ઉપર મૂકે છે. પોતે ચોર હોવા છતાં શાહુકાર હોવાનું ખોટું નાટક કરી પોતાના ગુનાહ બદલ અન્યને આરોપી ગણી તેનાપર આળ ચઢાવવાનો ખેલ ભજવે છે ! આખું જગત્ જાણે છે કે દયાનંદે નિન્દા કરવા અને ગાળો દેવાની પહેલ કરી અખિલ વિશ્વના યાવત્ ધર્મોનું ખંડન કરી પૂજ્યતમ ઋષિમુનિ આદિ ધાર્મિક મહાત્માઓની તેમજ મજહબ માત્રના પૂજ્ય પુરૂષોની બદનક્ષી કરીને એવા સ્પષ્ટ બહારવટાને પરિણામે નિન્દાત્મક અને ગાલિપ્રદાનમૂલક આર્યસમાજ રૂપી સંસ્થા ઉભી કરી. તે વખતથી તે અદ્યાપિપર્યન્ત એ સંસ્થાની 'ધર્મપ્રવૃત્તિ'જ નિન્દા, ગાલિપ્રદાન વગેરે સાધનોવડે અન્ય ધર્મોનું ખંડન કરી પોતાનો વાડો વધારવા ને જમાત જમાવવાની છે. અંગતઆક્ષેપો કરવાનું અને અસભ્યતાથી ભરપૂર નિન્દાયુક્ત ગાલિપ્રદાનની શિક્ષા અને ગુરૂદીક્ષા સ્વામી દયાનંદ પાસેથી લેઇને આર્યસમાજીઓ અદ્યાપિ પર્યન્ત સ્વામીજીની યાદગીરી જાળવવા કાજે તેને તેજ કાર્ય તીવ્રતાઇથી બજાવ્યાજ જાય છે, એ સર્વ કોઇને સુવિદિતજ છે. છતાં પોતાના ગુનાહનું તહોમત સનાતનીઓ ઉપર મૂકતાં તે નફટ નિર્લજ્જો શરમાતા કે આંચકો ખાતા નથી. જેના ઉપર તેઓ જૂલમ ગુજારે છે, એવા તેમના અમાનુષી અપમાનના ભોગ થઇ પડેલા નિર્દોષ ને નિરપરાધી સનાતનીઓ ઉપર આર્યસમાજીઓ વસ્તુસ્થિતિનો વિપર્યય કરી, પોતાના ગુનાહનું તહોમત દેખીતી રીતે ખુલ્લેખુલ્લું મૂકે છે. પરંતુ એની દગલબાજીથી હવે કોઇ છેતરાય કે ભેરમાય તેમ નથી. સર્વ કોઇ જાણે જ છે કે, દયાનંદીયોના આઘાતનો જ્યારે પ્રત્યાઘાત રૂપે પ્રતીકાર અને પ્રતિષેધ થાય છે, ત્યારે ઉલટો ચોર કોટવાળને દંડે-એ ન્યાયે એ દુર્જનો દેખીતી આંખમાં ધૂળ નાંખવા પ્રત્યાઘાત ( Defensive )પૂર્વક પ્રતીકાર ને આઘાત ( offensive ) પ્રથમ હુમલાના રૂપમાં ઘટાવવા જાય છે. પરંતુ જે સૂર્યના પ્રકાશ જેવી સ્પષ્ટ વાત હોય, તેને કોઈ પણ પ્રકારનું આવરણું ઢાંકી કે દૂર કરી શકતું નથી. વેદના ખોટા અર્થ દયાનંદે કર્યા છે, એ વાત સનાતનીઓ એકલાજ કહેતા નથી, પણ સમાજી સુકાનીઓ અને ઉપદેશકો પણ કાન પકડીને કબૂલ કરે છે. નિયોગપ્રકરણમાં તુલસીરામે દયાનંદથી વિપરિતજ અર્થ કર્યા છે. આર્યસમાજી પત્ર વેદપ્રકાશે જે પોતાના

સર્વ હકીકત ખાસ વહેમ પડે એવી ચોકકસાઈથી કાળજીપૂર્વક મરતાં સુધી છૂપાવી રાખી હતી. અને તેમ કરવાનું પોતાના બચાવમાં આપેલું કારણ પણ કંઈ બુદ્ધિ કબુલ કરી, એ વહેમને દુર કરે તેવું નથી. વળી એ વહેમમાં ઓર વધારો થવાનું કારણ તો ખાસ એજ છે, કે સ્વામીજી હયાત હતા ત્યાં સુધી તેમના કોઈપણ ચેલા અથવા અનુયાયીથી તેમના યથાર્થ નામ, ઠામ, માતપિતા સંબંધી કાંઈપણ હકીકત આપી શકાઈજ નથી. સ્વામીજી નો મરણપર્યન્ત એ બાબતપર તો સાવ અંધકાર છવાઈ રહેલો હતો. હવે સ્વામીજીના મરણને લગભગ ત્રણ દશકા વીતી ગયા પછી ઓધડભાઈના પુત્ર ભ. હરિશંકરશર્મા "સાક્ષરોત્તમ સુપ્રસિદ્ધ વયોવૃદ્ધ વિદ્વાન મહાશય," રા. હરગોવિંદદાસ કાંટાવાળાનો સ્વામીજી સાથેનો અનુભવ, તથા તેમના અંગત મિત્ર જેઓ ગાલિયારસ્ટેટના પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ છે, તે બન્નેનો શોધખોળ વગેરે અનુભવ આપણી સમક્ષ રજુ કરવાની ધૃષ્ટતા કરે છે ! પણ ભલા, સ્વામીજીના મરણને આટલો બધો કાળ વીતી ગયા પછી એ સદ્ગૃહસ્થો શોધખોળ કરવા કમ્મર કસીને કેમ નીકળી પડયા હશે ? દયાનંદની હયાતી વખતેજ જો તેમ કરી શકયા હોત, તો કાંઇ વજન પણ પડત તેમના કથન પર ! ગુણકર્મથી જાતિ અને વર્ણપરિવર્તનના પોતાના સિદ્ધાંતને તિલાંજલિ આપી, ખુદ દયાનંદની મરજી વિરૂદ્ધ, સમાજીઓના વિચાર પ્રમાણે, અજ્ઞાન, અધંગ, અને વહેમી ગણાતી બ્રાહ્મણ જેવી કલ્પિત જ્ઞાતિમાં શામાટે પરસ્પર વિરોધની દરકાર રાખ્યા વગર પોતાના સ્વામીજીને પરાણે જબરદસ્તીથી જન્મેલા હોવાનું સિદ્ધ કરવાનાં તેઓ હવાતીયાં મારતા હશે ? ખરેખર આ તેમનું વિલક્ષણ વૈચિત્ર્ય ન સમજી શકાય એવુંજ છે ! 'દયાનંદ છળકપટદર્પણ' માં પં. જીયાલાલજીએ આપેલા પુરાવો અદ્યાપિપર્યન્ત કોઈથી અમત્ય ઠરાવી શકાયો નથી. દયાનંદજીની 'મૂક મૃગયા' કોઈપણ સમાજીથી અસત્ય સાબીત કરી શકાઈજ નથી. એથી ઉલટું, મહાદેવ પરથી ઉંદરે દોડી દયાનંદજીની શિવજી પરની આસ્થાને દોડાવી દીધી, તે વાત તો સમાજી માત્રને માન્ય છેજ. 'માર્તણ્ડપ્રકાશ'માં પણ ખુદ બાળકૃષ્ણશર્મા પણ એ વાતને અસત્ય ઠરાવી શકયા નથી, તેમજ ઉદાર હિંદ વગેરેના કોઈપણ સમાજી પંડિતથી તે વાત અસત્ય ઠરાવી શકાઈ નથી. અને એ વાતમાંજ ખાસ કરીને દયાનંદજીની કાપડીપુત્ર તરીકેની અવસ્થાની બાળલીલા વર્ણવાઈ છે, તો પછી મહાદેવવાળી વાત કબુલ કરવી અને કાપડીપુત્ર વાળી વાત નહીં જ માનવી એનો અર્થ શું ? જે અવસ્થાનું વર્ણન અને લીલા છે, તે તો સર્વ કોઈને કબુલ કરવુંજ પડે છે, તો ખુદ તે અવસ્થાને કેમ અગ્રાહ્ય ગણી કે માની શકાય ? અહીં વદતોવ્યાઘાત દોષજ આવીને ઉભો રહેશે. પં. જીયાલાલજી તો વળી અંગ્રેજી, વિક્રમી અને શાલિવાહન એ ત્રણે શક પ્રમાણે, માસ, દિવસ, ઘટિકા, પળ વગેરે સહિત સ્વામીજીનો જન્મકાળ તેમની જન્મપત્રિકા સાથે આપે છે. અને તેને પણ કોઈ સમાજી મિથ્યા સિદ્ધ કરી શકયો નથી. 'રામપુરામાં કોઈપણ વૃદ્ધ પુરૂષ કહેતો નથી કે ભજનહરિ નામનો કોઈપણ કાપડી ત્યાં રહેતો હતો.' ખુબી ભરેલી ચાલાકીથી 'હિ. દ. દ' ના લેખકે આ વાકય લખ્યું છે. દયાનંદના બાળપણાના ઇતિહાસને ઓછામાં ઓછાં પચાશ સાઠ વર્ષ વીતી ગયાં હશે, અને વૃદ્ધ તો પંચ વર્ષનાને પણ કહી શકાય. માટે ભજનહરિ નામની વિસ્મૃતિથી 'હિ. દ. દ' ના લેખક દયાનંદના પિતા જૂદાજ કોઈ બીજા પુરૂષ હતા—એમ કાલત્રયે પણ સિદ્ધ કરી શકે તેમ નથી. અને સ્વામીજીના પિતા કોઈ જૂદાજ હતા, એમ પરાણે મનાવવા માંગતો હો, તો તેમના જૂદા

પિતાનું નામ સંતોષકારક સાબીતી સાથે સપ્રમાણ પુરાવા સહિત બતલાવો; નહીં બનાવી શકો તો પિતા જૂના હતા એ વાત કોણ કબુલ કરી શકશે ? સ્વામીજીનાં માતા, પિતા, કુલ, નામ, ગામ વગેરે સંબંધી સમાજીઓમાં પણ એકમત નથી. અર્થાત્ અદ્યાપિપર્યન્ત સ્વામીજી તો સમાજીઓને માટે અજ્ઞાતકુલ રહ્યા છેજ. નીતિશાસ્ત્ર તો પોકારીને કહે છે કેઃ-"अज्ञात कुलशीलस्यवासो देयो न कस्यचित्" જે માણસના કુળ તથા યથાર્થ નામઠામની માહીતી નહીં મળી શકતી હોય, એવા અજાણ્યાને કદીપણ રહેવામાટે વાસ- (ઉતારો) આપવો નહીં. પરંતુ આર્ય સમાજી લોકો અને તેમની સાથે અંધપરંપરાન્યાયથી ઘસડાઇ અવળે માર્ગે દોરાતા દુધમાં ને દહીંમાં પગ રાખનારા સભ્યંમન્યો તો તેમને પોતાના હૃદયમાં પણ વાસ આપવાની મહામૂર્ખતા કરે છે! ખરેખર એ લોકોજ-બોટ ને બદંબદો છે. કારણ દયાનંદજી નહોતા મહર્ષિ, કે નહોતા સાધુપુરૂષ, અરે સાધારણ આર્ય પણ તેઓશ્રી નહોતા-એ અમે સપ્રમાણ સિદ્ધ કરીજ આપ્યું છે, તેમનું કણ્ડપર્ષેનિજત્વ પણ સિદ્ધ થઇ ચુક્યું છે, એટલે આર્ય તો તેમને કોઇપણ પ્રકારે કહીજ શકાયજ નહીં. સ્વામીજીને પોતાને પરમહંસ પરિવ્રાજકાચાર્ય કહેવડાવવું ઘણું ગમતું હતું, પણ તેઓશ્રી જાતે પરમહંસ હતાજ નહીં, અને કોઇ પરમહંસના શુરૂ પણ તે નહોતા, એટલે તેમને પરમહંસ પરિવ્રાજકાચાર્ય કહેવું અસંભવિત અને અલક્ષ્યજ છે; પરમહંસનું એક પણ લક્ષણ તેમનામાં નહોતું. પરમહંસ ધનનો સંચય કરતા નથી, સ્વામીજીએ પુષ્કળ દ્રવ્ય સંગ્રહ કર્યો હતો અને મરી ગયા બાદ ઘણું ધન તેમની પાસેથી નીકળ્યું હતું. પરમહંસ મધુકરી ભિક્ષા ગ્રહણ કરે છે, સ્વામીજી તો રસોઇઆ પાસે ખાસ રસોઇ કરાવી ભાવતાં ભોજન જમતા હતા. પરમહંસ સ્વારીપર ચઢતા નથી, સ્વામીજી વાહનોપર ચઢતા હતા. પરમહંસ કેવળ શીતનિવારણાર્થ વસ્ત્ર ઓઢે છે અને વખતે નગ્ન પણ રહે છે, પણ સ્વામીજી રેશમી અને બટનવાળા કોટ તથા કસબી શાલદુશાલા રાખતા ઓઢતા અને પગમાં બુટ પણ પહેરતા હતા, ને રૂપાની નેહના હુક્કા ગુડગુડાવતા હતા. ઉક્ત કારણોને લીધે દયાનંદજીને પરમહંસ કદીપણ કહી શકાય તેમ છેજ નહીં. સ્વામીજીના કોઇ શિષ્યો પણ પરમહંસ નહીં હોવાથી તેમને પરિવ્રાજકાચાર્ય પણ કહી શકાય નહીંજ, એટલુંજ નહીં પણ હાલના જમાનામાં જેને મહાપુરૂષ કહે છે તેવા પુરૂષની કોટિમાં પણ તેમને મૂકી શકાય તેમ છેજ નહીં. કારણ દયાનંદજીને મહર્ષિ, પરમહંસ પરિવ્રાજકાચાર્ય, વેદભાષ્યકાર ભગવાન ધર્મસંસ્થાપકાચાર્ય તરીકે દુનિયામાં પંકાવાની બહુ હોંશ મહત્વાકાંક્ષા હતી. પરંતુ તેની સાથે તેમનામાં તે પદોને છાજે તેવા શોભાવહ કોઇપણ પ્રકારના ગુણો qualifications નહોતા. એટલુંજ નહીં, પણ એ સ્વામીજી તો પરોપદેશે પાંડિત્યમ્ કરી 'કહેતા પણ કરતા નહીં.' એવું કરતા. તેમના વિચાર અને વર્તન વચ્ચે જમીનઆસમાનનું અંતર હતું. તેમનામાં સ્થિરતા એ નહોતી, જ્ઞાન પણ બહુ સ્વલ્પ હતું, જે ભાષામાં તેમણે ગ્રંથો લખ્યા છે તે હિંદી ભાષાનુંજ તેમને બરાબર જ્ઞાન નહોતું. સ્વામીજી પોતેજ સ. પ્ર. ની પ્રસ્તાવનામાં જાતે કહે છે કે, મારી માતૃભાષા હિંદી નહીં હોવાથી મારે હાથે મારા ગ્રંથોમાં ભાષાની ભૂલો ઘણી થઇ છે. સંસ્કૃતનું જ્ઞાન તેમનું કેટલું હતું, ને તો હવે જગજાહેર થઇ ચુક્યું છે. તેના માટે તેમનું પોતાનુંજ લખેલું "સંસ્કૃતવાક્યપ્રબોધ" નામનું પુસ્તક પ્રબળ અને અકાટ્ય પુરાવારૂપ છે. એ પુસ્તકમાં સ્વામીજીએ માર્ગોપદેશિકા તો. શું પણ શબ્દરૂપાવલિનું સામાન્ય જ્ઞાન ધરાવનાર ભૂલ નહીં કરી શકે, તેટલી વિભ-

ક્તિ, વચન આદિની ભયંકર ભૂલો કરી છે. "અબોધનિવારણ" નામના પુસ્તકમાં તેનાપર સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે, જેનો કોઇપણ સમાજી અદ્યાપિપર્યન્ત ઉત્તર આપી શક્યો નથી. મ. હરિશંકરશર્માએ 'ઉલટો ચોર કોટવાળને દંડે' એ લોકોક્તિ પ્રમાણે વસ્તુસ્થિતિનો વિપર્યય કરી તેમના સ્વામીજીને લાગુ પડતી વાતને શ્રી. હિમ્મતલાલભાઇને લાગુ પાડવાનાં ફોગટનાં ફાંફાં માર્યા છે, એ આ ઉપરથી સિદ્ધ થયા વિના રહેશે નહીં. પોતાને બીલકુલ જ્ઞાન નહીં હોવા છતાં, 'હું મોટો વિદ્વાન છું' એવો દયાનંદજી માત્ર સગર્વ ફાંકો રાખતા હતા. "આવડે નહીં પેંસ ને રાંધવા પેસે". એ કહેવતને સર્વથા સર્વાંશે સ્વામીજીએ સત્ય કરી આપી છે. તેથી મ. હરિશંકર શર્માના મન્તવ્ય મુજબ અને દંભ શબ્દની વ્યાખ્યા પ્રમાણે પણ 'દંભ' શબ્દ દયાનંદને એકલાનેજ બરાબર-આબેહુબ લાગુ પડે છે, એ નિર્વિવાદિત રીત્યા સિદ્ધ થાય છે.

અરે સ્વામીજીનું ચારિત્ર્યજ દંભમય અને દંભપ્રચુર હતું, એ શ્રી હિમ્મતલાલભાઇએ " દ. દં. દ. " ભાગ બીજામાં સપ્રમાણ સાધાર સિદ્ધ કરી આપ્યુંજ છે. ભાગ બીજાના પૃષ્ઠ ૧૧ થી ૧૪ માં ચોરી, જારી, વ્યસન, જૂઠું, મિથ્યા ભાષણ, હિંસા, ક્રૂરતા, ઇર્ષા, દ્વેષ, છળકપટ, મોહ, મમતા ઇત્યાદિ જે પૈશાચી ગુણો દયાનંદજીના વર્ણવેલા છે તે અક્ષરશઃ સત્યજ છે. આપણા " સવિસ્તર ઉત્તર " આપનારા પંડિતંમન્ય પણ તેની સામે ચું કે ચાં કરી શકવાજ નથી, દયાનંદની માહીતી આપનારાં સર્વ પુસ્તકોમાં તે ગુણોનું વર્ણન છે જ, અને કોઇપણ સમાજીથી હજુ સુધી તેનું ખંડન થઇ શક્યું જ નથી. ખુદ સ્વામીજીના સિદ્ધાન્તોજ ઢંગધડા વગરના અને તકલેદી હતા; એ સિદ્ધ થઇ ચૂક્યુંજ છે. એ સિદ્ધાન્તોને પ્રતિપાદન કરનારૂં સ્વામીજીનું મગજ પણ એક માત્ર ભ્રાન્તિનો ભંડાર હોઇ, ભાન ભૂલી અનેકવાર અજાણમાં ભટકયાં કરતું હતું. જે સિદ્ધાન્ત પોતે માનવાનો સગર્વ દાવો કરી આગ્રહપૂર્વક ઉપદેશ આપી અન્યને તે મનાવવાનો દુરાગ્રહ રાખતા, તેજ સિદ્ધાન્તને તિલાંજલિ આપી પોતે જાતેજ પછી તેનું ખંડન કરી નાંખતા-એટલુંજ નહીં, પણ એક વખત પોતે જાતેજ પ્રતિપાદિત કરેલા સિદ્ધાન્તોને જે લોકો માનતા, તે લોકો પર ગાલિપ્રદાનનો મારો ચલાવી, એ મિથ્યા મહર્ષિજી પોતાનું પોત પ્રકાશતા સ્વામીજીના એક અનન્ય ભક્ત અને ચેલા સુપ્રસિદ્ધ નર લાલા **લજપતરાય** કહે છે કેઃ— " એવો એક પણ સમય નહોતો, કે જે વખતે સ્વામીજી નિર્ભ્રાન્ત હતા. એક વખત સ્વામીજી રુદ્રાક્ષ, કંઠી, માલા ધારણ કરી શિવમતનું પ્રતિપાદન કરતા હતા, પછી તરતજ તેજ દયાનંદજી મૂર્તિનું ખંડન કરી ઉપલા સિદ્ધાન્તની પેટ ભરીને નિન્દા કરવા લાગ્યા. એક વખત એવો હતો, કે જ્યારે એ ( કલિ યુગના ) મહર્ષિજી મોક્ષથી પુનરાવૃત્તિ નહોતી માનતા, પ્રત્યક્ષ પુરાવા માટે મેલા ચાંદાપુરનો શાસ્ત્રાર્થ મોજુદ છે. પણ પછી તરતજ પાછળથી એક મુસલમાનના પ્રશ્નથી ગુંચવાઇ ગભરાઇને એજ સ્વામીજીએ મોક્ષની અવધિ માની પુનરાવૃત્તિયુક્તિ માનવા માંડી, અને ફાવતાં પ્રમાણો તેને માટે ગોઠવી પણ બેસાડયાં." સન ૧૮૭૫ માં કાશીમાં છપાએલા પ્રથમાવૃત્તિ સત્યાર્થપ્રકાશમાં સ્વામીજીએ મૃતક શ્રાદ્ધ, અને સ્વર્ગલોક તથા તેના અધિષ્ઠાતા દેવતાને માન્યા છે, એટલુંજ નહીં પણ, સાયંપ્રાતઃ માંસના હવન, પિતરોને માંસના પિંડનું વિધાન, ગોહત્યા, હોમાર્થ નર પશુ છગાદિકનો વધ વગેરે બાબતોનું પ્રતિપાદન સુદ્ધાં કરેલું છે, અને એજ સિદ્ધાન્તોને પાછ-

જથી દયાનંદજીએ અર્દ્ધચન્દ્ર આપી દીધો હતો; એ વાત પણ તેમના દ્વિતીયાવૃત્તિ સત્યાર્થ-પ્રકાશ ઉપરથી સુસ્પષ્ટ સિદ્ધ થાય છેજ. અર્થાત સ્વામીજીનામાં બીલકુલ ચિત્તસ્થિરતા દૃઢતા કે મક્કમપણું નહોતું, અને તેમના સિદ્ધાન્તો અનેક દોષોથી ભરેલા હોવાથી તેનના સિદ્ધાન્તોમાં પણ સ્થિરતા નહોતી, પણ તે સિદ્ધાન્તો તકલેદી અને ઢંગધડા વગરનાજ હતા, એ નિર્વિવાદ છે. વળી તેમના દરેક ગ્રંથોમાં સ્થળેસ્થળે અસત્યતા, વિચિત્રતા અસભ્યતા, અશ્લીલતા, નાસ્તિકતા, મૂઢતા મૂર્ખતા, પરસ્પરવિરોધ, પરોપદેશે પાંડિત્ય, અંગત આક્ષેપો, દ્વેષજનિત નિન્દા, ગાલિપ્રદાન, છળકપટ, હલકટપણું, કામાન્ધતા, નિર્દયતા, ક્રૂરતા વગેરે સર્વત્ર સર્વાંશે ઝળકી આવ્યા વિના રહેતાં નથી, અને તેના સપ્રમાણ સાધાર પુરાવા લગે અન્યત્ર આ લેખમાં વિસ્તારપૂર્વક આપેલાજ છે. તો આવી પરિસ્થિતિમાં સ્વામીજીને આધુનિક જમાનાના મહાપુરૂષ તરીકે પણ કહી શકાય તેમ નથી, એ પણ સ્પષ્ટજ છે. આ બધા ગુણો તેમના દંભને વધારે દ્રઢીભૂત કરે છે, તથા તેનાપર કદી પણ ન ભુંસાય તેવી દ્રારકાની છાપ મારે છે. દયાનંદનો દંભ આ પ્રમાણે સર્વાંશે સંપૂર્ણ છે, એ સત્ય સર્વથા સિદ્ધ થયા વિના રહેતું નથી. सत्यमेव जयते नानृतम् ।

નાગદત્તશર્મા પ્રસન્ન.

## आधुनिक सुधारको केवा छे ?

આજકાલ સુધારકોનું વહાણ ફાટેલું જણાય છે, જે તે સુધારકમાં ખપવાને રાજી ! મુખ્યત્વે કરીને, આ જમાનાની કોલેજો, ઇંગ્રેજી નિશાળો, વગેરે સ્થળોમાંથી તેનો ઝેરી ચેપ સર્વત્ર ફેલાય છે. મચ્છરનો પાક જેમ ગટરીમાંથી, માંકણનો પલંગમાંથી, વીંછીનો છાણગાંથી, તેમ આ નવિન સુધારાનો પાક આધુનિક શિક્ષણમાંથી થતો દૃષ્ટિગોચર થાય છે. તેને ઓળખવાનાં ચિન્હો ઉચ્છૃંખલતા, ભ્રષ્ટતા, કામાન્ધતા, અનાર્યતા, નિર્લજ્જતા, નીચતા, પિશુનતા, દુષ્ટતા, અયોગ્ય સ્વાભિમાનપૂર્વક ગર્વિષ્ટતા વગેરે છે. એ સુધારાને બે મોટાં અસ્ત્રો છે, નિન્દા અને પ્રશંસાદિ લાલચ એ બે આયુધો વડેજ આ ઉચ્છેદક સુધારો સર્વત્ર ઘુમી રહ્યો છે પ્રથમ લાલચ બતલાવી, પોતાના પક્ષમાં ખેંચી જવા ભ-માવી ભોળાવી તમને ફોસલાવશે; તમારી નિકટના તમારા વડીલ વગેરે કરતાં તમને વધારે ચઢિયાતા હોવાના જણાવી, છેક છાપરે ચઢાવી દેશે શીસામાં ઉતારશે, એટલે ખોટી ખુશા-મદના ભોગ થઇ પડી પછી તમે હરખાતાહરખાતા સુધારકમંડળમાં સામેલ થઇ જશો. તમારા વિરોધીઓની હદથી બહાર નિન્દા ને તમારાં વખાણ કરી, તમારૂં દીલ હરી લેશે. હિન્દુસમાજની ભિન્નભિન્ન જ્ઞાતિઓ અને તેની પેટા જ્ઞાતિ-તડો-વગેરેમાં પણ આવી રીતે આ નવિન સુધારો એક પક્ષને આસમાન પર ચઢાવી દેઇ તથા બીજાને ઉતારી પાડી, સર્વત્ર માંહોમાંહી પરસ્પર વેરવિરોધ અને વૈમનસ્ય વધારી જ્યાં ત્યાં પોતાનું જોર ને અડ્ડો જમા-વતોજ જાય છે, વળી એ જંગી સુધારાની પાસે કપના કારખાનાની બે મોટી તોપો પણ છે, તે બે તોપો વ્યક્તિસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્યની જાણવી: એનો પણ બહુ છૂટથીજ ઉપયોગ થાય છે. 'સ્વતન્ત્રતા' શબ્દ આ અંધશ્રદ્ધાના જમાનામાં મોહાસ્ત્રનીજ ગરજ સારે છે. શ્રીકૃષ્ણની બંસી-વાંસળીમાં જેટલી મોહકશક્તિ હતી, તેટલીજ એ સ્વતન્ત્રતા શબ્દમાં પણ જણાય છે. કારણકે એ શબ્દ માત્રના શ્રવણથી, જેને તે ભાન ભૂલી કુપટજાળમાં

પકડાય છે, અને સુધારાના ફંદામાં ફોકટના ફસાય છે, બલ્લમલ્લા ભમે છે, ભાગ્યેજ કોઈ વીરલા બચવા પામે છે. પરંતુ ખરી સ્વતંત્રતા તો કોઈપણ સ્થલે છેજ નહી, ઉભય લોકમાં કોઈપણ અબાધિત અને અસ્ખલિત સ્વતંત્રતા ભોગવી શકતુંજ નથી. તેવી સ્વતંત્રતા તો એક માત્ર-મુક્ત મહાત્માજ મોક્ષ મળ્યા-મુક્ત થયા બાદ ભોગવી શકે છે. બાકી તો એ શુમાની સુધારકો પણ પોતાનો એલાએદા વાડો, મંડળ જમાવી કાયદા કાનુન વગેરે બાંધી-ઘડી કાઢી તેનાં સખ્ત બંધનની શૃંખલામાં પોતાના પોરૂમાં સપડાએલાને જકડી લેવાનાજ. અરે ! જાણે ન્યાતોની સંખ્યામાં કાંઇ ન્યુનતા રહી ગઇ હોય એમ સમજી, એક નવિન ઓર તરેહની સુધારકોની નોખી ન્યાતજ બનાવવાના. એકત્રો કરવા જતાં તો વધુ વિભાગ-ભાગલાજ તેમના હાથે બનતા જાય છે. ક્યાં રહ્યો સુધારકોનો એકીકરણનો (ન્યાત માત્રને એક કરવાનો) આશય! સંપ અને એકતા કરવા જતાં તો ઉલટા તેઓ સર્વત્ર વૈર વિરોધ કલેશકંકાસ કુસંપ અને કજીયાનુંજ સામ્રાજ્ય સ્થાપી દે છે. આ એક ક્રૂર સત્ય છે, પણ સુધારકોનું તો સર્વત્ર આવુંજ પોલ ચાલે છે. સવ્ય કરવા જતાં થઇ જાય છે અપસવ્ય. ઉન્નતિ તથા પ્રગતિ સાધવા સારૂં ડુંગર ખોદવા જેટલો ભારે વ્યર્થ પરિશ્રમ લેઇ, આખરે તેમાંથી કાઢી શકે છે તો ઉંદરજ ! બધી વાતમાં તેમને હાથે " વિનાયકં પ્રકુર્વાણો રચયામાસ વાનરમ્ " જેવુંજ થઇ જાય છે. ઉચ્ચ શિક્ષણ, civilisation, સભ્યતા તથા સમાન હકના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરી, પોતે સંસ્કારયુક્તઆચારવિચાર ધરાવતા હોવાનો એ સુધારકમન્યો સગર્વ દાવો કરે છે, પરંતુ ખુબીની વાત તો એ છે, કે એ લોકો જૂના વિચારવાળાઓને ઝટ દઇને જંગલી, પછાત, અજ્ઞાન, બુડથલ એમ બેધડક કહે છે. વિચારસ્વાતંત્ર્ય અને વ્યક્તિસ્વાતંત્ર્યના હીમાયતીઓનાં આપવા લેવાનાં કાટલાંજ જૂદાં છે. પોતે જાતે નિન્દા, ગેરવાજબી ટીકા, ખોટા આરોપો વગેરે નાપસંદ કરતા હોવાનું આપણને વારંવાર જણાવી, પરમતસહિષ્ણુતાનો પાઠ શીખવવા તૈયાર થશે; પરંતુ પોતાની સાથે વિચારમાં એકમત નહીં થઇ શકનારાઓને તો, તેઓ પેટ ભરીને ખુબ ભાંડશે તથા ફાવે તેમ ફજેત કરી વગોવી નિન્દશે. અરે તે મને કનડવામાં બાકી નહિ રાખે કાંઇપણ કચાશ નહીં રહેવા દે, તેમના વિચાર અને વર્તનમાં આટલો બધો જમીન આસમાનનો ફરક છે. કેળવાયલા આચાર વિચાર Refined tastes and manners નો ફાંકો રાખનારા સુધારકમન્યો વડીલોને અને પોતાનાજ ઘરડા વયસ્કોને ઝટ Old fossils 'ઘરડાં ખુસટ' ને 'બેવકુફ બુઢ્ઢાં' કહી દેતાં જરા સંકોચાતા શરમાતા કે આંચકો ખાતા નથી ! સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્ત્રીપુરૂષના સમાન હકની ડુગડુગી વગાડનારા ગરીબ બિચારા સુધારકમન્યો સ્ત્રીઓને વકીલાત Pleadership ની સનંદ અને પાર્લામેન્ટમાં મેમ્બર તરીકે સ્થાન આપી કે અપાવી શકતા નથી, કો કંઇ ઓછા અફસોસની વાત છે ? સમાન હક પોતે જાતેજ આપવાને કે અપાવવાને લાચાર ને અસમર્થ છે, તો બીજાને શા માટે. સ્ત્રીપુરૂષના સમાન હક છે, તમે જંગલીઓ સમજતા નથી' એમ કહી વિના કારણ અકળાવતા ડરાવતા ને બ્હીવડાવતા હશો વારૂ ? અરે ખુદ સુધારાની રંગભૂમિ ઇગ્લાંડ-વિલાયતમાંજ તેવા હકો સ્ત્રીઓને પ્રાપ્ત પછાડી નાખવા છતાં પ્રાપ્ત થઇ શક્યા નથી, અને થઇ શકે તેમ નથી; તો પછી 'નહીં નવમાં, નહીં તેરમાં, નહી છપ્પના મેળમાં' જેવા તમે પરોપદેશે પાંડિત્ય બતાવનારા તે શી વીસાત માં છો ? આવા સમાન હકની હિમાયતીને સતત ચલાવનારી સ્ત્રીઓ, જેઓ સફ્રેજીસ્ટના

નામથી ઓળખાય છે, તેઓને સુધારકંમન્યોના આદર્શ વીરપુરૂષોની જન્મભૂમિ ઈંગ્લાંડમાંજ કારાગૃહમાં-તુરંગમાં પુરવામાં આવે છે-કેદ કરવામાં આવે છે. તેઓને તમારા આદર્શ મહાત્મા (Heroes)એએ કેટલી રાહત ને સ્વતન્ત્રતા અપાવી છે? તમે જાતે તેમનાં દુઃખ દૂર કરવા કાજે કમ્મર કસવાને બદલે નમાલા થઈ જઈ ગળીયા બળદની પેઠે બેશી કેમ રહો છો? વળી એ ભ્રાન્ત સુધારકંમન્યો જૂના વિચારવાળા orthodox લોકો પર આક્ષેપ મૂકે છે, કે તમે જંગલીલોકો તો સ્ત્રીઓને અપત્યોત્પાદકયંત્ર (child-producing machine) સમજો છો; તો ભલા, અન્યને વગોવી તેઓ પોતે શા માટે તેમ કરતાં ચૂકતા નહીં હોય? સુધારકો મોટા ભામિનીભક્ત હોઈ અબળાવત્સલ બની સ્રીસ્વાતંત્ર્ય માટે, કેસરીયા કરવા મેદાનમાં પડેલા છે; પણ અફસોસની વાત તો એટલીજ છે, કે એ લોકોના સિદ્ધાન્તો માત્ર કહેવા માટેજ છે, કરી બતાવવા માટે નથી. કિંબહુના બીજાને ઉપદેશ કરવા પૂરતાજ છે. 'ચઢ જા બેટા-શૂળીએ!' કરી પારકા છોકરાને જતિ બનાવવાને માટેજ તૈયાર થઈ જાય છે. કારણ સુધારકો આપણી વિધવાઓને દુઃખે દુઃખી થાય છે, વિધવાનાં દુઃખ પોતે જાતેજ ભોગવતા હોવાનો ડોળ કરી, નાહક હિન્દુસમાજને નિંદી ગાળો દેઈ પોતાનું પોત પ્રકાશે છે; તથા વિધવાઓને પુનર્લગ્ન નહીં કરવા દેનારને સ્વાર્થી, દુષ્ટ, કઠોરપીણ શેતાન, જૂલમી વગેરે ઇલ્કાબોથી નવાજે છે. પરન્તુ પોતાના ઘરની વિધવાઓને પોતાના વિચાર પ્રમાણે પુનર્લગ્ન કરવાની ફરજ શા માટે પાડતા નથી? પોતાની બહેન, દીકરી તથા બીજી સગીઓનાં વૈધવ્ય પ્રસંગે શા માટે તેઓને રીબાવીરીબાવી બ્રહ્મચર્ય પાળવાની ફરજ પાડતા હશે વારૂ? 'એ તો હમ કેહનેકા, કુછ કરનેકા નહિ' જેવુંજ છે કે શું? અથવા તો હાથીની પેઠે એ ડોળઘાલુ દંભી સુધારકંમન્યોના પણ ચાવવાના તથા દેખાડવાના દાંત જૂદા છે કે શું? સ્રીઓને છૂટાછેડા—Divorceનો હક આપવાની બડી બડી બાતો તો ઘણી કરશે, પણ પોતાના ઘરમાંજ તેનો અમલ થવા નહિ દે. નાતજાત ને વર્ણવ્યવસ્થા નકામી છે, નુકશાનકારક છે વગેરે-રડકયા પ્રલાપ મિથ્યા બીજાને ભમાવવા સારૂ કર્યા કરશે, પણ પોતે તો ન્યાતની ઝૂંસરીનો ભાર બળદીયાની પેઠે સહન અને વહન કર્યાંજ કરવાના. ત્યારે શું ભલા એ સુધારકમન્યો અન્યના પારકાના જ સુધારક બનેલા છે, પોતાની જાતના તો નહીંજ ને? સુધારકંમન્યોનું આવું વર્તનજ તેના પુરાવાનું એક જબરદસ્ત અકાટ્ય પ્રમાણ છે. ન્યાતમાં ભાગ નહીં લેવાનો અન્યને બોધ તો કરવાના, પરંતુ પોતે જાતે તો તેની પરવાહ નહીં રાખતાં કાંઈક કાંઈક ઉથલપાથલ કરી મૂકશે ન્યાતવરા નહીં કરવા જમણવારો એકદમ બંધ કરી દેવા માટે મોટા બૂમાળા પાડી બધે ગજાવી મૂકશે, પણ પોતે જાતે જમણવારમાં ભાગ લેવા-મિષ્ટાન્ન મારવા હાથમાં લોટા લઈ સૌથી પહેલા તૈયાર થઈ જશે! આ એક અનુભવસિદ્ધ સત્ય છે. જેના પુરાવા એક નહીં પણ અનેક, બધે સ્થળે સવ કોઈ સ્વયમ્ જાણી તથા જોઈ શકેજ છે. સંમેલનો કરી સર્વ વર્ણ સાથે છૂટથી ખાવાપીવા વગેરેનો-રોટી બેટીનો વ્યવહાર કરવા સારૂ કહેશે ખરા, પણ પોતે જાતે ભૂલેચૂકે-મોટે ભાગે અંધારામાં, અજવાળામાં જાહેર રીતે નહી-તે પ્રમાણે પ્રીતિભોજન કરશે, તો પાછળથી પાપનો ઘડો ફૂટ્યે તુરતજ ઝખ મારી ઝટ મુછ દાઢી મુડાવી પ્રાયશ્ચિત કરી, દંડ આપીને પગે લાગીને પણ ન્યાતમાં ફરીથી દાખલ થવામાં પાછું વાળી જોશે નહિ-ચૂકશેજનહીં-શું આને કાંઇ જેવી તેવી દૃઢતા શૂરવીરતા ને સાહસિકતા છે!! પરંતુ બીજા તેમ કરશે તો તેમને બીકણ, ડરપોક, બાયલા, રૂઢિના ગુલામ,

જંગલી વગેરે વચનો કહી નાહક વગોવશે તથા સતાવશે. વળી એ સુધારકો હિન્દુઓના અનાદિકાલપ્રચલિત પ્રિય સનાતન ધર્મને ઢંબગ કહી વગોવે છે, ને તે ધર્મના ઋષિમુનિયો તથા આચાર્યોને જંગલી વનચર, વહેમી, મૂર્ખ કહી વારંવાર સંબોધે છે. પણ તેમનાજ પૂજ્યપાદ પાશ્ચાત્ય વિદ્વાનો મેક્સમૂલર, શોપનહોર, ડ્યૂનીબીસેન્ટ, બ્લેવેટ્સ્કી જેવાં ધર્મના મુક્તકંઠે વખાણ કરી સનાતન-ધર્મના અકાટ્ય સિદ્ધાન્તો તરફ માનની નજરે જુએ છે, ત્યારે એ સુધારકંમન્યો કાં તો મૌનવ્રત ધારણ કરે છે, કે કાં તો નાછૂટકે અમુક સિદ્ધાન્તો સારા તો છે પણ જમાનાને અનુસરતા નથી, વળી પ્રગતિને બાધકારક છે, એમ બ્હીકે મ્હોડે કહી છૂટે છે; પણ તેને પારકા માન આપે, છતાં પોતે તો માનતાજ નથી, તેનું કારણ એટલુંજ જણાવે છે, કે એ સિદ્ધાન્તો આ જમાનામાં પાળી શકાય તેવા નથી, આચારમાં મૂકી શકાય તેવા નથી, સમયની માફક પવનવેગે આગળ વધવામાં અડચણ કર્તા છે. પરન્તુ એ સુધારકંમન્યો પોતે જાતેજ પોતાના પ્રાણપ્રિય સુધારાના સિદ્ધાન્તોજ બધા આચરણમાં મૂકી શકતા નથી, અને તેમ વર્તવા આગ્રહ તો કરે છે, પણ પોતે જાતે તો તેમ કરતા નથી, કયુંપયું થઇ કરે છે વા તેને માટે દંડ આપે છે નુકસાની ભરી આપે છે. બાકી સનાતનધર્મના સિદ્ધાન્તો તો ઋષિમુનિયો વગેરે મહાત્માઓ અનાદિ કાલથી પાળતા આવ્યા છે, અદ્યાપિ પર્યન્ત પળાય છે ને હવે પછી પણ પળાશે; અનેક ધર્મોનુરાગી લોકો સ્વયમ્ આચારવિચાર પાળી તેમ કરવાનો બીજાઓને બોધ કર્યા જ કરે છે. પોકળ તો એ કહેવાતા—પોલંપોલ ચાલતા એ સુધારાનું જ છે, કે તેના સેવકો ઉપાસકો ગુલામો પોતે જાતે જ એ નકલી સુધારાના સિદ્ધાન્તોને આચરણમાં બીલકુલ મૂકી શકતા નથી; સુધારકંમન્યોની હેરત પમાડનારી લોકવંચક આ ખૂબી તો ખરે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

સનાતન હિંદુ ધર્મના સિદ્ધાન્તો આ જમાનામાં પાળી શકાય તેવા નથી, પ્રગતિને બાધકારક છે, છતાં જૂના વિચારવાળા અંધશ્રદ્ધાથી રહસ્ય સમજ્યા વગર તેનું પૂછડું પકડયું તે પકડયું સમજી છોડતા નથી, એવા એવા આક્ષેપો, સુધારકંમન્યો ધર્મપ્રાણ હિન્દુઓના ધર્મની નાશ્કારી કરવા ખાતર કરે છે, ને નાહક ધર્મને ડુબાવવા મથે છે. પરંતુ ખરી અંધશ્રદ્ધા કોની છે? ગાડરીયાપ્રવાહમાં અંધ-પરંપરાન્યાયે કોણ ઘસડાયા જાય છે, તે હવે કોઇને અજાણ્યું રહ્યું નથી. સુધારકંમન્યો ઉલટો ચોર કોટવાળને દંડે એના જેવું કરે છે, તે હવે સૂર્યના પ્રકાશની પેઠે સર્વત્ર જાહેર થઇ ચૂક્યું છે. ખરા અંધબુદ્ધિ, રહસ્ય સમજ્યા વગર મિથ્યા મગન ને મોટાઇની શેખીમાં, સુધારાનું પકડેલું ગદ્ધાપૂછ દુરાગ્રહથી નહીં છોડનારા—આધુનિક કહેવાતા સુધારકો જ છે. દેશની ઉન્નતિ કરવાના વેગમાં આવી ભ્રાન્તિથી અવળે રસ્તે ચડેલા, ભાન ભૂલી ભ્રમણામાં વ્યર્થ ભટકનારા ભ્રમણચંદ્રો પણ એ સુધારકંમન્યો જ છે; એ બન્ને શબ્દો (અંધબુદ્ધ ને ભ્રમણચંદ્ર) આધુનિક સુધારકને માટે યથાર્થનામા હોઇ, બરાબર તેમને બંધબેસતા આવ્યા વિના રહેતા નથીઃ આદર્શ સુધારકને ઓળખાવવા એ શબ્દો ખાસ જરૂરના છે. આ અંધબંદો નિરંતર મિથ્યા ભ્રમણામાં જ ભટકતા ફરતા હોવાથી એમને આપણે 'અંધભ્રમણો' ને નામે ઓળખીશું. બન્ને ઇલ્કાબો એકી વખતે અને એકસરખી રીતે તેઓએ ધારણ કરેલા હોવાથી, બન્ને ઇલ્કાબોથી મિશ્રિત અને વિભૂષિત થએલા આ 'ઇલ્કાબ' બન્નેના અર્થનું નિષ્પક્ષ

વાતપણે એકસરખું ભાન કરાવવા ખાસ સમર્થ છે. સુગમતા સરળતા અને અર્થગાંભીર્યનો સમાવેશ પણ તેમાં થઇ જાય છે, એટલું જ નહીં પણ સંક્ષિપ્તમાં આવી જવાથી એકદમ તેની ખૂબીમાં વધારો થઇ જાય છે ગમે તેમ, પણ આ ભદ્રંભદ્રો બધી વાતમાં એકસરખા ગુણ ધરાવે છે. ભદ્રંભદ્રપણામાં તેઓ હંમેશાં દરેક બાબતમાં અવિચલિત, અસ્ખલિત અને અવિચ્છિન્ન રહી શકે છે. કહો કે તેમનું ભદ્રંભદ્રત્વ દિકકાલાબાધ્ય છે! ભદ્રંભદ્રો મોટા દેશભક્તો છે, તેમના વિચાર પ્રમાણે બીજી બધી ખટપટ છોડી દઇ, એકદમ દેશનો ઉદ્ધાર કરી નાંખવાની ખાસ જરૂર છે. ધર્મને કોરાણે મૂકી, વર્ણવ્યવસ્થાનો નાશ કરી, તથા જાતીયત્વને રસાતાળ પહોંચાડી દઇ, તેઓ દેશભક્તિ કરવા મથે છે અને બીજાને તેમ કરવા આગ્રહપૂર્વક આતુરતાથી બોધ આપે છે ધર્મ તો કંટકરૂપ છે, પ્રગતિના માર્ગમાં આડખીલી છે, માટે વિદેશી માલનો બહિષ્કાર-ત્યાગ કરતા પહેલાં તેનો બહિષ્કાર પ્રથમ થવાની જરૂર છે. આ ભદ્રંભદ્રો પોતાને 'નેશનાલિસ્ટ' અર્થાત્ જાતીયત્વના હીમાયતી ને દેશના ભક્ત થવાનો દાવો કરે છે, પણ તેના પરાપૂર્વથી પ્રચલિત રીતરીવાજ આચારવિચાર, પહેરવેશ (સ્વાંગ) તથા ધર્મને તિલાંજલિ આપી દઇ, આ ભદ્રંભદ્રો તેના પ્રાચીન ગૌરવ અને મહત્વ ઉપર તો કુહાડો મારે છે. પ્રાચીન ગૌરવને તો દેખીતી રીતે જ પોતાના કે શત્રોહી કૃત્યથી રસાતાળ પહોંચાડી દે છે, એટલું જ નહીં પણ છડેચોક મ્હોડેથી પણ તેનો ઇન્કાર કરી, પોતાનો તિરસ્કાર તે પ્રત્યે જાહેર કરી, શબ્દવડે પણ તેનું સત્યાનાશ વાળી નાંખે છે. ક્યાં આ ભદ્રંભદ્રોનું જાતીયત્વ અને ક્યાં પ્રાચીન ઋષિમુનિ આદિનું જાતીયત્વ? શું એ મહાત્માઓ પ્રજાકીયત્વ કેળવ્યા વગર દેશની દરેક દિશામાં ઉન્નતિ કરી શક્યા હતા? પણ આ ભદ્રંભદ્રોની વિલક્ષણતા ને વિચિત્રતા તો એ છે, કે વિલાયતી માલનો એ લોકો બહિષ્કાર કરવાનો જોરશોરથી આગ્રહ તો ઘણો કરશે, પણ તેજ લોકો પોતે જાતે વિલાયતી વેશ વાણી વિચાર વર્તન રીતરીવાજ અને આચારવિચારની ગુલામી—દાસત્વમાંથી છૂટી શકશે નહીં. વિલાયતી રાજ્યનીતિ સામે પોકાર ઉઠાવી પાછા શિક્ષા, દીક્ષા, ધ્યાન, ધારણા વગેરે સર્વ વાતમાં વિલાયતીમય અને વિદેશીજ બની જવાના-સ્વદેશાનુરાગ-દેશપ્રેમ પણ એ લોકોનો કેવો અદ્‌ભુત અને અનુપમ છે, કે રાજકીય હકની લાલચ સિવાય નિઃસ્વાર્થે દેશને માટે તેમને જરા પણ પ્રેમ માન મમતા કે દરકાર છેજ નહિ. જેઓ દેશભક્ત બનીને દેશનીજ દરેક બાબતમાં અવગણના કરે, દેશનાં ભાષા ભેષ ભાવ આચારવિચાર રીતરીવાજોને તોડીફોડી તરછોડી રસાતાળ પહોંચાડી દે, છતાં પાછા પોતાને જાતીયત્વના હીમાયતી કહેવડાવે છે! એ તે કેટલું બધું અસંગત, વિપરીત અને પરસ્પર વિરોધથી ભરેલું છે? દેશોન્નતિનો અર્થજ છેક સંકુચિત કરી નાંખી, રાજકીય હકના લાલચુ લોભી બની કેવળ સ્વાર્થી બગભગતો દેશભક્ત બને છે અને 'દેશભક્ત' શબ્દને એકદેશી અને સંકુચિત અર્થવાળો બનાવી દેશનું જ બગાડે છે. સુરત શહેરની એક ઉંચી કોમના સદ્‌ગૃહસ્થ વિલાયત જઇ આવી ટેમ્સતીર્થાટન કરી મોટા દેશભક્ત બની ગયા છે! પોતાને નેશનાલિસ્ટ કહેવડાવે છે, પણ પહેલેજ દિવસે વિલાયતથી પાછા ફર્યા બાદ દેશભક્તિના નીચે પ્રમાણે ઉદ્‌ગાર તેમણે કાઢ્યા હતા—"આ સુરત શહેર કરતાં તો પેરીસની ગટર પણ સારી છે." સ્વત્વ ભુલે ને દેશમમત્વ ગુમાવે એવો પરદેશગમનનો આ લાભ તે કાંઇ જેવો તેવો છે?! અને આદર્શ દેશપ્રેમ પણ આ ભદ્રંભદ્રોનો કેવો ઉમદા છે? તે પણ ઉપરોક્ત સત્ય હકીકત ઉપરથી સહજ જણાઇ સમજાઇ જાય છે. આધુનિક સુધારકોનું

ચારિત્ર્ય આ પ્રમાણે અચંબો પમાડનારૂં અતિ અદ્ભુત રમુજી અને હાસ્યોત્પાદક છે. કેટલા ઉંડા પાણીમાં તેઓ દાવ ખેલે છે, તેનો આ ઉપરથી સારો પતો લાગે છે.

પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત, સુરત.

---

# માતૃભાષા અને શિક્ષિતવર્ગનો ધર્મ.

**રાષ્ટ્રીયભાષા (National Language )ની આવશ્યકતા**—વંશપરંપરાનુગત વિધિ અનુસાર પોતાનો વિકાસ કરવો અને પોતાનું ઐતિહાસિક સ્વરૂપ જાળવી રાખવું, એ દરેક જીવન્તી પ્રજાની નિશાની છે. ઇતિહાસ પ્રજાના નૈસર્ગિક વલણ અને રિતભાતનું ભાન કરાવે છે. અને આ રીતે ભવિષ્યની પ્રજાની નિસર્ગસિદ્ધ શક્તિઓને ખીલવે છે. આમ હોવાથી લોકોના વિચારો તેમની પ્રકૃતિ ( Nature )ને અનુકૂલ રીતે ઉચ્ચાભિલાષા વ્યક્ત કરવાને કોઇપણ એક રાષ્ટ્રીયભાષા હોવી, તે પ્રજાકીય જીવનનું અસ્તિતત્વ અને અભ્યુદય સિદ્ધ કરનારી મોટી નિશાની છે. રાષ્ટ્રીયભાષા સિવાય રાષ્ટ્રીયજીવનનું અસ્તિત્વજ નથી, There can exist no National life without a *National Language.* જો આપણે આપણી પ્રજા માટે ખાસ એક જુદી ભાષાની આવશ્યકતા સમજી ન શકીએ, તો આપણે કોઇ દિવસ સ્વતન્ત્ર પ્રજા તરીકે આપણને ઓળખાવી શકીશું જ નહિ. આ રીતે જેઓ આંગ્લ ભાષાને દેશમાં સર્વસામાન્યભાષા (Lingua Franca) બનાવવા માગે છે, તેઓ પ્રજાત્વ ઉપર કુઠાર મૂકનારા છે એટલુંજ નહિ, પરન્તુ તેઓ રાષ્ટ્રીયજીવનને બાધારૂપ છે.

વળી સામાન્ય વિચાર અને વ્યવહારથી પણ, રૂશીઆ બાદ કરતાં બાકીના યુરોપ ખંડ જેટલા વિસ્તારવાળા ભરતખંડ જેવા મહાન દેશમાં સર્વસામાન્યભાષા અંગ્રેજીને બનાવવાની, કેળવણી રૂપી મદિરાથી મસ્ત થઇ ગયેલા વિકૃતમસ્તિષ્ક મનુષ્યોની સૂચના મહાન ભરતખંડને ઈંગ્લાંડ લઇ જવા જેવી વ્યવહારસિદ્ધ છે. આમ કરવા કરતાં આપણા મનોબળના પ્રભાવથી તેમજ માતૃભાષા તરફની દૃઢ ભક્તિથી આપણેજ અત્ર વસતા ગણ્યા ગાંઠ્યા વિદેશી લોકો ઉપર આપણી ભાષાની છાપ શા માટે ન પાડી શકીએ ? બીજી સૂચના નૈસર્ગિક અને વ્યવહાર સિદ્ધ છે, તેમજ આપણું ખરૂં સત્વ પણ તેમાંજ રહેલું છે.

**શાસ્ત્રિયદૃષ્ટીથી પ્રજાકીયભાષાની આવશ્યકતા**–ભાષા સંકલ્પાત્મક છે; એ વાત નિર્વિવાદ અંગીકાર્ય છે. " Speech is one characteristic distinction of humanity. Every word......is the record of some event of thought and furnishes the means by which the facts or thoughts can be transmitted." —Fitch.—

સંકલ્પશાસ્ત્રના સિદ્ધાન્તથી એવું પણ સિદ્ધ થયું છે, કે બહારના વ્યાપારની અસર અસાવધતાથી આંતરિક વ્યવહાર ઉપર થાય છે. એ ન્યાયે જેની ભાષાનો આપણે બહા-

રના વ્યવહારમાં અંગીકાર કરીશું, તે ભાષાના સંકલ્પોની અસર શું આપણા ઉપર નહિ થાય ? આપણામાંના જે કેળવાયલા લોકો અંગ્રેજી ભાષાના અનન્ય ભક્ત છે, તેઓના વિચારો ભારતીયવિચાર કરતાં તદ્દન પ્રતિકૂળ અને વિદેશી વિચારને અનુકૂળ પ્રતીત થાય છે, તે વિદેશી ભાષાની વિચારો ઉપર કેવી અસર થાય છે-એ બતાવે છે. આ વાર્તા સંકલ્પશાસ્ત્ર ( Psychology )વેત્તા નિર્વિવાદ અંગીકાર કરશે જ. સંકલ્પનું બળ અમાપ છે; સૃષ્ટીની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય જ સંકલ્પ દ્વારા થાય છે. नहि लौकिक व्यापाराः संकल्पमन्तरेण संभवन्ति ( मेघातिथि )

संकल्पमूलः कामो वै यज्ञाः संकल्प संभवाः ।
व्रतानि यम धर्माश्च सर्वे संकल्पजाः स्मृताः !! ( मनु. )

આ પ્રમાણે વિદેશી સંકલ્પની વિદેશી ભાષા દ્વારા આપણા ઉપર જે અસર થઈ છે અને થશે, તે હિન્દુપ્રજાત્વને વિઘાતકી નીવડી છે અને નીવડશે; માટે આ તરફ દુર્લક્ષ કરવું એ સુશિક્ષિત બન્ધુઓને યોગ્ય નથી માટે જે લોકો વિદેશી ભાષાને સર્વસામાન્યભાષા કરવા મથતા હોય, તેવા ડહાપણડાહ્યાના વિરૂદ્ધ સખ્ત પ્રતિરોધ કરવો એ દરેક સાચા ભારતસંતાનની ફરજ છે.

**શિક્ષણ અને રાષ્ટ્રીય ભાષા**—એક સ્વતન્ત્ર પ્રજા તરીકે અસ્તિત્વ ધરાવવા માટે જેમ, ઇંગ્લીશ જાપાનીઝ આદિ દરેક સ્વતન્ત્ર પ્રજા આધુનિક સમયની કેળવણીપદ્ધતિમાં રાષ્ટ્રીયભાષાને પ્રાધાન્ય આપે છે, તેમ આપણે પણ આપવું જોઇએ. દરેક સુધરેલા દેશમાં રાષ્ટ્રીયશિક્ષણપદ્ધતિમાં દેશનાં બાળકોને વંશપરંપરાગત ઇતિહાસદ્વારા તેઓનું રાષ્ટ્રીયશિક્ષણ કેવા પ્રકારનું થવું જોઇએ, એ બાબત ઉપર ખાસ લક્ષ્ય આપી, કેળવવામાં આવે છે. (The living force of Education is an ideal......... expressing itself in a social tradition. I. E ).

રાષ્ટ્રીયભાષા National Language, એ રાષ્ટ્રીયસાહિત્ય National Literature અને રાષ્ટ્રીયશિક્ષણ National Education નો પાયો છે.

**રાષ્ટ્રીયવિદ્યાલયો અને સુશિક્ષિત વર્ગ**—હવે આપણાં સુશિક્ષિત નેતાઓ અને આપણને આધુનિક પરિસ્થિતિમાંથી કેવી રીતે પસાર થવું તે બાબતનું શિક્ષણ આપનારા છે, તેમનું એટલે દરેક સુશિક્ષિત વ્યક્તિનું પહેલું તો એજ કર્તવ્ય છે, કે રાષ્ટ્રીયભાષાદ્વારા જ એક ગામડી નિશાળથી માંડી વિશ્વવિદ્યાલય સુધીનું શિક્ષણ અપાય, તેમજ રાષ્ટ્રીયભાષાનો રાષ્ટ્રના સર્વ દિગંતોમાં પ્રચાર થાય, એવા પ્રયાસો કરવા જોઇએ. દરેક વિદ્યાપીઠોમાં આપણી માતૃભાષા ન વપરાય, ત્યાં સુધી આપણી શિક્ષણપદ્ધતિ પ્રાકૃતિક તેમજ રાષ્ટ્રીય જીવનને અનુકૂળ બનવાની જ નથી. જેઓએ સ્વભાષાના વિકાસને માટે શ્રમ કર્યો છે, અને જેઓ તેમ કરવાને, સ્વભાષા તરફ ભક્તિપૂર્વક કટિબદ્ધ થયા છે, તેઓ જ આ દેશમાં પ્રજાકીયકેળવણી ને પ્રજાકીય જીવનનો પાયો નાંખે છે; અને એજ ઉદારચિત્ત સ્વભાષાના ભક્તો ભવિષ્યમાં હિન્દના **રાષ્ટ્રીય વિદ્યાલયોનો પાયો નાંખશે.** વિદેશી ભાષાના સંસર્ગથી જેઓનાં વર્તન અને વિચારો વિદેશી થઇ ગયાં છે, તેવી વિલક્ષણ વ્યક્તિઓને મારા આ વિચાર કદાચ સત્વહીન જણાશે, પરન્તુ જો "મેકોલે"એ બનાવેલી; અને તેઓએ

પશ્ચિમી કેળવણી રૂપી વિજયા-ભાંગની નિશામાંથી મુક્ત થઈ ભાનમાં આવી જોશે, તો આ વિચારોને અનુમોદન આપવાની બુદ્ધિ તેમને પણ સુઝશે.

**ભાષા અને સાહિત્ય કુદરતી સંસ્થાઓ છે?** એક પ્રશ્ન એ પણ ઉપસ્થિત થાય કે ભાષા અને સાહિત્ય નિસર્ગદત્ત સંસ્થાઓ છે, તેઓનો વિકાસ વૃક્ષો અને બીજી પ્રાકૃતિક વસ્તુઓની માફક થવો જોઈએ; તેમાં આપણે લૌકિક પ્રયત્નો કરવાની જરૂર નથી. ભાષા અને સાહિત્ય બનાવી શકાતાં નથી પણ તેઓ કુદરતી રીતેજ થાય છે, They are not made but they grow.

આ દલીલનો યથાર્થ ઉત્તર આપવાને એક સ્વતન્ત્ર લેખની જરૂર છે; પરન્તુ અત્ર એટલું તો વિવક્ષિત છે, કે ભૌતિક, દૈવી, ગૃહ, રાજદ્વારી વગેરે દરેક બાબતોમાં ઇચ્છા અને ઇચ્છાસિદ્ધિને ગાઢ સંબંધ છે. વ્યાપાર અને ઉદ્યોગની ઉન્નતિ તેમજ અવનતિ, ધર્મ અને રાજ્યની ચઢતીપડતી, સાહિત્ય ફળીનું પ્રફુલ્લ થવું અને બીડાઈ જવું, આવા અને બીજા ચઢતીપડતીના દુનિયા ઉપર થતા બનાવો, અંતઃકરણપૂર્વક બનાવેલી નવી જરૂરીઆતો, તેને માટેની ઇચ્છા અને ઇચ્છાસિદ્ધિ માટે વાપરેલી શક્તિનો પુરાવો ઇતિહાસની આરસીમાં જોઈ શકાશે. ટુંકામાં જો આપણે એક સ્વતન્ત્ર પ્રજા તરીકે ઓળખાવવાની ઇચ્છા રાખતા હોઈએ, તો આપણે આપણી રાષ્ટ્રીયભાષા—માતૃભાષાનો વિકાસ કરવાની ખાસ જરૂર છે. જો કે કેટલાક કાર્યમાં થોડો વખત પ્રતિકૂળતા પ્રતીત થશે, પરન્તુ કાર્યસિદ્ધિ માટે તેનેજ અનુકૂળતા માની લેવી જોઈએ.

**માતૃભાષા-રાષ્ટ્રીયભાષા અને સુશિક્ષિતોનો ધર્મ.** જો આપણે એક સ્વભાષાની અગત્ય સ્વીકારનાજ હોઈએ, તો દરેક શિક્ષિત ગૃહસ્થ તેમજ દરેક વ્યાખ્યાનકર્તાએ પોતાની સ્વભાષામાંજ પોતાના વિચારો દર્શાવવા જોઈએ. સ્વભાષાની ઉન્નતિ, એ રાષ્ટ્રીયજીવનના વિકાસનું પ્રથમ પગથીયું છે. "અમુક વ્યક્તિ ઇંગ્રેજીમાં સારૂં ભાષણ કરી શકે છે, માટે તે તો ઇંગ્રેજીમાંજ ભાષણ કરે તો સારૂં" એવો વિચાર થવો, એજ આપણી વિષયપ્રિયતા અને ઇચ્છાસિદ્ધિને માટે નિર્બલતા દાખવે છે. અમારા સાંભળવા પ્રમાણે દરબારોમાં એક એવી રૂઢી છે, કે ગમે તે દેશમાંથી અને ગમે તે ભાષામાં કાગળ આવ્યો હોય, તેનો જવાબ ઇંગ્રેજીભાષામાંજ આપવામાં આવે છે. આ એક પ્રકારનું મહાન્ જાતીયઅભિમાન છે. આવા પ્રકારના મોટા સિદ્ધાન્તોનો ક્ષણિક વિટંબણા માટે ત્યાગ કરવો, એ "अल्पस्य हेतोर्बहु हातुमिच्छन् विचारमूढः प्रतिभासि त्वम् मे" એના જેવું છે A principle if it be sound represents one of the larger expediency to abandon that for the sake of some seeming expediencies of the hour, is to sacrifice the greater good for the less. Ibid. કેવી રીતે અને કેમ માતૃભાષાને સમૃદ્ધ બનાવવી, એ વિચાર દરેક શિક્ષિતવર્ગના હૃદયમાં સ્ફુરવો જોઈએ, તેમ તેવા પ્રકારની યોજનાઓ પણ બહાર પડવી જોઈએ, વળી સારા લેખકો પાસે સારાં સારાં પુસ્તકો લખાવવા માટે પણ પ્રબંધ કરવા જોઈએ. જે મોહકતા આપણને વિદેશીભાષામાં લાગે છે તેજ મોહકતા આપણે આપણી ભાષામાં લાવવા કમર કસવી જોઈએ, આ બાબતમાં બાબુશ્રી વિનયકુમાર સરકાર નામના એક બંગાલી પ્રોફેસર જે વિચારો દર્શાવે છે, તે આપણા દરેક શિક્ષિતબન્ધુને વિચારણીય

હોવાથી નીચે ઉતારીએ છીએ —" In order that we may help this process of intellectual revolution which is destined to bear rich fruits for us in the immediate future there is but one duty for all literary men at present. The sole cry they have to take up is—" In what way and in how many years can our literature occupy the position of French, German, English for the study of science, philosophy, history and other serious subjects in the highest classes of a University The efforts and activities of our men of letters have to be regulated in such a way as to focus our whole literary devotion to the realization of this single object *Benoy Kumar Sarkar, M. A.*

ભાવાર્થ—આપણી ભાષા ક્યારે અને કેમ ફ્રેન્ચ જર્મન, ઇંગ્રેજી વગેરે ભાષાની પેઠે વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ વગેરે વિષયોથી એટલી સમૃદ્ધ થાય, કે વિશ્વવિદ્યાલયની સૌથી ઉચ્ચ શ્રેણીમા પણ આપણી ભાષા દ્વારાજ બધા વિષયો શીખવાય એવી યોજનાઓ ઉપરજ આપણા શિક્ષિતવર્ગે લક્ષ્ય રાખવુ ઘટે છે, તેમજ ભાષાને આવી રીતે સમૃદ્ધ બનાવવાને સારૂ સર્વ પ્રકારે પ્રયત્નો કરવા ઘટે છે "इति शम् ।

પરમાનન્દ હરિશંકર ભટ્ટ અમદાવાદ

---

# श्रीशंकराचार्यजयन्तीउत्सवकी आवश्यकता.

'ઉત્સવ' શબ્દનો અર્થ 'આનન્દનો અવસર' થાય છે મહાપુરૂષોની વિભૂતિના ગુણાનુવાદ ગાવાથી આપણને જે તૃપ્તિપૂર્વક આનન્દ થાય છે, તે વ્યક્ત કરવાને આવા પ્રસગો સાધનભૂત થઈ પડે છે મહાકવિશ્રી કાલિદાસના કહેવા પ્રમાણે મનુષ્યમાત્ર ઉત્સવપ્રિય હોવાથી, જો ઉત્સવમાથી આપણને માત્ર એકલી ગમ્મતજ નહિ, પણ તેની સાથે ખાસ કરીને જ્ઞાનની પણ પ્રાપ્તિ થઇ શકતી હોય, તેવા ઉત્સવો ઉજવવાની વિશેષે કરીને ખાસ જરૂર છે અને એવા પ્રકારના ઉત્સવો ઉજવવાના પ્રસગો આપણો વારંવાર મળે, કિવા આપણે જાતે તેવા પ્રસંગો મેળવવાના પ્રયાસ કરીએ, તો તેથી આપણી ધાર્મિક સ્થિતિની પ્રગતિ થયા વિના રહેશે નહી—એ નિર્વિવાદ છે. આજે આપણે જે વ્યક્તિનો ઉત્સવ ઉજવીએ છીએ, તે એક મહાન્ દૈવી સમર્થ વ્યક્તિ હતી. અને તે મહાપ્રભાવશાલી વિભૂતિ માટે આખા ભારતવર્ષમા પ્રત્યેક મનુષ્યના અન્તઃકરણમા પૂજ્યભાવ વસી રહ્યો છે. જે વૈષ્ણવાદિ પંથના અનુયાયીઓને તેમના સિદ્ધાન્ત માન્ય નથી, તેઓ પણ જગદ્ગુરુ આચાર્યવર્ય શ્રીમચ્છંકરાચાર્યજીની અલૌકિક બુદ્ધિમત્તાને માટે અત્યન્ત માનની લાગણી ધરાવે છે આચાર્યશ્રીના સિદ્ધાન્તોની આપણા ધર્મ પર જે પરિણામરૂપ અસર થઇ છે, તે જ્યારે વિરૂદ્ધ મત ધરાવનારા (શ્રી શંકરાચાર્યમહારાજના મતને નહીં સ્વીકારનારા)ઓ ધ્યાનમા લે છે, ત્યારે તેઓને પોતાના મતનો મમત તથા પક્ષપાત કોરણે મૂકી, આચાર્યશ્રીનુ અનાસક્ત વિભુનિમત્વ નાછૂટકે પણ સ્વીકારવુજ પડે છે આચાર્યશ્રીના અદ્વૈત સિદ્ધાન્તને માટે પ્રથમ તો ઘણાકના મગજમા ગેરસમજ ઉત્પન્ન થાય છે, પરંતુ તેજ અદ્વૈત સિદ્ધાન્તનું બરાબર સંગોપાંગ રહસ્ય સમજાઇ ગયા બાદ, તે ગેરસમજ ટકી શકતી પાતી નથી—દૂરજ થઇ જાય છે કેમકે

લોકોનો એવો આક્ષેપ છે, કે આચાર્યશ્રીનો વેદાન્તમત સમાજને આળસુ બનાવનારો છે; પરન્તુ જે આચાર્યશ્રીએ આખી જીંદગીભર અથાગ પરિશ્રમ લેઇ, સેતુબંધથી હિમાચલ પર્યન્ત પર્યટન કરી, વિવિધ પ્રકારના શૈવ વૈષ્ણવાદિક અનેક મતોની એકવાક્યતા-એકમતપણું, એક બીજા સાથે મળતાપણું (identification) કરનારો, પોતાનો મત સ્થાપન કરી ખરેખરો દિગ્વિજય કર્યો છે, તે આચાર્યશ્રીના મતને આળસુ બનાવનારો કહેવો એ કેટલું બધું સાહસ છે? એથી વધારે નિન્દ્ય અને નીચ શું હોઇ શકે? આચાર્યશ્રીના મતની યોગ્યતા વિષે જેટલું કહેવામાં આવે તેટલું થોડુંજ ગણાશે. આચાર્યશ્રીના મતથી વિરૂદ્ધ પડનારા વિરોધી આચાર્યો પુષ્કળ થઇ ગયા છે, અને શાંકરમતના વિરોધી મતો પણ અનેક થઇ ગયા છે, પરન્તુ તે દરેકની સામે સજ્જડ ટક્કર ઝીલી, શ્રી શંકરાચાર્ય મહારાજનો મત અત્યાર લગી ટકી રહ્યો છે;—એજ આચાર્યશ્રીના મતની અપૂર્વતાનું પ્રત્યક્ષ પ્રમાણ છે. કારણકે શ્રીશંકરાચાર્ય મહારાજનો મત જો તકલાદી હોત, તો તેનો ક્યારનોએ નાશ થઇ ગયો હોત, અને અત્યારસુધી ટકવા પામી, અસ્તિત્વ પણ ભોગવી શકત નહિ. બૌદ્ધોએ આખા ભારતવર્ષની દુર્દશા કરી નાંખી હતી, બૌદ્ધમતે બ્રાહ્મણાદિ વર્ણો પર ભુરકી નાંખી હતી, કેટલીક વર્ણજ માત્ર બાકી રહી હતી—બચવા પામી શકી હતી. પરન્તુ વિશેષતઃ બ્રાહ્મણોએ સુદ્ધાં પોતે જાતે બૌદ્ધમતનો પ્રત્યક્ષ રીત્યા સ્વીકાર કર્યો હતો, તેવા વખતમાં જો શ્રીશંકરાચાર્ય જેવા વિભૂતિમાન મહાપુરૂષ ઉત્પન્ન નહીં થયા હોત, તો અત્યારે આપણી ધાર્મિક સ્થિતિ જુદીજ હોત, તદન જુદીજ પરિસ્થિતિ થઈ ગઇ હોત. આપણા પરમપ્રિય વૈદિક સનાતનધર્મનો હંમેશને માટે નાશજ થઇ ગયો હોત; અને આપણે જે પરાપૂર્વથી વૈદિક મતાનુયાયી છીએ, તે પાખંડમતાનુયાયી બની ગયા હોત. મતમતાન્તરોની ભેળસેળ અને પરસ્પર ચાલતા તેમના ઝઘડા તથા વિખવાદ, વગેરે ધર્મઆપત્તિ દુર કરી સર્વ મતોની એવાક્યતા કરી તેમાંના દરેકનું એક બીજા સાથે પરસ્પર ઐકમત્ય (એક બીજા સાથે અવિરોધપૂર્વક મળતાપણું) દર્શાવી ધર્મ ઉપરનું સંકટરૂપી વાદળ વીખેરી નાંખી, ધર્મની આપત્તિ ટાળનાર કોઇ પણ વ્યક્તિ આ ભારતવર્ષમાં કદી એ થઇ ગઇ છે?—એવો પ્રશ્ન કરીશું તો શ્રીશંકરાચાર્ય સિવાય અન્ય કોઇ આપણને જણાશે નહીં. એટલા માટેજ, ખાસ કરીને શ્રીશંકરાચાર્ય જેવા મહાપુરૂષના ચારિત્રનું આપણે વારંવાર મનન કરીશું, તેમણે રચેલા ગ્રન્થોના સિદ્ધાન્ત તત્વોનું વિવેચન કરતા રહીશું, અને ઉત્સવના નિમિત્તે તેઓશ્રીના વિચાર લોકોની સમક્ષ આગળ લાવ્યા કરી; જનસમાજમાં તે વિચાર, સિદ્ધાન્તાદિનો પ્રચાર કરીશું, અને એવા પુરૂષ આપણા ભારતવર્ષમાં ઉત્પન્ન થાઓ, એવી શુદ્ધાન્તઃકરણપૂર્વક પરમેશ્વરની પ્રાર્થના કરીશું, તો આજ નહીં ને કાલે પણ, આપણા આર્યાવર્ત્તમાં એવા મહાત્મા—ક્રત્ય કોટિના પુરૂષ નિર્માણ થયા વિના રહેશે નહીં. ઉત્સવ એ એક પ્રકારની ઉપાસનાજ હોવાથી, એવો સિદ્ધાન્ત છે, કે જેની એકનિષ્ઠાથી દૃઢ ચિન્તનપૂર્વક ઉપાસના થાય છે, તે વસ્તુ સાધકને મોડીવહેલી પણ પ્રાપ્ત થયા વિના રહેતી નથીજ. માટે આપણી ભાવના એવી હશે, તો સ્વતઃસિદ્ધ સૃષ્ટિનિયમપ્રમાણે, એ કદી પણ વ્યર્થ જશે નહીં. આવા પ્રકારની ખાતરી પૂર્વક ફલ આપનારી ને આપણું કલ્યાણ કરનારી ભાવના ઉત્પન્ન થવાને માટે, આવા ઉત્સવો ઉજવવાની, અત્યન્ત આવશ્યકતા છે. આવા ઉત્સવો જેટલા ઉજવાય તેટલા જરૂરનાજ છે.*

* સંવત્ ૧૯૭૨ના વૈશાખ શુક્લ પંચમી ગુરૂવારે 'શ્રી શંકરાચાર્યજયન્તી' ઉત્સવ પ્રસગે શ્રીસુરત સનાતન વૈદિક ધર્મસભાએ ખાસ કરેલા ઉત્સવ સમારંભમાં બાઇ પ્રસન્નવદન-છબિલારામ દીક્ષિતે આપેલું વ્યાખ્યાન.

॥ ॐ श्री ऐं ह्रीं क्लीं ॥

॥ श्रीमहाज्योतिः पुरुषसिंहाय नमः ॥




प्रकाश ४. ] माघ कृष्ण १४ संवत १९७३. शाके १८३८. सन १९१७. [ किरण ४.

## —स्वरूपमहिमा.—

### પદ્ય ૧. રાગ ભજનનો.

( અલ્પા ઉતરીને અંતરની ઉંડાણુમાં રે, રૂપ જોને તું તારૂં.—એ રાગ. )

ભાઈ! ભાળે જો તું તારા રૂપનેરે, જાય ભ્રમણા તો ભાગી, જાય ભ્રમણા તો ભાગી;
તો ઓલખે આ કુડા ભપકૂપનેરે, થાય સાચો સુભાગી, થાય સાચો સુભાગી. (ધ્રુવ.)
તું છે મૃગકસ્તૂરિયો તુજ-નાભિમાંજ સુગંધ;
વનવન ભમિ શિદ વલખાં મારે, કસ્તૂરી કાજે બની અંધરે. જાય ભ્રમણા૦ ૧.
સાચો સૂરજ તુજ, નેત્રોમાં, આકાશે પણ એજ;
કોટિ સૂર્ય ઉગે આકાશે, (પણ) નેત્ર વિના વૃથા તેજરે. જાય ભ્રમણા૦ ૨.
ગુરૂ મળે શત સુરગુરૂ જેવા, પણ શ્રદ્ધા નવ હોય;
કથા સુણે કોટી ગ્રંથોની, તોય તરે નહીં કોયરે. જાય ભ્રમણા૦ ૩.
કોટી તારા ઉગે તો પણ, ચંદ્ર વિના અંધાર;
સૂર્ય ઉગ્યે ચંદર પણ ઝાંખો, સ્વરૂપ ઉગ્યે સંસારરે. જાય ભ્રમણા૦ ૪.
હીરામણિ ને રત્નમણીથી, પારસમણિ ઉત્કૃષ્ટ;
તેથી પણ ચિન્તામણિ ચઢતો, તેમ સ્વરૂપમણિ સ્પષ્ટરે. જાય ભ્રમણા૦ ૫.
આપ સમાન નહિ બળ ને જળ મેઘસમાન ન કોઇ;
એ કહેવત વ્યવહારે, તે પણ પરમાર્થે દે પ્રોઇરે. જાય ભ્રમણા૦ ૬.
વિષય માત્ર છે બકરાં, તેને જીવો રબારી રોઇ;
કામધેનુનો સ્વામી જ્ઞાની. તે કયમ બકરે મોહરે. જાય ભ્રમણા૦ ૭.

અષ્ટ સિદ્ધિથી પણ છે અધિકી સ્વરૂપ સિદ્ધિની સાખ;
દિવ્ય અમૃત રસ કેમ બનાવી શકે બિચારી મધમાંખરે. જાય ભ્રમણા૦ ૮.
હજાર ગુરૂ જગમાં પણ ના'વે શ્રી નરસિંહ સમાન;
સુણી ગર્જના જેની બનિયો નગીન નૃસિંહ પ્રમાણરે. જાય ભ્રમણા૦ ૯.

સંઘવી.

## महर्षि श्रीदुर्वासा.*

शिवरूपधरं साक्षात्सर्व दुःखापहारकम् ।
सर्वदं सर्वदा वन्दे दुर्वासं शैवतापसम् ॥१॥

સનાતનધર્માનુયાયીઓને એ તો વિદિત છે, કે જગદુદ્ધરણકુશલ, પાર્વતીપતિપુજનપ્રસક્તચિત્તવાળા, જેના યશનાં ગાન બ્રહ્માંડના દિગંતમાં પણ ગવાય છે, જેના તપસ્તેજપુંજથી પ્રભાકરમંડળ પણ પ્રદિપ્ત રહે છે, એવા મહાત્માઓના પ્રભાવથીજ આ જગત ટકી રહેલ છે. આવા પ્રકારના મહાત્માઓમાં મહર્ષિગણમુખ્ય, મહામહિમાગાર, મુનિજનનતપાદપંકજ, સંસારસાગરનિમગ્નતરતરણિ, તરુણરવિપ્રચંડપ્રતાપ, વિઘ્નરાજ પેઠે સર્વ વિઘ્નનિહન્તા, ચંદ્રની પેઠે હદયાહ્લાદક, વીરભદ્ર જેવો વીર, દક્ષ જેવો સર્ગકર્મકુશલ, ભવના જેવી ભસ્મવિભૂષિતદેહવાળો, વિભુ-વિશ્વવ્યાપક, દુર્મતકાષ્ઠદાહક, પરપક્ષપર્વતવજ્ર, સર્વસિદ્ધિમન્દિર, યાચકોના કલ્પવૃક્ષ, વેદવેદાંગનેતા, સર્વશાસ્ત્રજ્ઞાતા, શિવસ્તોતા, બહુપ્રબંધકર્તા, શકલધર્મા, ધર્મનિયમશાસ્તા, અધોગતિછેતા, યોગસુખભોક્તા, મોક્ષજલધિસેતુ, સજ્જનબન્ધુ, સકલજનમનસંતોષકર, સત્વગુણપ્રધાન, મૌલિધૃતશિવાલિંગાભિરામ, શંકરપાદપૂજાદત્તચિત્ત, પંચાચારપરાયણ, ત્રિશોકીતિલકાયમાન, શિવજ્ઞાનકોવિદ, કુમાર કાર્તિકસ્વામી જેવા મહર્ષિ

*દુર્વાસા—બ્રહ્માના પુત્ર અત્રિના પુત્ર. અત્ ધાતુનો અર્થ ગતિવાચક છે. ભૃગુ-વિચાર-તર્કની ગતિ, તેજ અત્રિ. તર્કની ગતિને સીધી ચલાવનાર અત્રિ, અને ભ્રમિત કરનાર નારદ છે. અત્રિની સ્ત્રી અનસૂયા છે, તેનો અર્થ અસૂયા જેને નથી તેવો પ્રસિદ્ધજ છે. એ અનસૂયાના પુત્ર ચંદ્ર-દત્તાત્રેય અને દુર્વાસા છે; એ ત્રણે મનની વૃત્તિઓનાં રૂપક છે. દુર્=ખરાબ, વાસસ્=વસ્ત્ર=આવરણ—ખરાબ આવરણ-દુર્મતિ-ક્રોધ. ત્યારે મનની વૃત્તિ જે ક્રોધ તેજ દુર્વાસા. વિચારની ગતિમાં આવતા ક્રોધથી દુષ્પરિણામ રૂપી શાપ મળે છે. સાક્ષાત ક્રોધરૂપી દુર્વાસાને કોણ રીઝવી શકે? વપુસ્=શરીર, સૌન્દર્ય. અત્યંત સુંદર સૌન્દર્યની દેવી-વપુને જોવાથી ક્રોધ શાન્ત થવો જોઇએ, છતાં આ તો સાક્ષાત્ ક્રોધ પોતેજ, તે તેનાથી કેમજ શાન્ત થાય. એટલુંજ નહિ, પણ એથી તો વિશેષ કુપિત થઇને દુર્વાસાએ વપુને પણ પક્ષી થવાનો શાપ આપ્યો. સૌન્દર્યાદિ આકર્ષક ભૌતિક સુખ ક્ષણિક છે, એમ બતાવી આપવાને ઉડતા પક્ષીનું રૂપજ તેને ઘટી શકે છે. આ પ્રમાણે સર્વ દેવીભાવના કરવાથી-તત્ત્વવર્ણનના રૂપકરૂપ ભાવના કરવાથી તેમના સમયો શોધવા વગેરેની કડાકૂટ પણ કરવી પડતી નથી; એટલુંજ નહિ પણ એકનું એક નામ ઘણા કાલ સુધી રહેવાનો દોષ પણ નિવૃત્ત થાય છે. તંત્રી.

શ્રીદુર્વાસા અત્રિ મહર્ષિના કુમાર હતા, આ મહર્ષિનો યથાર્થ કાલનિર્ણય થઇ શકતો નથી. તે મહર્ષિ વિષે નીચેની પૌરાણિક ગાથા વિશ્રુત છે.

સુરનાયક—સ્વર્લોકરક્ષણદક્ષ-શચીપતિએ કૈલાસમાંથી આવતાં ક્રોધયુક્ત, શાપાનુગ્રહ-સમર્થ મુનિવર દુર્વાસાને દૂરથી દેખ્યા પણ પ્રણામ ન કર્યા; તો પણ ભક્તાનુગ્રહસમર્થ મુનિવર શ્રીદુર્વાસાએ સુરલોકપતિ ઇન્દ્રને એક પુષ્પમાળા આપી. મુનિવરની આપેલી તે પુષ્પમાળાની અવજ્ઞા કરી, ઇન્દ્રે તે પુષ્પમાળાને ઐરાવતના સ્કંધમાં સ્થાપી; ઐરાવત મ-હર્ષિ દુર્વાસાદત્ત પુષ્પમાળાને પોતાની સુંઢવડે લઇને પૃથ્વી ઉપર ફેંકી પગ નીચે કચડીને ચાલતો થયો, -વિભવાતિશયલિપ્ત, મદાન્ધ પુરન્દરની આવી દુર્વૃત્તિ જોઇને મહર્ષિ શ્રી-દુર્વાસાએ પ્રલયકાળના સૂર્ય જેવાં પોતાનાં બે નયનો ઉઘાડી, ભ્રૂભંગથી ક્રોધનું સૂચન કરી ઇન્દ્રને શાપ આપ્યો કે:—"અરે ઇન્દ્ર જે ત્રણ લોકની રાજ્યશ્રી તારે આધીન છે, તે તારા શત્રુના વશમાં જાઓ"

આવા ઉગ્ર શાપથી ગતગર્વ અને કિંકર્તવ્યમૂઢ બનેલા ઇન્દ્રે મુનિપતિના ચરણા-વિંદમાં પડી અપરાધક્ષમા અને શાપાનુગ્રહની પરમદીનભાવે યાચના કરી. ત્યારે હૃદય મહામુનિ શ્રીદુર્વાસાએ ત્યાર પછી ઇન્દ્રને કહ્યું કે.—"હે ઇન્દ્ર ! મેં દીધેલો શાપ હવે અન્યથા તો નહિ થાય, પરન્તુ હવે પછી તારાં કાર્યો ભગવાન્ શ્રીવિષ્ણુ સફલ કરશે. આટલું કહી મહર્ષિ શ્રીદુર્વાસા અંતર્હિત થયા.

મહાકવિશ્રી કાળિદાસગ્રથિત અભિજ્ઞાનશકુંતલનાટકના ચોથા અંકમાં મહર્ષિ દુર્વાસાએ શકુંતલાને શાપ આપ્યો છે.

શકુન્તલા, પ્રિયતમ ( રાજા દુષ્યંત )ના વિરહે વ્યાકુલ થઇ શૂન્યહૃદયા થઇ વિ-ચારનિમગ્ન થઇ બેઠેલી છે. આશ્રમમાં કણ્વ ઋષિ નથી, તેવામાં ક્રોધમૂર્તિ મહર્ષિ શ્રી દુર્વાસા ત્યાં પધાર્યા. પોતાનો અતિથિસત્કાર-આદરાતિથ્ય ન થતો જોઇ શકુન્તલાને શાપ દીધો કે:—જેનું તું ચિન્તવન કરે છે તે તને તજી દેશે-ગ્રહણ નહિ કરે. આ શાપ અને મુનિના કોપની ખબર પડતાંજ સખી પ્રિયંવદા ગભરાવા લાગી, તેને શોચ કરતી જોઇ સખી અનસૂયાએ સમજાવી અને તેમણે જઇ દુર્વાસામુનિના ચરણારવિન્દમાં મસ્તક મૂક્યાં, અને પોતાની પ્રિય સખી શકુંતલા પર દયા કરી અનુગ્રહ કરી શાપ નિવર્ત કરવા વિનવ્યું. *આથી શાંત ને નમ્ર થએલા મુનિ દુર્વાસાએ કહ્યું કે:--શાપ અન્યથા તો નહિ થાય,* પણ પ્રેમચિહ્નરૂપ જે મુદ્રિકા દુષ્યંતે શકુંતલાને પહેરાવી છે, તે વીંટી નજરે પડતાં જ અભિ-જ્ઞાન થશે અને પ્રિયાવિરહથી સંતપ્ત અને તલપાપડ—આતુર થઇ સપ્રેમ પુત્રસહિત શ-કુંતલાનો સ્વીકાર કરશે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે, કે આ મહાત્માશ્રી દુષ્યન્તના સમયમાં હતા. ઉપર નિર્દિષ્ટ ઇન્દ્રશાપકાલ શકુંતલાશાપસમય કરતાં અતીવ પ્રાચીન છે. કાળ અને યુગનો વિચાર કરતાં કેટલોક વિરોધ પ્રતીત થાય છે, એ ઉપરથી એમ અનુમાન થઇ શકે છે, કે મહર્ષિ શ્રી દુર્વાસા દરેક યુગમાં અસ્તિત્વ ધરાવતા હતા. તેને માટે શાસ્ત્ર પ્રમાણો પણ મળી શકે છે; એટલે આ મહર્ષિ ચિરંજીવ છે--એમ કહેવામાં કોઇ પણ શંકા નથી. આ મહર્ષિ વીરશૈવ હતા, એમ પ્રાચીન ગ્રંથોમાં પ્રતિપાદિત છે.

"નીલકંઠવિજય" નામના ચંપૂગ્રન્થમાં ઇન્દ્રશાપસમય વિષે નીચે પ્રમાણે વર્ણિત છે.

" वीरभद्र इव क्रुद्धे वीरशैव मुनौ तदा ।
इति कर्तव्यतामूढमिन्द्र मै क्षन्त देवता ॥ १ ॥
यावत्सान्त्वयितुं तमन्तिकमुवं धावन्ति मन्दी भवत् ।
काकु व्याकुल गद्गद् स्तुति वचोगुंभा निलिंपा स्वयम् ॥ २ ॥
तावद्देव पतिं शशाप कूटिलक्रूर भ्रमतारक-
भ्रूभंगव्यनुपंगदत्त भुवनान्तको मुनिः शांकरः ॥ ३ ॥

" શિક્ષાવલ્લી " ઉપનિષદ્‌ના શૈવભાષ્યારંભમાં નીચે પ્રમાણે સ્તુતિ કરવામાં આવી છે.

वेदव्यासं सूत्रकारं दुर्वासं वृत्तिकारकम् ।
भाष्यकृत पण्डिताराध्यं मपद्ये पाशमुक्तये ॥

આ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે આ મહર્ષિએ બ્રહ્મસૂત્ર ઉપર શક્તિવિશિષ્ટાદ્વૈત પ્રતિપાદન કરતી વૃત્તિ વિચારેલી હોવી જોઇએ. કારણ આ મહર્ષિ પણ વીરશૈવ હતા, તેમજ શક્તિવિશિષ્ટાદ્વૈતને માનનાર વીરશૈવોજ છે. ક્રિયા સાર નામના ગ્રન્થ ઉપરથી પ્રતીત થાય છે, કે આ મહર્ષિના પિતા અત્રિમહર્ષિ પણ વીરશૈવ હતા. મહામુનિ શ્રીદુર્વાસાએ શક્તિવિશિષ્ટાદ્વૈત અને શંભુમહિમ્નસ્તોત્ર એ બે ગ્રન્થો રચ્યા છે-એમ જણાય છે; હાલમાં શંભુમહિમ્નસ્તોત્રજ માત્ર લભ્ય છે. આ મહિમ્નસ્તોત્રમાં શીવસ્તુતિના, સરલ પદવાળા, શિવભક્તોને તેમજ જ્ઞાનીઓને આનંદપ્રદ, મોક્ષમાર્ગદર્શક, પરમમાન્ય એકસોઓગણચાલીસ (૧૩૯) શ્લોકો છે. કર્મકાંડ, ઉપાસનાકાંડ, અને જ્ઞાનકાંડ એમ ત્રણ કાંડો છે, ગ્રન્થસમાપ્તિ સમયે મહર્ષિ પોતાના વિષે નીચે પ્રમાણે લખે છેઃ—

सदसदनुग्रहनिग्रह गृहीत मुनि विग्रहो भगवान् ।
सर्वासामुपनिषदां दुर्वासा जयति देशिक प्रथमः ॥

મહર્ષિના શ્લોકોમાં પદલાલિત્ય, અતીવ અનુપ્રાસાદિક છે. " सर्वासामुपनिषद् देशिकः प्रथमः" એ વાક્ય ઉપરથી જણાય છે કે, આ મહર્ષિ સર્વ ઉપનિષદોના ભાષ્યકાર વા ટીકાકાર હોવા જોઇએ. પરન્તુ અદ્યાપિ પર્યન્ત મહર્ષિકૃત્ય ભાષ્યં વા ટીકા ઉપલબ્ધ થઇ નથી. આજકાલના શોધખોળ કરનારાઓ ( Modorn antiquorians ) ચંદ્રગુપ્ત પારસી હતો-એવી નિરાધાર અને નપગી શોધખોળ પાછળ વૃથા વ્યય અને શ્રમ કરવા કરતાં જગદુદ્ધારક પરમજ્ઞાનદાયક ઋષિમુનિઓના ગ્રન્થો વિષે સાધાર અને સત્ય શોધખોળ કરશે,તો જનસમાજ ઉપર ભારે ઉપકાર થશે, તેમ ગ્રન્થોની સાથે તેઓનાં નામ પણ અમર થશે. સાક્ષાત્-શિવના અવતાર એવા આ મુનિના ગ્રન્થો પ્રકાશમાં આણી ભવપાશબદ્ધ પુરૂષોનો ક્યારે ઉદ્ધાર કરશે ? આ મુનિપુંગવ દુર્વાસા અને દુર્વાસ એમ બે નામથી પ્રસિદ્ધ છે. આવા મહામહિમશાલી, તપોધનની સ્થિતિજ ભૂતલને પવિત્ર કરે છે. આ મહર્ષિના વિષે હવે વધારે લખવાનું કાંઇ નથી; પરન્તુ એમના વિષે કોઇ વિદ્વાન વધારે પ્રકાશ પાડશે, તો જનસમાજ ઉપર મોટો ઉપકાર થશે. છેવટે એટલું વિવક્ષિત છે કે આ ભારતવર્ષ મહર્ષિ શ્રીદુર્વાસા જેવા અનેક મહાત્માના પાદથી-પવિત્ર થએલ છે, એ ભૂલી જઇ આપણે આપણા ગૌરવને ક્ષીણ કરવાનું નથી. મહર્ષિઓ ભારતવાસીઓને શુભ બુદ્ધિ આપો.

इति शम्.

પરમાનન્દ હરિશંકર ભટ્ટ.

# યુરોપીયનોની અને આપણી સામાજીક સ્થિતિ વિષે

## ~~ભિન્નભિન્ન મતો.~~

એ તો નિર્વિવાદ છે, કે જે નવશિક્ષિત યુવકો અહીંથી વિલાયત જાય છે, તેઓ જરૂર ત્યાંના તેજથી અંજાઇ જાય છે. તેલમાં માખી ડૂબી જતી હોય તેમ તેઓ ત્યાંના આપાતરમણીય લાગતા વ્યામોહક સુધારા (civilisation)ના ચેપી વાતાવરણના ભોગ થઇ પડે છે. તે લોકો યુરોપીયનનોનું બાહ્ય સ્વરૂપજ જોઇ આવે છે, તેમના તરફથી કહેવામાં આવતાં સર્વ વૃતાન્તમાં એકજ સરખી હકીકત હોય છે. એથી તો સિદ્ધ થાય છે, કે યુરોપીય લોકોનું બાહ્યસ્વરૂપ વર્ષોનાં વર્ષો વીત્યા છતાંએ કદી બદલાતું નથી, યુરોપીય લોકોને બાહ્યવ્યવહારમાં સુધારો જોઇતો નથી, કાં તો તેઓ બાહ્યવ્યવહારમાં સુધારો દાખલ કરવા અસમર્થ છે, અથવા તો કદાચ સુધારો કરવાનો માર્ગજ રહ્યો નહીં હોય, શું હશે તે ચોક્કસ કહી શકાતું નથી. જે સુધારકો વિલાયતમાં ઘણાં વર્ષ રહી આવી ત્યાંના રાજકીય ઉદ્યોગ સંબંધી હકીકત આપણને કહે છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે, કે વિલાયતમાં સુધારાની ક્રિયા બંધ પડી હોવી જોઇએ; યુરોપીય પ્રજાના અંતરમાં સુધારાની ક્રિયા મરણ પામેલી હોવી જોઇએ. કારણ તેમના રાજકીય ઉદ્દેશમાં પાછલાં પચાસ વર્ષમાં તો કાંઇ કહેવા જેવો ફરક પડયો હોય એમ લાગતું નથી. યુરોપમાં જે ભાંજગડ ને ધમાલ ચાલી રહી છે, તે ઉદ્યોગ વેપાર અને શાસ્ત્રીય શોધ સંબંધી છે. પરંતુ વિલાયત જઇ આવેલા ગૃહસ્થને તે વિષે પ્રશ્ન કર્યો હોય, તો તેની કનેથી એવી ખપજોગી કશીએ માહીતી નહિ મળે. બાકી ત્યાં પૈસો તો એટલો બધો છે કે તેનું શું કરવું-કેવો ઉપયોગ કરવો—તેનીએ કોઇને સૂઝ પડતી નથી. શ્રીમંતો ઉપર કર નાંખી ગરીબોને સુખી અને તાલેવાન બનાવવાનો પ્રયત્ન ત્યાં એક સરખો ચાલુજ છે. એકએકને આંટે-ઉપાયે એવાં અદ્ભુત કારખાનાં જોઇ મન ચકિત થઇ જાય છે. કેટલાક વળી વિલાયતની હવાને વિશેષ મહત્વ આપીને કહે છે કે:— જેટલો સમય મનુષ્ય વિલાયતમાં ગાળે છે, તેટલા વખતમાં નિરન્તર તેને એવો ને એવોજ અનુભવ થવાનો કે અહીં વિલાયતમાં તો માણસને આળસજ આવવાનું નહીં, એમજ સમજો કે આળસુ રહેવાનું ત્યાં આપણો આત્મા કદી પસંદ કરશેજ નહીં; અરે આળસુ રહેવાનું કોઇને મનજ નહીં થાય, વિલાયતમાં શ્રીમંતને પણ આળસુ રહેવું પરવડતું નથી, જેને જુઓ તે કામમાંને કામમાં, જ્યાં જુઓ ત્યાં સઉ પોતપોતાના કામમાંજ મશગુલ થએલું જોવામાં આવવાનું; પ્રત્યેક કામને માટે વખત નક્કી કરેલો હોય છે. અમુક સમયે અમુક કામ કાર્ય કરવું, એ પ્રમાણે પ્રત્યેક કામને માટે ચોક્કસ પ્રબન્ધજ કરેલો હોય છે. રમતગમત, કસરત, ગપ્પાંસપ્પાં એના પણ કલાક બાંધી મૂકેલા, તેથી ફાયદા કેટલા બધા થાય છે? સર્વ કામ ધાર્યા પ્રમાણે વખતસરજ થાય છે, કાંઇપણ રહી જતું નથી. અને એ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય પોતપોતાના કામમાં ખંતથી વળગી રહેલોજ હોવાથી એકંદરે કુલ કેટલું કામ થતું હશે, તેની કલ્પના કરી લેવી અમારા સુધારક મિત્રોને યુરોપીય પ્રજાના વૈભવનું જે કાંઇ ખરૂં કારણ સમજાય છે, તે આ ઉપર્યુક્ત વર્ણનમાંજ જણાઇ આવે છે, બીજા કેટલાક વિલાયત જઇ આવેલા સુધારકમંન્યોનું કહેવું એવું છે, કે હિન્દુસ્તાનના લોકોને તેમનું આળસજ

ખરાબ કરે છે, આ આળસ હવાનો ગુણ હોવો જોઇએ. આપણે સુધારકોએ આપણો સુધારો અહીં દાખલ કરવો છે, તે હવાનાં અર્થાત્ સૃષ્ટિનાં પ્રતિકૂલ પરિણામો નહીં ગણકારતાં કરવાનો છે, કુદરતની સામે બંડ ઉઠાવીને કરવાનો છે; અને એમ હોવાથી તે આપણને બહુ આકરો ને અઘરો લાગે એમાં નવાઇ પણ શી? સૃષ્ટિનિયમ અનુકૂલ હોવાથી યુરોપીય લોકોનો દરેક ખાબતમાં પ્રગતિનો વેગ જાણે ઉતરને ઢોળાવે દોડતા હોઇએ તેના જેવો છે. એથી ઉલટું સૃષ્ટિના નિયમો વિરૂદ્ધ હોવાથી આપણા કર્તૃત્વનો અને પ્રગતિનો વેગ ચઢતા ઢોળાવ ઉપર દોડવાના જેવો છે.

આથી આપણે હંમેશાં આરંભશૂરા હોઇ કૃષ્ણપક્ષમાં ચંદ્રની કળા દિન પ્રતિદિન જેમ ક્ષીણ થતી જાય છે તેમ આપણો ઉત્સાહ પણ ધીમે ધીમે કમીજ થતો જવાનો; આપણે હાંફી જવાના, અને ઠોકરો ખાઇને પડી જવાના—પણ એમાં અમારો શો દોષ? હવાના દુષ્પરિણામને લીધે આપણામાં આળસ ભરાઇ જતું હોય, આપણાં સ્નાયુઓ કમકોઆત થઇ જતાં હોય, આપણાં કર્ત્તવ્ય શિથિલ પડતાં હોય, એ પ્રમાણે કુદરતજ આપણને પાછળ પાડતી હોય, તો આપણી પ્રગતિ મંદજ હોય અને રહેવાની, એમાં આશ્ચર્ય પણ શું? યુરોપીયન લોકોમાં પણ અહીં આવ્યા પછી આળસનું જોર વધે છે, વ્યસનમાં તેમનો વખત નકામો જાય છે. તેમનાથી કામ ઘણું થોડું થાય છે; અને તેમની પણ માનસિક શક્તિનો ક્ષય થતો જોવામાં તથા અનુભવવામાં આવે છે. અહીં આવેલા હજારો યુરોપીયનોમાંથી, બુદ્ધિપ્રભાવ વડે કિંવા સૌજન્ય વડે કિંવા એવાજ અસાધારણ ગુણપ્રભાવને લીધે પ્રસિદ્ધિએ પહોંચેલા કેટલા થોડા હોય છે તે જોઇએ છીએ, ત્યારે હવાનાં દુષ્પરિણામની ખાતરી થાય છે. યુરોપીયનોમાં પણ પુષ્કળ આળસ ભરાય છે; તેથી કરીને ક્યાં બુદ્ધિ ખરચવા બેશીએ, ક્યાં પરોપકારનો વિચાર કરવા જઇએ, ક્યાં લૌકિક મેળવવાની કાળજીમાં પડીએ, એવા એવા મહત્વાકાંક્ષાને દબાવી મારી કચરી નાંખનારા વિચારો તેમના મગજમાં આવે છે. અને એથીજ કરીને ઘણાખરા એંગ્લો-ઇન્ડીયનોને એમ લાગે છે, કે અધિકાર અને રાજ્યના જોરે નેટિવોના સામાં તેજ દેખાડયું, અને સ્વદેશમાં જઇ શાંત થઇ બેઠા એટલે જન્મ સફળ થયો, સૃષ્ટિવિરૂદ્ધ તેમનાથી પણ જવાતું નથી. આપણેજ છેક પરાક્રમશૂન્ય છીએ, એમ માનવાનું કશુંએ કારણ નથી. બીજા કેટલાકના મત પ્રમાણે યુરોપીયનોનો સુધારો તેમના ધર્મમાં રહેલા કાંઈક વિશેષ ગુણને લીધે થએલો છે. ખ્રીસ્તી ધર્મનું જૂનું અને નવું, સુધરેલું અને ન સુધરેલું, એવાં બન્ને સ્વરૂપ હાલ આપણને જણાય છે. આધુનિક ખ્રીસ્તીધર્મમાં અને આપણા ધર્મમાં શો ભેદ છે? ભેદ એટલોજ કે ખ્રીસ્તીલોકોમાં વ્યવહારિક ધર્મબંધન બહુ થોડાં છે—સમૂળગાં નથી એમ કહીએ તોપણ ચાલે. ભાવે ને ફાવે તે ખા, રૂચે તે પી, ગોઠે ત્યાં જા, ગમે તે ધંધો કર, ચહાય તેની સાથે લગ્ન કર, અર્થાત્ જોઇએ તે માર્ગે ફાવે તે પ્રકારે આયુષ્ય ક્રમણ કર; ધર્મની તેને કશીએ હરકત નહીં. ફક્ત થોડાં ધર્મતત્વપર પોતાને શ્રદ્ધા છે, એવું દુનિયાને દેખાડયું, એટલે તે ખ્રીસ્તી બન્યો. તેની શ્રદ્ધા અને સંસારવ્યવહારને કશો સંબંધ નથી, એથી કરીને મૂળમાંથીજ દરેક માણસનામાં વિલક્ષણ સ્વાતંત્ર્ય વસ્યું છે. વ્યક્તિસ્વાતંત્ર્ય, વિચારસ્વાતંત્ર્ય ઇત્યાદિ તેનાં નામાભિમાન છે. તેથી કરીને મરજીમાં આવે તે કાર્ય કરી, પોતાનો ઐહિક સુધારો કરવામાં તેમને કદી અડચણ નથી આવી. આધુનિક સુધારાની આ પ્રમાણે એ દેશમાં ફતેહ થઇ શકી. ખ્રીસ્તી ધર્મ આ

પ્રમાણે આટલો બધો આકુંચિત થએલો છે, તોપણ હજુ તેને મુઠ્ઠીમાં સમાઈ રહે એવો બનાવી, પોતાનું સ્વાતંત્ર્ય વધારવાની તેના અનુયાયીઓની ખટપટ ચાલુજ છે. આવીજ ખટપટ આપણે પણ એજ યુરોપીયન સુધારો આપણે ત્યાં દાખલ કરવા સારૂ કરવીજ પડવાની, વ્યવહારમાર્ગમાં ને આપણા ધર્મમાં જે પ્રમાણમાં બંધનો છે, તે પ્રમાણમાં તેઓને તોડવાને કાળ અને મહેનત લાગવાનાં. આપણો સુધારો મંદ તેનું કારણ તો આજ-બીજું કાંઇ નહિ. આવી રીતે ભિન્ન ભિન્ન અભિપ્રાય છે. સુધારકંમન્યોનુ એક વાતમાં તો ઐકયજ છે, ત્યાં સાથી ગરીબ બિચારા જૂની ઢબના આસ્તિક હિન્દુજનસમાજને ગમે તે પ્રકારે નિન્દવો, હલકો પાડવો તથા કાંઇને કાંઈ પણ છિદ્ર શોધી કાઢી નાહક તેને સપડાવી ધાક બતાવવો, તથા એવી રીતે પોતાનું પોત પ્રકાશવું. આવી પરિસ્થિતિમાં પરદેશગમનના કેટલા બધા અનહદ ફાયદા છે ( ! ) તેનો કોણ ઇન્કાર કરી શકે તેમ છે ?

प्रसन्न.

# वर्णव्यवस्था—जाति जन्मथी छे के गुणकर्मथी ?

જે વર્ણવ્યવસ્થા પર હું બોલનાર છું, તે સંબંધી હાલમાં કેવી કેવી ગપો ચાલી રહી છે-તે આપને અજાણ્યું નથી. સૃષ્ટિના આરંભકાળથી માંડીને અદ્યાપિપર્યંત જે વર્ણવ્યવસ્થા ગુણકર્મ સ્વભાવ (જન્મ) ઉપર રિંગતરંગિણી ભગવતી ભાગીરથીના અવિરલ પ્રવાહની પેઠે ચાલીજ આવી છે, તેનું વાસ્તવિક સ્વરૂપ બદલવાને માટે આજ બાસુપાર્ટીના નાસ્તિક આર્યસમાજી માથાફોડ કરી પ્રયત્ન કરે છે. કોઇ કહે છે કે વર્ણવ્યવસ્થા તો ફક્ત ટકા-પૈસા કમાવાને માટે બનાવેલી છે, ત્યારે કોઇ કહે છે કે વર્ણવ્યવસ્થા તો કેવલ ગુણકર્મ પરજ માનવી જોઇએ-જન્મની કંઇ જરૂર નથી; વગેરે......આમ ફાવ્યું તેમ કહેવાનું પ્રયોજન એ છે, કે વર્ણવ્યવસ્થાની ખટપટ ને ઝગડા મટી જાય, તો પછી પોતાના મનમાન્યા વિચારોનો પ્રયત્નપૂર્વક પ્રચાર કરવામાં સુલભતા થાય, મદ્ય માંસ મૈથુન-વ્યભિચારનો યથેચ્છ રૂચે તેમ પ્રચાર થાય, સ્ત્રિયો સ્વૈરિણી-સ્વેચ્છાચારી-સ્વચ્છંદી ને દુષ્ટ થતાં વર્ણસંકરતાની અબાધ્ય વૃદ્ધિ થાય; એવા નીચ-પતિત વિચારોના પ્રચારમાં કંઇક વધી વંઠી વટલી ગયેલા, આચારવિભ્રષ્ટ, સ્વેચ્છાચારી, વેદનિન્દક, નાસ્તિક લોકો લાગી ગયેલા હાલમાં જ્યાંત્યાં નજરે પડે છે. તેમની આ અનધિકાર ચેષ્ટા અને પ્રવૃત્તિ રોકવી, એજ હાલમાં આપણું પરમ કર્ત્તવ્ય છે. એટલા માટે ઉંડા ઉતરી ગંભીર હકીકતો સાથે આજે હું આ વિષયની આલોચના કરૂં છું. આ સંબંધમાં શંકા હોય, તેમણે વ્યાખ્યાન પુરૂં થઇ ગયા પછી મને બેલાશક પૂછવું.

**શરીરનું અસ્તિત્વ**—શરીર શું છે-માતાપિતાના રજવીર્યપર એનો આધાર છે, રજવીર્યનું અસ્તિત્વ એમાંથી કાઢી લેવામાં આવે તો શરીર કંઇ નથી, ગર્ભાશયમાં વીર્યની સાથે સાથે માતાપિતાના સંસ્કારો લઇ જીવ પ્રવિષ્ટ થાય છે. રજવીર્યની સાથે આવવાને લીધેજ એ સંસ્કાર સ્વભાવમાં પરિણત થઇ જાય છે. ગુણકર્મ ચિત્રના જેવાં છે અને સ્વભાવ અથવા જન્મ ભીંતના સમાન છે; ભીંત વગર ચિત્ર ચિતરી શકાતું નથી, તેમ શરીરનાં જન્મ-સ્વભાવ વિના ગુણકર્મ રહી શકતાં નથી. કેમકે ગુણ સર્વદા દ્રવ્યમાં રહ્યા કરે છે, અને કર્મ જાતે જડ છે તે કર્તા વિના નથી થતું, એ ન્યાયનો નિયમ છે.

**જાતિ અને જાતિભેદ**—વૈદિક સિદ્ધાન્તાનુસાર, યજુર્વેદના ત્રીસમા અધ્યાયમાં બ્રાહ્મણાદિ જાતિભેદ વર્ણવેલા છે, અને મનુસ્મૃતિના દશમા અધ્યાયમાં પણ તેને અનુમોદન છે. સ્વામી દયાનંદે આર્યોદ્દેશ્યરત્નમાલામાં નંબર ૩૮ પર જાતિ ઇશ્વરકૃત માની છે, સત્યાર્થપ્રકાશના ૩૯૮ મે પાને પણ જાતિભેદ ઇશ્વરકૃત માનેલો છે; જાતિ અને જાતિભેદ બને ઇશ્વરકૃત છે, ત્યારે એક જન્મમાં જાતિ બદલાઇ જવી એ સ્વામીજીના સિદ્ધાંતથી પણ વિરૂદ્ધ છે.

**વર્ણપરિવર્તન**—વિષયમાં આર્યસમાજ વિશ્વામિત્રનું ઉદાહરણ આપે છે; પરંતુ વેદમાં કોઇપણ જગાએ વર્ણપરિવર્તનનો સિદ્ધાન્ત માનવામાં આવ્યો નથી, વર્ણપરિવર્તન વૈદિક હોત, તો વેદના કોઇ મંત્રમાં એનું વર્ણન અવશ્ય હોત, તે નથી; એટલા માટે એ સિદ્ધાંત અવૈદિક છે. વાલ્મીકીય રામાયણમાં દશહજાર વર્ષ સુધી તપ કર્યા પછી વિશ્વામિત્ર બ્રહ્મર્ષિ થયાનું લખ્યું છે. અને વેદમાં પણ સહસ્રાયુઃ (૧૭ ૧૧ ૨૭) પદ આવવાથી એટલાં વર્ષ સુધી જીવનનો સંભવ છે; પણ આર્યસમાજ આને અસંભવ માને છે. જે તપને આધારે વર્ણપરિવર્તન માનવામાં આવેલ છે, તેને નહિ માનવાથી પરિવર્તનનો સંભવ નથી; એથી કરીને અન્યોન્યાશ્રયદોષથી આર્યસમાજ આ વિષયમાં નિરૂત્તર છે.

**વેદમાં જન્મની પ્રધાનતા**—સૃષ્ટિના આરંભમાં પહેલાં જન્મ થતાંજ તેનું બ્રાહ્મણાદિ નામ રાખવામાં આવેલ છે, એમ ના હોત તો સૃષ્ટિના આરંભમાં બ્રાહ્મણાદિ જાતિભેદના પ્રસંગનું વર્ણન વેદ કેમ કરત ? જન્મથી વેદ ભણવા અસંભવ છે કહી વેદ ભણવા એજ બ્રાહ્મણત્વનું કેવલ કારણ માનવામાં આવે, તો ક્ષત્રિય વૈશ્યમાં અતિવ્યાપ્તિદોષ આવે છે, કેમકે વેદ ભણવા એમને માટે પણ નિયત છે. એટલા માટે વેદ ભણવાથી બ્રાહ્મણ થઇ જવું—એ સરાસર ગલત સાવ નરાતાર જૂઠું છે. વેદના અનેક મંત્રોમાં દ્વિજ અને દ્વિજન્મા પદ આવે છે, જે જન્મની પ્રધાનતા બતલાવે છે. વેદ કર્મની મુખ્યતા માનતા હોત, તો દ્વિકર્મા પદ પણ કહીં આવવું જોઇતું હતું, જે કોઇ વેદમાં નથી આવ્યું.

**ગુણ અને કર્મ**—શરીરમાં ગુણ અને દોષ બે રહે છે, વિદ્યાઆદિ ગુણ અને શૌર્ય આદિ કર્મના યોગાયોગથી સંસારમાં ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ભેદ પ્રત્યેક જાતિમાં વિદ્યમાન રહે છે. ગુણ સ્વભાવ જન્મથી હોય છે, એટલા માટે ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—'સ્વભાવ પ્રભવૈર્ગુણૈઃ।' સ્વભાવ ગુણ નથી પણ દ્રવ્ય છે, ગુણની અંદર જ સ્વભાવનો સમાવેશ થઇ જતો હોત, તો ગુણ કર્મ અને સ્વભાવ એ ત્રણ જુદાં જુદાં શા માટે કહેવામાં આવત.

**સ્વભાવ શું છે ?**—સ્વભાવ એક અવિનાશી દ્રવ્ય છે, એવું સાંખ્યદર્શનમાં આવે છે. સ્વભાવ શબ્દમાં બે પદ જોડાયલાં છે, સ્વ અને ભાવ એ બેમાં સ્વનો અર્થ પાણિનિએ સ્વતન્ત્રઃ કર્ત્તા, સ્વમસ્તિ ઘન્યાસ્વાયામ્ । એ બે સૂત્રોમાં આત્મા કર્યો છે. અને ( આત્મા વૈ પુત્રનામાસિ ૧, આત્મા વૈ જાયતે પુત્રઃ ૨) ઇત્યાદિ વૈદિક પ્રમાણોથી આત્માનો અર્થ શરીર થાય છે. ભાવ શબ્દ અસ્તિત્વનું બોધન કરાવે છે, એટલા માટે શરીરનું અસ્તિત્વ એજ સ્વભાવનો અર્થ છે. જે લોકો સ્વભાવનો અર્થ આદત કરે છે, તે તેમની ભૂલ છે, અને સ્વામી દયાનંદે પણ કહીં એવું નથી માન્યું. સ્વભાવ નિત્ય છે; એ સ્વામીજીએ આર્યોદ્દેશ્યરત્નમાલાના નંબર ૭૮ માં માન્યું છે. ભલે પાણીને ચહાય તેટલું ગરમ કરવામાં આવે, પરંતુ તેમાં આગ ઓલવવાની શક્તિ તો રહે છે જ, એ એનું ઉદાહરણ છે. સાપ નોલીયાને કાગડા, અને ઘુવડને, ઉંદર બિલાડીને અને સિંહ હાથીને વેર સ્વાભાવિક હોય છે; એ સર્વ કોઇ માને છે.

**આર્ય અને અનાર્ય**—ઋગ્વેદના ૧૧૩૩૧૭ મંત્રમાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈસ્ય એ ત્રણ જાતિયોને આર્ય માની છે, એ વાત સત્યાર્થપ્રકાશના ૨૭૬મે પાને સ્વામીજી દયાનંદે પણ માની છે. શૂદ્રને બંનેએ અનાર્ય માન્યા છે, અને વર્ણસંકરોને 'અરણ' શબ્દથી સબોધ્યા છે આજકાલ આર્યસમાજમાં જઇ બે આના ચન્દા-ફી આપી જે સંકર પોતાને આર્ય કહી સર્વ સાધારણને છેતરી-ધીકો દેઇ યેનકેન પ્રકારેણ બીજાને ધર્મભ્રષ્ટ કરે છે, એમના હાથનું અન્નજલ લેવું, દ્વિજો ( બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈસ્ય )ને માટે મહાપાપ છે. અથર્વવેદના ૧૨૩૧૨૨ મંત્રમાં यद्वा दासी आर्द्रे हस्तासमक्त उलूखलं मुसलं शुम्भताप:। કહેલુ છે, એટલે ધર્મશાસ્ત્રની પરિભાષામાં નાઇ (હજામ), ધીમર એ બેજ શૂદ્ર દાસક છે, એ બે સિવાય બધા સંકર છે. વેદ તો દ્વિજોને શૂદ્રોના હાથથી એટલે સુધી બચાવે છે કેઃ-જો ભીના હાથે દાસીએ જડ પદાર્થ ખાંડણીયા અને મૂશલને પણ સ્પર્શ કર્યો હોય, તો દ્વિજોએ પાણીથી પાછુ એ ધોઇ લેવું જોઇએ. ક્યાં એ વૈદિક પવિત્રતા-શૌચ, અને ક્યાં આજકાલના યથેચ્છ આહારીવિહારીનું સઘના હાથનું ખુશીથી બેધડક ખાવું પીવું ? ! એ બેમાં ભારે અતર છે. ઇશ્વર એ અનાચારથી આપણને બચાવે.

**વેદ અને વર્ણસંકર**—વેદમા ચારે વર્ણોનુ નામ આવે છે, ત્યાં વર્ણસંકરોનુ નામ પણ આવે છે. જેવા કે સૂત, શૈલૂષ, કિરાત, માગધ; વગેરે વગેરે......યજુર્વેદના ત્રીસમા અધ્યાયમા એનું વિસ્તારપૂર્વક વર્ણન મળે છે. સ્વામી દયાનન્દે પોતાના પત્રવ્યવહારમાં અમ્બષ્ઠ જાતિને પણ સંકીર્ણ વર્ગમાંજ લખી છે, ઇચ્છા હોય તેમણે ૩૮૫ મે પાને જોઇ લેવું..યજુર્વેદના સોળમા અધ્યાયમાં ( नमः क्षत्तृभ्यः ) આ મંત્રનું ભાષ્ય કરતાં દયાનંદે ક્ષત્‌ જાતિને પણ આ કોટિમાં ગણી છે. એ સર્વ સંકરોનું બીજ યજુર્વેદના ( शूद्रोयदर्यौजार: ) મંત્રમાં વિદ્યમાન છે વૈશ્યની સ્ત્રી સાથે શૂદ્ર વ્યભિચાર કરે છે, ત્યારે તેમાંથી આયોગવ નામક વર્ણસંકર પેદા થાય છે. કેવલ કર્મ પર જાતિ માનનારાએ જરા એ વૈદિક વાતો પર પણ ધ્યાન આપવુ. વેદ જાતિ જન્મ પર માને છે, કર્મ પર નહિ, તેથી જન્મથી જ જાતિ વેદાનુકૂલ ઠરે છે.

**શું વેદ શૂદ્રોને મારે છે ?** વેદમાં જ લખ્યુ છે કે વેદ ભણવાનો અધિકાર દ્વિજોને છે, શૂદ્રોને વેદ ભણવાનો અધિકાર નથી. ઇચ્છા હોય તેમણે અથર્વવેદ કાંડ ૧૯ સૂક્ત ૭૧ મંત્ર ૧, જોઇ લેવો. એમાં સ્પષ્ટ રીતે द्विजानां પદ પડેલુ છે. સર્વત્ર દ્વિજ શબ્દથી બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈસ્ય એ ત્રણનું જ ગ્રહણ થાય છે, એ ત્રિવર્ણને માટે જ ઉપનયન અને વેદારંભ લખ્યા છે. યજ્ઞોપવીત વિના દ્વિજ નથી થતો, અને એ યજ્ઞોપવીતનું વિધાન ધર્મગ્રંથોમા ત્રણને માટે આવે છે જો શૂદ્રોને ગાયત્રી સુદ્ધાંનો અધિકાર નથી, તે વેદ કેવી રીતે ભણી શકે, એનો સહુએ વિચાર કરી લેવો જોઇએ છે.

**મૂર્ખ અને શૂદ્ર**-સ્વામી દયાનંદે શૂદ્ર જાતિ નહિ માનતા મૂર્ખને શૂદ્ર લખ્યા છે, પણ એ સંબધી કઇ પ્રમાણ તો આપ્યુ નથી, ત્યારે પ્રમાણશૂન્ય વાત માનવી એ તો મૂર્ખનું કામ છે, વિદ્વાનનુ નથી. અથર્વવેદના ( ૧૨૩૫૧૨૨ ) મંત્રમાં જે અભણ બ્રાહ્મણ છે, તેને પણ જન્મને આધારે બ્રાહ્મણ માન્યા છે. પતંજલિ પણ વિદ્યા અને તપ નહિ હોવા છતાં કેવલ જન્મનો આધાર લેઇ મૂર્ખને બ્રાહ્મણ માની ચૂક્યા છે. સ્વામી દયાનંદે ન માલુમ એવી નિરર્ગલ વાત પંડિત થઇને કેમ લખી, એ હજુ સુધી મારી સમજમાં નથી આવ્યું

આર્યસમાજ અને શૂદ્ર—સૃષ્ટિના આરંભકાલથી માંડીને અત્યાર સુધી જે શૂદ્રજાતિએ દ્વિજોની અનન્ય-ભાવે સેવા કરી; તેનું આર્યસમાજે બીજ નાશ કરી દીધું છે ! આર્યસમાજમાં તમને કોઇ શૂદ્ર દેખાશે જ નહિ, જેમને જુઓ તે સર્વો વર્મા બની જઇ દ્વિજોમાં ભ્રષ્ટતા ફેલાવવા કાજે જ એમાં દાખલ થાય છે; વાસ્તવમાં આર્યસમાજનું એ કાર્ય દ્વિજોને નીચ બનાવવા માટે છે. આર્યસમાજમાં નીચ ઉન્નત-ઉચ્ચ તો નથી થતા, પણ ઉન્નતોને નીચ બનાવવાનો જ એ સઘળો પ્રસ્તાર-પસારો કરેલો છે. આર્યસમાજની બહિરંગ પરીક્ષા સઉને માટે સુગમ છે, પણ અંતરંગ પરીક્ષા સર્વ કોઇ કરી શકતા નથી; એથી કરીને કંઇક સજ્જનો ગેરસમજથી આવી એના ફંદામાં ફસાઇ પડ્યા છે, અને ભિક્ષુકમિન્યાયે પોતાનું જીવન વૃથા ગાળે છે;

**યથેમાં વાચં અને સ્વામીજી**—સ્વામી દયાનંદે પોતાનું બધું જોર કાઢી (યથેમાંવાચં ) મંત્રમાં આવેલા जनेभ्यः પદથી મનુષ્ય માત્રને વેદ ભણવાનો અધિકાર ઇશ્વરના તરફથી અપાયો છે. પરંતુ આ મંત્રનો વાસ્તવિક અર્થ નહિ જાણતાં એ સઘળી જંજાળ ફેલાવી છે. વાસ્તવમાં આ મંત્રનો અર્થ બીજો છે, અને સમાજીઓ સમજ્યા છે કંઇ ઓર! અસલમાં-મૂળમાં એ મંત્ર કર્તૃગુપ્ત છે, કર્તૃપદ આમાં ગુપ્ત હોવાથી અલ્પજ્ઞોએ जनेभ्यः પદ ચતુર્થ્યન્ત માની મનુષ્ય માત્રને વેદ ભણવાનો અધિકાર આપ્યો છે; પરંતુ એ ચતુર્થ્યન્ત નથી પણ પ્રથમાન્ત છે. ( जनेषु, मनुष्येषु इभ्यः पूज्यः जनेभ्यः ) इभ्य आढ्यो धनी स्वामीत्यमरः । મનુષ્યોમાં જે પૂજનીય હોય છે, એમને जनेभ्यः કહે છે. આ અર્થ જાણવાથી એ મંત્ર ઇશ્વરની તરફથી નહિ, પણ રાજાની તરફથી પ્રજાને માટે પ્રયુક્ત થાય છે.

**યજ્ઞોપવીતનું ઉપહાસ.** આજકાલ કેટલાક વસકેલા ને ભ્રાન્ત સમાજી યજ્ઞોપવીતને દાખલો-ફાર્મ બતલાવી વૈદિકમર્યાદાની અવહેલના કરે છે, પણ વૈદિકમર્યાદામાં એવું માનવામાં આવતું નથી. દ્વિજોમાં યજ્ઞોપવીત એક મુખ્ય સંસ્કાર છે, શૂદ્રોને આનો અધિકાર નથી તો પછી દાખલો ફાર્મ કેવાં? દ્વિજકુલોત્પન્ન બાલકોને ઉપનયન સંસ્કાર થાય છે-જનોઇ અપાય છે, ઉપવીત આપ્યા પછી એને એક વૈદિક ઓતાનું વાહન કરનાર માનવામાં આવે છે. જેઓ જનોઇને ચપરાસ-પટો-પટ્ટાનો બતાવી એને ગૌણ-સામાન્ય સમજે છે માને છે, તો અવશ્યે એમના રજવીર્યમાં સાંકર્ય દોષ આવી ગયેલો હોવો જોઇએ.

**આર્યસમાજમાં "અસવર્ણ" વિવાહ.** વર્ણસંકરતા ફેલાવવી હોય છે, તેઓ પહેલાં તો વિવાહસંસ્થા, લગ્નરિવાજ અને વ્યવસ્થા બગાડી નાંખે છે; વિવાહવ્યવસ્થા બગડતાં સંકરતા થઇજ જાય છે. વેદ અને મનુસ્મૃતિમાં વિવાહનાં વિધાન છે, સૌએ પોતપોતાની વર્ણ-જાતિમાં લગ્ન કરવું જોઇએ, પરન્તુ આર્યસમાજ છુટથી આ પ્રથા બગાડી રહી છે-ગાળાગોટા વાળે છે ખત્રી અને કાયસ્થ બ્રાહ્મણની કન્યા લેવા ચહાય છે, પરંતુ પોતાની કન્યા મુસલમાન અને હજામને નથી આપતા! અન્યાય તો જુઓ!! આ બાબત એક બે ઉદાહરણ આપીએ છીએ. લાલા મુન્શીરામે બ્રાહ્મણજાતિ સાથે દ્વેષ રાખી સુમિત્રાદેવીનો લગ્ન સંબંધ ગુરુદત્તામલ અરોડે સાથે તો કરાવી દીધો, પણ ધર્મપાલ ( અબ્દુલગફુર )નો સુનીતિ સાથે લગ્ન સંબંધ કર્યો, ત્યારે લાલાજીએજ તેમાં ફાચર મારી. લાહોરના કૃષ્ણની દીકરીનો કર્મચન્દ નાઇ સાથે સંબંધ મળે છે ખરો, પરંતુ લાલાજી હજામ સાથેનો એ લગ્ન

સંબંધ નથી થવા દેતા! એ વિષેનું એક ટ્રેક્ટ એ કર્મચન્દ નાથએ ઉર્દૂમાં છપાવ્યું છે," ઇચ્છા હોય તેમણે લાહોરથી મંગાવી લેઇ વાંચવું. એ સર્વ કાર્ય હરકોઇ પ્રકારે બ્રાહ્મણોને નીચા દેખાડવા કાજે આર્યસમાજ કર્યા કરે છે, જેનું ભવિષ્ય અત્યન્ત ભયંકર છે.

**ઋષિયોપર કલંક.** આર્યસમાજ હાલમાં ઋષિયોને કલંકિત કરવામાં પ્રવૃત્ત થઇ છે, જેમને જોવું હોય તે જોઇ લે! આનું પ્રથમ દૃષ્ટાન્ત વાલ્મીકિજી છે. રામાયણ ઉત્તરકાંડ સમાપ્ત થવા પહેલાંના ૨-૩ શ્લોકમાં વાલ્મીકિને પ્રાચેતસ કહેલા છે, પ્રચેતાના પુત્ર પ્રાચેતસ હોય છે પ્રચેતા બ્રાહ્મણ હતો, એનો પુત્ર વાલ્મીકિ બચપણથી ભીલો સાથે રહ્યો, એથી કરી લૂટારો થઇ ગયો, પછી ઋષિયોના ઉપદેશથી એણે એ ભીલકર્મ છોડી દીધા, એટલા માટે કે એ જન્મનો બ્રાહ્મણ હતો. છતાં આર્યસમાજ આદિકવિ મહર્ષિ વાલ્મીકિને ચાંડાલ કહ્યા કરે છે; એ ઘણી શરમની વાત છે, ઋષિનિંદાનું મહાપાપ આર્યસમાજનું શું એ અનિષ્ટ કરશે! गणिकागर्भ संभूतो, वसिष्ठश्च महामुनिः। આ કોઇકનું પ્રક્ષિપ્ત પ્રમાણ આપી વસિષ્ઠને વેશ્યાપુત્ર કહેવામાં આવ્યા છે, એ પણ પ્રમાણરહિત હોવાથી ખોટું છે. મહાભારતથી મનુસ્મૃતિ અતિ પ્રાચીન ગ્રન્થ છે, કૃપયા એ મનુસ્મૃતિના પ્રથમાધ્યાયનો ૩૫ મોશ્લોક જુઓ, ત્યાં વસિષ્ઠને બ્રહ્માના અષ્ટમ પુત્ર કહ્યા છે. આટલુ છતાં એ નફ્ટ નિર્લજ્જોને તદ્દન ખોટી ને પ્રમાણરહિત વાત કહેતાં શરમ પણ નહિ આવતી હોય કે અમે કોને માટે શું કહ્યા કરીએ છીએ!! બ્રહ્માની પાસે કયી વેશ્યા સુવા જતી હતી, એનું નામ ધામ શું હતું?, વસિષ્ઠ એનો પહેલો પુત્ર થયો કે બીજો? આ વાતનો મનુસ્મૃતિમાં તો પતો પણ નથી, કેવલ પોતાની વર્ણસંકરતાનો પૂર્ણ પરિચય આપવા માટેજ આર્યસમાજી જ્યાં ત્યાં આવું ઢંગધડા વગરનું બકતા ફરે છે.

સત્યકામ જાબાલ બ્રાહ્મણ પુત્ર હતો, તેની માતા પણ બ્રાહ્મણી હતી. આ વાતનો નિશ્ચય નહોતો થયો, ત્યાં સુધી આચાર્યે તેને યજ્ઞોપવીત નહોતું આપ્યુ; એ કથા છાંદોગ્યમાં પ્રસિદ્ધ છે. બ્રાહ્મણ માની ઉપવીત આપવામાં આવ્યું, તેવા સત્યકામ જાબાલને આર્યસમાજ વેશ્યાપુત્ર કહી બદનામ કરે છે. ભગવાન શ્રીશંકરે અને એમના શિષ્યોએ પણ પોતપોતાનાં ભાષ્યોમાં જાબાલને બ્રાહ્મણ લખ્યો છે. શંકરનો સમય વર્તમાનકાળથી લગભગ ૩૦૦૦ વર્ષ પુરાનો-જુનો-પ્રાચીન છે, એટલા માટે આ વિષયમાં એમની વાત સર્વાંશ માનવા લાયક છે. પ્રાચીન સમયના વિદ્વાનો બનતા સુધી પોતાના પૂર્વજોને નિર્દોષ સિદ્ધ કરતા હતા, ત્યારે વર્તમાન સમયના આર્યસમાજી તો પોતાના પૂર્વજોને વર્ણસંકર સિદ્ધ કરવામાં સિદ્ધહસ્ત-કુશળ છે, આ પણ એક ગુપ્ત રહસ્ય છે. આર્યસમાજ પોતાના પૂર્વજોને એટલા માટે વર્ણસંકર બનાવવા મથે છે ને કહે છે, કે તે તેમનાં દૃષ્ટાંત આપી વર્તમાન સમયમાં પણ વર્ણસંકર બનાવવા માટે સચેષ્ટ રહે, આર્યસમાજની આ જઘન્યતા ને નફટાઇ પર અમને ઘણો ભારે ખેદ થાય છે.

**બ્રાહ્મણજાતિ અને પુરાણ.** બ્રાહ્મણજાતિના શત્રુઓએ બ્રાહ્મણોની સાથે હાલમાં જ નહિ પણ પહેલાંથી જ દુષ્ટ વ્યવહાર કરવા માંડ્યો હતો, એમને લાગ ફાવ્યો ત્યારે ત્યારે તેમણે નવા શ્લોકો રચી પુરાણોમાં મેળવી દીધા; આ કાર્યમાં બૌદ્ધ અને જૈનોએ સહુથી વધારે ભાગ લીધો છે. કેટલાક બ્રાહ્મણોના ઇતિહાસ જ લુપ્ત કરી દીધા છે, જે પરશુરામે એકવીસવાર ક્ષત્રિયોને મારી પછાડ્યા ને દિગ્વિજય કર્યો, તેમના ઇતિહાસનો આજ પતો

પણ નથી. પ્રાચીન ઇતિહાસમાં જ્યાં જુઓ ત્યાં બીજાને નહિ, પણ બ્રાહ્મણજાતિને જ બદનામ કર્યા છે. બ્રાહ્મણવિરોધિયોએ ગૌતમ ઋષિની પત્ની અહલ્યાપર વ્યભિચાર કરવાનું પાપ લગાડયું, હનુમાનને વાનર પુત્ર બનાવી દીધા, રાવણને રાક્ષસ બનાવી બદનામ કર્યો, વસિષ્ટને વેશ્યાપુત્ર બનાવ્યા, જાબાલની માતાને વ્યભિચારિણી બનાવી, પારાશરને ચાંડાલી પુત્ર કરી દીધા; ક્યાં સુધી ગણાવીએ! જ્યાં જુઓ ત્યાં એવા જ અત્યાચાર કર્યો છે. મારી અનુમતિમાં તો બે જ વાતો આવે છે, કાંતો એ કાર્ય બ્રાહ્મણના શત્રુઓનું છે, અથવા તો વાલ્મીકિ અને વ્યાસને એ વખતના ક્ષત્રિયોએ ઉકોચ ( લાલચ-લાંચ ) આપી એવાં કામ કરાવ્યાં છે.* રામચંદ્રમાં જે બલ હતું તે પરશુરામે આપેલા ધનુષ્યનું હતું, રામચન્દ્ર પાસે એ ધનુષ્ય નહોત તો અજેય રાવણ પર વિજય થવો અસંભવ હતું; એ બધું પરશુરામની કૃપાનું જ ફળ છે. અર્જુન પાસેનું ગાંડીવ ધનુષ્ય અગ્નિદેવે આપેલું હતું, અને અગ્નિદેવે ગાંડીવ પાછું લીધું, ત્યારે એ જ બાણાવળી અર્જુનને કાબાઓએ લૂટી લીધો. એટલે કે અર્જુનમાં જે પ્રતાપ હતો તે બ્રાહ્મણ અગ્નિદેવનો જ આપેલો હતો. શ્રીકૃષ્ણચન્દ્રજી બડા ચતુર અને નીતિનિપુણ જ્ઞાની હતા, તેથી જ તેમણે પહેલેથી જ બ્રાહ્મણોના પગ ધોવાની સેવા સ્વીકારી લીધી, જેનું ફલ આજ પ્રત્યક્ષ છે. કહેવાની મતલબ માત્ર એજ છે કે પુરાણોમાં જ્યાં જ્યાં બ્રાહ્મણોની નિન્દા જણાય છે, ત્યાં ત્યાં બ્રાહ્મણજાતિના વિરોધિયોએ પોતાનું કામ કાઢી લીધું છે-એવું સૌએ સમજી લેવું જોઇએ.

**બ્રાહ્મણજાતિ અને આર્યસમાજ.** બ્રાહ્મણજાતિના શત્રુ ૧૫-૨૦ વર્ષથી આર્યસમાજમાં પોતાનું કામ કરી રહ્યા છે. હજુ પણ બ્રાહ્મણો નહિ ચેતે, તો આર્યસમાજ બ્રાહ્મણજાતિના ઇતિહાસનો નાશ કરી દેશે, અને હાલ કરી પણ રહ્યા છે. લાલા મુન્શીરામ, બાબુ ઘાસીરામ, લાલા નારાયણપ્રસાદ, બાબુ ગંગાપ્રસાદ એ બધા બ્રાહ્મણવંશના કટ્ટર વિરોધી ને અનન્ય દ્રોહી છે. લાલા મુન્શીરામે તો "બ્રાહ્મણ કદી કોઇ ના થયા નથી" એવું લખી પણ દીધું છે. બાબુ ઘાસીરામે બ્રાહ્મણોને "Dog in the manger" ખીડમાંના કૂતરા લખ્યા છે. હમણાં હાલમાં જ લાહોરમાં અર બજારમાં આર્યસમાજના એક અધિકારીએ એક બ્રાહ્મણ ઉપદેશકને પોતાનાં જૂતાં-ખાસડાં ઉપાડવાનું કહ્યું છે; એટલું જ નહિ પણ કોઇ કોઇ છકેલા તો બ્રાહ્મણોને આસ્તીનના સાપ બતાવે છે, ત્યારે કોઈ કહે છે-કે એ સર્વે પોપ ઠગ બેઇમાન ને દગાબાજ છે. સદ્ધર્મપ્રચારકમાં લાલા મુન્શીરામે બ્રાહ્મણોને કસાઇ સુદ્ધાં લખ્યાં છે. આ તે કેવો જબ્બર બ્રાહ્મણોનો દ્રોહ અને કેવી ભારે બ્રહ્મનિન્દા, શું આ બધું વેદાનુકૂળ જ થાય છે ? !

**સન્તાનમાં રજોવીર્યની પ્રધાનતાજ** જોવામાં આવે છે, ગુણકર્મની નહિ. જાતિ ભોગ અને આયુષ્ય, એ સઘળું પૂર્વજન્મના કર્મફળથી મળે છે. પરિવર્તન ઇશ્વર કરે છે,

---

*આ એક ભ્રમ છે, વાલ્મીકિ અને વ્યાસ જેવા મહર્ષિ ઉકોચ લેઇ પોતાની જાતિના વિરૂદ્ધ કદાપિ લખી દે નહિ, અને પૂર્વકાળના ક્ષત્રિયો પણ એવા નહોતા, તે સદા બ્રાહ્મણભક્ત હતા. પુરાણોમાં એવી ઘણી કથાઓ છે, કે જેના આશય કંઇ ઓરજ છે. અનુસન્ધાન કરવાથી એમાં કોઇ વાત પ્રક્ષિપ્ત મળે તો સહુનું કર્તવ્ય છે કે એ માનવું, પણ અનુમાન અને કટાંગ ઉપરથી કોઇ કથા પ્રક્ષિપ્ત કહિ કહી ન શકાય. ઇન્દ્ર અહલ્યાની કથાનું બીજ તો વેદમાં પણ છે, આ કથામાંથી કંઇ ઉત્તમ આશય નિકલે છે. તંત્રી

મનુષ્યમાં એટલી શક્તિ નથી. મનુષ્યમાં એવી શક્તિ આવી જાત, તો સંસાર ટકી જ ન રહેત, કંઇનું કંઇ થઇ જાત. સૂર્ય દક્ષિણમાં ઉદય થાત, પથ્થર પર કમલ ખીલવા લાગત! પરંતુ બાપડા કરે શી કરામત ?! ઇશ્વરે બધું પોતાજ હાથમાં ને સ્વસત્તામાં રાખ્યું છે. મનુસ્મૃતિમાં સાત પેઢી-છોડીને અને એમાં પણ દશ પ્રકારનાં અંત્ય કુલ છોડી વિવાહ કરવાનું લખ્યું છે, તે કેમ ? સન્તાનમાં કુલની અસર ન આવતી હોત, તો આ વાત લખવાની જરૂર જ શી હતી ? આપણે રોજ સંસારમાં જોઇએ છીએ કે, અર્શ કુષ્ઠ અપસ્માર શ્વિત્રકુષ્ઠ વગેરે અનેક વંશજ રોગ સંતાનમાં અવશ્ય ઉતરી આવે છે. બુરા રોગ સંતાનનો પીછો નથી છોડતા, ત્યારે સારા સંસ્કાર પણ સંતાનમાં જરૂર આવવા જોઇએ અને આવે પણ છે; આમાં અદ્યાપિપર્યન્ત કોઇ પણ આસ્તિકને કદાપિ સદેહ થયો નથી અને થશે પણ નહિ

**સાદૃશ્ય—સરખામણી શું છે ?** એક બીજામાં ભેદ રહેવા છતાંપિ કંઇ વાતોમાં ઐક્ય મળતાપણું હોવું એ સાદૃશ્ય કહેવાય છે; જેમ ચન્દ્રમાના સાદૃશ્યમાં સ્ત્રીનું મુખ. એ પ્રકારે શૂદ્ર ઉત્તમ કર્મ કરવાથી દ્વિજોના સદૃશ બની જાય છે પરંતુ દ્વિજ નથી બનતો. બ્રાહ્મણ પણ શૂદ્ર જેવાં આચરણ કરવાથી શૂદ્ર તો નહિ પણ શૂદ્રના જેવો થઇ જાય છે. શૂદ્ર થવો જૂદી વાત છે અને શૂદ્રના સદૃશ થવો બીજી વાત છે. મનુસ્મૃતિમાં શૂદ્રતા બ્રાહ્મણતા, આદિ શબ્દ આવે છે ત્યાં આ સાદૃશ્ય ઉપસ્થિત થાય છે. ઉત્તમ આચરણથી નીચ ઉત્તમતાને અને નીચ આચરણથી ઉત્તમ નીચતાને ( જાતિ પરિવર્તન બાદ ) પ્રાપ્ત થઇ જાય છે. એટલા માટે આપસ્તંબના સૂત્રમાં जाति परिवृत्तौ એવો પાઠ આવે છે. જે અલ્પજ્ઞો એ બધી વાતો નહિ સમજતાં યથેચ્છ પ્રલાપ કરે છે, તેમની પાસે એ વાતોના ઉત્તર જ નથી. અહીં કંઇ સત્યાર્થપ્રકાશની હિન્દી કામ નથી આપતી !.

**બ્રાહ્મણનાં લક્ષણ.** પતંજલિએ મહાભાષ્યમાં ૨।૨।૬ સૂત્રનું વ્યાખ્યાન કરતાં, તપ વિદ્યા અને યોનિ એ ત્રણ જેનામાં વિદ્યમાન હોય એમને ઉત્તમ બ્રાહ્મણ લખ્યા છે. અને ૪।૧।૧૪૮ સૂત્રના ભાષ્યમાં પણ આ વાતનું અનુમોદન કરેલું છે. જેનામાં તપ વિદ્યા ન હોય તેને જાતિનો બ્રાહ્મણ માનવામાં આવ્યો છે, તે બ્રાહ્મણત્વથી ખાલી નથી. જે મૂર્ખ યોનિ શબ્દનો અર્થ દરજ્જો કરે છે, એની મૂર્ખાઇ પર અમને હસવું આવે છે, કેમકે આમાં કોઇ પ્રમાણ નથી. કોઇ કોઇ મૂર્ખા તો કહ્યા કરે છે કે, આત્માનો અર્થ શરીર કરશો તો શરીર બાળતાં બ્રહ્મહત્યાનું પાપ લાગી જવાનો ભય છે ! પણ એ મૂર્ખશેખરોને હજુ સુધી એ પણ ખ્યાલ નથી, કે શરીર શેનું નામ છે ? ન્યાયમાં चेष्टेन्द्रियार्थाश्रयः शरीरम् એ સૂત્ર છે—આનો અર્થ એ છે કે, જેમાં ચેષ્ટા હોય, ઇન્દ્રિયો પોતપોતાનું કામ કરતી હોય અને જે અર્થનો આશ્રય હોય; એને શરીર કહે છે. જીવ નિકલી ગયા પછી શરીરમાં એમાંનું કંઇ રહેતું નથી, કેવલ પિંડ—શબ માત્ર રહી જાય છે, એને ચહાય બાળો ફેંકી દો કે જલમાં વહેવરાવો, એમાં કંઇ પાપ નથી.

**એક ઋષિની આજ્ઞા.** મીમાંસાદર્શનના કર્તા મહર્ષિ જૈમિનીની એક આજ્ઞા છે, અને જેનો ઉલ્લેખ તેમણે પોતાના દર્શનમાં કરેલો છે. विरोधेत्वनपेक्ष्यं स्यादसति ह्यनुमानम् આ સૂત્રમાં કહ્યું છે કે:—વેદ જે વાતનો વિરોધ અથવા ખંડન કરતા હોય, એ વાત વેદને માનનારાએ નહિ માનવી જોઇયે; પરન્તુ વેદમાં જે વાતનો વિરોધ ન હોય એને વૈદિક હોવાનું અનુમાન કરવું-ધારવું જોઇએ. જન્મથી જાતિ વર્ણવ્યવસ્થા માનવાનું ખંડન વેદ કોઇ મંત્રમાં નથી કરતા, પ્રત્યુત સમય સમય પર એનું સમર્થન કરે છે, એટલા માટે

જન્મથી જાતિ—વર્ણવ્યવસ્થા માનવી એ વૈદિક છે; અને એ માનવું જ જોઇએ. જેઓ આ વાત નથી માનતા, તે કોઈ વેદમાંથી ગુણકર્મથી વર્ણવ્યવસ્થાપોષક કોઇ મંત્ર બતાવી આપે, ત્યારે તો તે પર વિચાર પણ કરી શકાય.

**મનુષ્યોના ભ્રમ.** કોઇ કોઇ અલ્પજ્ઞ **બ્રાહ્મણોऽस्यमुखं०** મંત્રથી સમાજમાં વર્ણવ્યવસ્થા સિદ્ધ કરવા લાગે છે, તેમની મૂર્ખતાપર અમને હસવું આવે છે. આ મંત્રના દેવતા પુરુષ છે, એટલા માટે તો આનું નામ જ **પુરૂષસૂક્ત** છે. આમાં આ વાતનું પ્રતિપાદન કરેલું છે કે બ્રાહ્મણજાતિને વિરાટ્નું અથવા પુરુષનું મુખ માનવું જોઇએ, પરંતુ બ્રાહ્મણ કોને કહેવા જોઇએ, બ્રાહ્મણનાં લક્ષણ શાં છે? આ વાતનું કંઇ પ્રતિપાદન આ મંત્રમાં નથી. એટલા માટે વર્ણવ્યવસ્થાના વિષયમાં આ મંત્રનું પ્રમાણ આપવું, એ તો કેવલ તેમની મૂર્ખતા જ બતાવી આપે છે. કોઇ કોઇ બુદ્ધિના શત્રુ **कारुरहं** મંત્રનું પ્રમાણ આ વિષયમાં આપી પોતાનું પ્રયોજન સિદ્ધ કરવા ચાહાય છે, પરન્તુ આ મંત્રનો દેવતા પ્રતિપાદનીય વિષય **પવમાન સોમ** છે, એનું આમાં વર્ણન છે; અને આનો અર્થ નિરુક્તકારે નિરુક્તમાં કર્યો છે, તે ઇચ્છા હોય તેમણે જોઇ લેવો જોઇયે.

**ઉપસંહાર.** સજ્જનો! આ વિષય ઘણો ગહન હોવા સાથે જ વિસ્તૃત પણ છે, તેથી થોડાક વખતમાં આનું પુરેપુરૂ વર્ણન કરવું અસંભવ છે. સનાઢ્ય મહામંડલના આ વાર્ષિક મહાધિવેશનમાં, મારા જાતીય ભાઇઓનો મારા પ્રત્યે જે કંઇ પ્રેમ છે, તેને ખાતર આ કથન મારા તરફથી પ્રેમોપહાર રૂપ છે. મારી હાર્દિક અભિલાષા છે, કે બ્રાહ્મણજાતિપર આજકાલ આર્યસમાજીઓ તરફથી જે મિથ્યા આક્ષેપ થઇ રહ્યા છે, તેનું ઘણા જોરથી નિરાકરણ કરવામાં આવે, આ વિષયના ઘણા વિચારો મારા મનમાં ભરાયલા છે. હવે તમે મારી વાતો સાંભળીને કંટાળી ગયા હશો, સમય પણ કંઇ વધારે થઇ ગયો છે, માટે સમય મળશે ત્યારે કદી ફરીથી આ વિષે વિવેચન કરીશ. ઇશ્વર મારા એ બાબતોને અનન્ય ભાવથી સ્વીકારો, અને ભારતવર્ષમાં બ્રાહ્મણોનો વિજય થાઓ.

ओरम् शान्तिः ३ ॥

**કવિરત્ન પંડિત અખિલાનન્દ શર્મા પાઠકે** વર્ણવ્યવસ્થાપર સનાઢ્યમહામંડલનાં વાર્ષિક મહાધિવેશનમાં આપેલું વ્યાખ્યાન, **બ્રાહ્મણસર્વસ્વ** (ઇટાવા) ભાગ ૧૪ અંક ૫, મે ૧૯૧૭ ને પાને ૧૮૪ મે છપાયું છે; તેને આધારે ઉપરોક્ત લેખ લખેલો છે. કવિરત્ન પં. અખિલાનંદ આર્યસમાજી ઉપદેશક છે, તેઓ વિદ્વાન હોઇ નિષ્પક્ષપાતપણે વેદનું અવલોકન કરે છે, અને તેથી તેમને જે વેદાનુસાર સમજાયું છે, તે કોઇની પણ તમા પરવાહ અને શરમ રાખ્યા વગર નિસ્પૃહતાથી સત્ય અને સ્પષ્ટ કહેતા જ રહે છે. તેથી 'સાંચકા ટટ્ટુ ચલને દો'ની માન્યતાવાળા આર્યસમાજીઓ કવિરત્નને માટે મહોતહા બકે છે, પણ તેથી ડરી ન જતાં કવિરત્ન પંડિત અખિલાનંદે વૈદિક "વર્ણવ્યવસ્થા અને અથર્વવેદાલોચન" વગેરે કંઇ પુસ્તકો લખી પ્રકટ કરી, ભ્રમવશ આર્યસમાજને વેદાનુકૂલ સમજી તેમાં સામેલ થયેલા હઠી દુરાગ્રહી નથી તેવાઓપર ઘણો સારો પ્રકાશ પાડયો છે. કવિરત્ન આર્યસમાજીઓની બ્રાહ્મણપાર્ટીના મહારથી છે, તેમના આર્યસમાજી ભાવ કેટલેક અંશે પલટાયા છે, તેથી લાગે છે કે તે જતે દહાડે ચુસ્ત સનાતની થઇ જશે ખરા.

**व्रजवल्लभमनमनगुप्त.**

# स्वीकार अने समालोचना.

**વૈષ્ણવધર્મપતાકા**—શ્રીમદ્ભલ્લભાચાર્યજી મહારાજના આશ્રય નીચે ગો. શ્રી દેવકીનંદનાચાર્યજી મહારાજના સ્મારકનિમિત્ત મુંબઈ-ચંદાવાડીથી સંપાદક પંડિત શ્રી માધવ શર્મા દ્વારા માર્ગશીર્ષ ૧૯૭૩થી પ્રગટ થતી માસિકપત્રિકાના વૈશાખ સુધીના અંક છ મળ્યા છે. તેમાં ચૈત્રનો પાંચમો વિશેષાંક-શ્રીમદ્દેવકીનંદનાચાર્યાંક હોઈ લગભગ ૭૫ પૃષ્ઠના આ અંકમાં આશરે દશ ચિત્રો તથા શ્રીમદ્દેવકીનન્દનાચાર્યજી મહારાજના વચનામૃતો, ધર્મસંબંધી ઉદાર વિચારો, મહારાજ સાથેના પ્રસંગો, તેઓશ્રીનો સ્વજ્ઞાતિપ્રેમ ને તેની ઉન્નતિ માટે અભિલાષાઓ, ગુણ વર્ણનમ્, ચરિતમ્, સ્મારકો, ભરતપુર રાજ્ય સાથે સંબંધ, સમ્માનપત્રમ્ વગેરે શ્રીમદ્દેવકીનન્દનાચાર્યજી સંબંધી વિવિધ સુપ્રસિદ્ધ લેખકોએ લખેલા ૨૧ વિષયો તથા તેમનાં જૂદાજૂદા પ્રસંગના પાંચ છાયા ચિત્રોથી તે વિભૂષિત કરેલ છે. સનાતનધર્માનુયાયીઓનો મોટો ભાગ શૈવો અને વૈષ્ણવોનો છે, વૈષ્ણવોને માટે આવા પ્રકારની પત્રિકા પ્રકટ થાય છે તે સંતોષની વાત છે. શૈવો અને વૈષ્ણવો વચ્ચે વિરોધ ન વધતાં હરિહરનો અભેદ જણાઈ ઐક્ય વધે અને સનાતનધર્મોદ્ધાર થાય, તેવા ઉચ્ચાશયથી શૈવ અને વૈષ્ણવમતાનુયાયી લેખકો, પુસ્તકો અને પત્રિકાઓ પ્રકટ કરતા રહે, એજ ઇચ્છવા યોગ્ય છે. **વૈષ્ણવધર્મપતાકામાં** ધર્મજિજ્ઞાસુઓને માટે રહસ્યમય વિષયો ઘણા સારા આવે છે વાર્ષિક ન્યોછાવર રૂ. ૨) બે ઉંચા કાગળ, સફાઈદાર સુંદર છપાઈ, મનોહર ચિત્રો તથા પૃષ્ઠ સંખ્યાના પ્રમાણમાં સ્વલ્પ છે

**અંજલિ**—કરાચી શ્રીબંધુમંડળ તરફથી ભાઈ ચંપકલાલ નંદલાલ કૌશિક પ્રકટ કરે છે; તેનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦ છે. સાધારણ રીતે નવયુગને અનુરૂપ વિષયો ઠીક આવે છે, અને વિશેષે કરીને વલણ પાશ્ચાત્ય વ્યામોહક સુધારા તરફ લાગે છે. મુખ પૃષ્ટ પર આવતું હાથમાં પુષ્પાંજલિ લેઈ ઉભેલી સ્ત્રીનું ચિત્રજ તેના ભાવ ને દેખાવ ઉપરથીજ જણાવી દે છે, કે તે આર્ય સન્નારીનો આદર્શ નથી, પણ તે ફેશનની શોખીયારીવાળી નવ-શિક્ષિત નારીનો નમુનો છે બીજી ભાષાઓમાંથી અનુવાદ કરેલી નાની ને ટુંકી વાતો મોટે ભાગે આવે છે અને 'હિંદુસ્થાનમાં ખાડનો ઉદ્યોગ' એ એક ચાલુ લેખ આવે છે, કેળવણી સંબંધી પણ લેખો આવે છે અને કાવ્યો પદ્ય નવીન પદ્ધતિના જુદાજુદા નૂતનિયા લેખકોના આવે છે. એકંદર રીતે 'અંજલિ' સાંપ્રત પ્રજાને રૂચિકર ને પ્રિય થાય તેવું માસિક છે. આ મહાજ્યોતિ સંબંધમાં સમાલોચના કરતા પાને ૩૦૮ મે લખે છે કે-ધાર્મિક અંધારાઓમાં ઉતરવા કરતા તેટલું સામાન્ય રીતે ઉપયોગી સાહિત્ય બહાર પડાય તો તે વધારે ઇષ્ટ છે. એજ પ્રમાણે 'ધન્વન્તરિ'-વૈદ્યક માસિકનો અભિપ્રાય આપતા પાને ૩૪૬ મે લખ્યું છે કે—ભૂત માસિક બાદથી સંબંધીનું આહિતિ પન જેવા વ્હેમ અને કલેશ ઉત્પન્ન કરનારા લેખો ન ચર્ચાય તે જ ઇષ્ટ છ. આ સર્વ ઉપરથી સ્પષ્ટ સમજાય છે, કે અંજલિના પ્રવર્ત્તકો ને પ્રકાશક ચુસ્ત સુધારાના વિચાર ધરાવનારા હોવા જોઇએ. કમકે ધર્મ વિષયની ચર્ચા, ગ્રહ, નક્ષત્ર, જ્યોતિષ, મંત્ર, તંત્ર, ભૂત, પ્રેત, પરલોકવિજ્ઞાન વગેરેની વાતો તો તેમને મન જૂઠ તૂત અને વહેમ માત્ર છે, કારણ કે તેઓ દશ્યને સત્ય માને છે. પણ સ્થૂલ ઇંદ્રિયોથી અગોચર, નહિ દેખાય સંભળાય કે જણાય તેવી સૂક્ષ્મ વ્યક્તિયો, વ્યક્તિકરો ને વાતોને માનના નથી, તેમને દેવ ગુરુ અને શાસ્ત્રમાં શ્રદ્ધા નથી, જડવાદી

હોઇ પ્રત્યક્ષ પ્રમાણને જ માનનારા છે. જ્ઞાનના લવ લેશ-અંજલિમાંજ સર્વસ્વ સમજી લીધું છે, પણ જ્ઞાનનો જે મહાસાગર ભરેલો છે તેનું તેમને ભાન ને જ્ઞાન છેજ ક્યાં? ચર્મચક્ષુથી જણાય છે તે કરતાં બીજાં ઘણાં અદ્ભુત પ્રાણી પદાર્થો બ્રહ્માણ્ડમાં વિદ્યમાન છે. અને દિવ્યદૃષ્ટિ જ્ઞાનચક્ષુ અને આંતર્દષ્ટિવાળા તે બધું સારી પેઠે સમજી તથા જાણી શકે તેવા જ્ઞાનીઓમાં શ્રદ્ધાભક્તિ રાખનારા તેનું સ્વરૂપ સમજવા ભાગ્યશાળી થાય છે, પણ સંશયી ને કુતર્કીઓ તો અધવચ ટીચાય છે; તો પણ તેઓ જિજ્ઞાસુ થઇ શ્રદ્ધાભક્તિથી જાણવા ઇચ્છે, તો કાળે કરીને સમજી શકે છે ખરા. પણ અશ્રદ્ધાળુ કુતર્કી સંશયાત્માનો તો સર્વથા વિનાશ જ થાય છે.

(૧) નુરેહીદાયત (ઇસ્લામી સાંસારિક અને ધાર્મિક) માસિક પત્ર, (૨) આગાખાની **ખુદાઇનો જવાબ** (૩) **ખુલ્લી ચીઠ્ઠીનો જવાબ** (૪) આગાખાને તથા તેમના મુખ્ય મુરીદોને પુછેલા **પચીસ સવાલોના જવાબ** (૫-૬) **દયાનંદપન્થ દર્પણ અને આર્યસમાજની અજ્ઞાનતાનું ખંડન** ભાગ બીજો તથા ત્રીજો. આ સર્વે તેના સંપાદક અને પ્રકાશક **એદલજી ધનજી કાબા. અમરેલી** કાઠિયાવાડ, એમના તરફથી રીવ્યુ માટે મળે છે, આમાં નુરે હીદાયત ચોપાનીઆમાં મુસલમાનધર્મની ચુસ્તપણે હિમાયત કરવામાં આવે છે, અને ઇસ્લામધર્મ અને કુરાનેશરીફના સિદ્ધાંતો તથા આજ્ઞાઓ વિરૂદ્ધ વર્તી ઉપરવટ થઇ ડીંડવાણું ચલાવનારા મુસલમાનધર્મમાંના આગાખાની, સતપંથ, પીરાણામત વગેરે ફિરકાઓની બેહુદી વાહિયાત વાતોનો નિષેધ કરી વિરોધાત્મક ટીકા અને ચર્ચા કરે છે. જાન્યુઆરી ૧૯૧૭ થી અમરેલીથી પ્રકટ થવા માંડ્યું છે, વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧ાા દોઢ છે. ૨-૩ અને ૪ આગાખાનીમાંથી આર્યસમાજી થઇ ગયેલા પેશાવરવાળા પંડિત રાધાકૃષ્ણે ના. આગાખાન, તેમના સિદ્ધાંતો, આચારો, વિચારો વગેરેને અનુસરીને ટીકાત્મક છપાવેલાં એ ત્રણ પુસ્તકોનો રદીઓ અને જવાબ, ઇસ્લામધર્મનો બચાવ કરી તેનું શુદ્ધ સ્વરૂપ બતાવી આપવા ખાતર, અને બીજા ફિરકોવાળાઓએ સ્વાર્થવશ થઇ અગર કોઇ હેતુ સાધવા સારૂ, પાછળથી ઘુસાડેલી વિધિ ક્રિયા અને વાતો વિગતો સાથે શુદ્ધ અને સાચા ઇસ્લામધર્મને કંઇ પણ લાગતું વળગતું નથી; એ સાબિત કરી આપ્યું છે. અને પં. રાધાકૃષ્ણે ઇર્ષા અને અજ્ઞાનતાથી આગાખાની હિંદુરક્ષા મિશનના ઓનરરી લેકચરર બની-જે છબરડો વાળ્યો છે, અને વિશ્વાસપાત્ર નહિ તેવી અધુરી ને સંબંધ વગરની વાતો પર આધાર રાખી ફાવ્યું તેમ ફેંક્યું છે; તેથી ના. આગાખાન વગેરે કોઇએ આ હુમલો હઠાવવાની કંઇ દરકાર નહિ કરવાથી, ઇસ્લામધર્મના અનુરાગી મિ. કાબાએ તેનું ખંડન કરી રદિયા આપવાનું સાહસ ખેડ્યું છે, તે સારૂ કર્યું છે, કેમકે પંડિત રાધાકૃષ્ણે એકમાર્ગી થઇ, આર્યસમાજનો વાડો વધારવાનો ને અખાડો જમાવવાનોજ હેતુ રાખીને, ખાસ કરીને આ મિથ્યા પ્રવૃત્તિ કરેલી સમજાય છે; આથી સનાતનહિંદુધર્મને તો સર્વથા હાનિજ છે. ચોટીવાળા હિંદુ અને દાઢીવાળા મુસલમાન તો જાણીતા છે, પણ પંડિત રાધાકૃષ્ણે તો ચોટીવાળા મુસલમાનની અદ્ભુત શોધ કરી છે. પણ તે ચોટીવાળા આગાખાની ગુપ્તી-હિન્દુ હોવા જોઇએ, આગાખાની પ્રગટ્ટી-મુસલમાનો તો નહિજ હોય. પંજાબમાં આગાખાની ગુપ્તી, મુસલમાન-પ્રકટી થઇ જતા હતા, તેમને આર્યસમાજે આર્ય બનાવ્યા છે; અને તેવા લોકોને હિંદુ નાતજાતમાં ભેળવવા-સેળભેળ કરવાની, કોશિષ અને હિમાયત પણ જોરશોરથી એ પં. રાધાકૃષ્ણે મુંબઇ આર્યસમાજ

મારફત કરી કરાવી હતી, પણ તેમ થવું સનાતનહિન્દુધર્મને અહિતકાર હોવાથી તેને ટેકો ન મળ્યાથી તે હિલચાલ ભાગી પડી છે. એ ત્રણે ચોપડીઓની કિંમત અનુક્રમે રૂ. ૧) એક, પાંચ આના અને ત્રણ આના છે.—**આર્યસમાજની અજ્ઞાનતાનું ખંડન**-ભાગ પહેલાનો-રીવ્યુ ગયા વર્ષના માઘમાસના અંકમાં ૩૦૯ મે પાને લીધેલો છે, તેનાજ આ ભાગ ૨–૩ છે. આર્યપ્રકાશમાં આવેલા પીરાણામતસમીક્ષા અને સતપંથપ્રકાશક-મહામંડલ સંબંધી ટીકાત્મક લેખો આવવાથી, પીરાની દરઘાના વારસો વગેરેની લાગણી દુખાયાથી, ભુલવણીમાં નાંખનારી એક તરફી બાબતોથી હિન્દુ મુસલમાનોને વાકેફ કરવા માટે આર્યસમાજના કપોલકલ્પિત ને ઢંગધડા વગરના સિદ્ધાંતો અને મંતવ્યોનો આબેહુબ ચિતાર ભાગ **બીજામાં** બતાવી આપ્યો છે. અને ભાગ **ત્રીજામાં** આર્યપ્રકાશના તંત્રી અને મિ૰ છીમા ભુલા વગેરેએ અજ્ઞાનતા અને ઈર્ષાથી દોરવાઇ, મળી આવેલી અપૂર્ણ ને એકતરફી માહિતીને, સાચી માની બેસીને કરેલી ખોટી ટીકા અને જૂઠા આક્ષેપો, લેખકોની રીતથી ઉલટા ચાલી કરેલી ગંભીર ભુલો; એ વગેરે પોગળ બતાવી આપ્યું છે. આર્યસમાજના એકવાડાથી હવે બહુ સાવધ રહેવાનું છે, તેમજ આગાખાની ને પીરાણા-મત તથા સતપંથની કેટલીક પ્રવૃત્તિઓથી પણ સનાતનધર્મને ભારે હાનિ થતી હોવાથી એ બાબત ચેતતા રહેવાનું છે; જે વિષે એક સ્વતંત્ર લેખ છપાશે. આ બે ચોપડીઓ ભાગ ૨–૩ ની કિંમત દરેકના ૭ આના છે. આ ચોપડીઓ મિ. કાનાએ ઇસ્લામ ધર્માભિમાન-થી લખી છે, અને જો કે તેમાં સનાતનહિન્દુધર્મને કંઇ લાગતુંવળગતું નથી; તોપણ આર્ય-સમાજના એકવાડાથી અને અપસિદ્ધાંતોથી જાણીતા થઇ, તે બાબત લોકોને સાવધ કરવાની તેમની આ પ્રવૃત્તિ એક રીતે સહરાનીય છે. મિ. કાનાનું કહેવું છે કે, આગા-ખાની અને પીરાણામતમાં જે અધવચા છે, તેવા ગુપ્તી-હિન્દુઓએ સનાતનહિંદુધર્મનું શરણ લેવું, અથવા તો પ્રકટી-મુસલમાન થઇ જવું એજ સારૂ છે; પરંતુ ગુલેગુકે કોઇએ ધર્માન્તર કરી આર્યસમાજી તો ન જ થવું નરભવ બગાડવો તો નહિ જ. **તંત્રી.**

---

કરમસદના વતની શ્રીયુત શિવાભાઇ વલ્લભભાઇ પટેલે રૂ. ૧૦) મહાજ્યોતિના પ્રચાર માટે મોકલી આપ્યા છે, જેથી સાર્વજનિક દશ નવી ફ્રી લાઇબ્રેરીઓને ઉત્તેજનાર્થે એક વર્ષ સુધી મહાજ્યોતિઃ ફક્ત એક રૂપૈયામાં આપવાનો નિશ્ચય થયો છે; તો તેવી લાઇબ્રેરીઓએ રૂ. ૧) એક મોકલી તાકીદે નામ નોંધાવવા. હાલ ફક્ત દશ નવી ફ્રી લાઇબ્રેરીઓને જ **અડધા લવાજમનો આ લાભ આપવાનો છે.** આ પ્રમાણે બીજા સનાતન ધર્માનુરાગી ઉદાર નરો તરફથી મદદ મળતી રહેશે, તો ભવિષ્યમાં લાઇબ્રેરીઓ અને ટુંકા પગારવાળા માસિક રૂ. ૧૦) દશથી ઓછી આવકવાળાને પણ આવી સવડ આપી શકાશે.

મનીઓર્ડરના કુપનમાં મોકલનારે નામ ગામ ને ઠામે લખવું જોઇએ, પણ તા. ૧૧મી જુને આવેલા રૂ. ૨) એના મનીઓર્ડરના કુપનમાં કંઇ લખેલું નથી–કોરૂં છે. આ મની-ઓર્ડર અમારી ગેરહાજરીમાં આવેલો, અને લેનાર છોકરે મોકલનારનું નામ લખી લીધું નથી. તેથી આ મનીઓર્ડર મોકલનારે મ૰ ઓ૰ નંબર, તારીખ તથા શી બાબત મોકલેલ છે તે, પોતાના નામ ઠામ ને ગામ સાથે એક પોસ્ટ કાર્ડમાં તાકીદે લખી જણાવવું.–

નિવેદક.—તંત્રી, મહાજ્યોતિઃ—અમદાવાદ.

ગાયકવાડના ધર્માધ્યક્ષ સ્વામી શાંત્યાનંદને અભિષેક કરવાની ક્રિયા જ્યેષ્ઠ શુકલ પૂર્ણિમાએ કરી હતી. તે પ્રસંગે વડોદરા રાજ્યના આશ્રિત અને નિવાસિત ઓશરે પંદર શાસ્ત્રીઓ આવ્યા હતા, બાકી મહાજન અને બ્રાહ્મણવર્ગે તેમાં સંમતિ અને હાજરી જુજ આપી હતી-અથવા આપી નહોતી. વરઘોડો સામાન્ય નિકળ્યો હતો. કહેવાય છે કે શ્રી દ્વારકામાં શારદાપીઠારૂઢ થયા ત્યારે કૈ. શ્રીમન્માધવતીર્થને ભેટના લગભગ રૂ. ૭૫૦૦) થયા હતા, ત્યારે આ વખતે તો ભેટ ફક્ત રૂ. ૭૦૦) ની થઇ છે. કાર્યક્રમમાં દેશાવરોના તારોનું વાંચન જણાવ્યું છે, પણ આવેલા ૨૦-૨૨ તારોમાં ખુશાલીના ૩-૪ તાર વંચાયા બાદ બાકીના વિરૂદ્ધના વંચાયા નથી. સ્વામીજી અત્રે ૭ દિવસ રહી પોરબંદર થઇ ભાવનગર ગયા છે, એટલે તે સંબંધી કંઇ વિશેષ નથી. અત્રેનાં શ્રી દ્વારકાનાથજી, શ્રી કલ્યાણજી અને શ્રી પુરુષોત્તમજીએ ત્રણ મુખ્ય મંદિરોની ભેટ પૂજારી લે છે અને સત્તા ગાયકવાડની છે, માલિકી અથવા ભોગવટાનો વહીવટ એ ત્રણે મુખ્ય મંદિરો ઉપર શારદાપીઠનો નથી; બાકીનાં ગૌણ મંદિરો ઉપર પીઠનો હક છે, તે બહુ અડચણ કર્તા નથી. છાપામાં ઠીક ભરાઇ છે કે, દ્વારકાની પ્રજાએ ઘેરઘેર આનંદોત્સવ પાળ્યો હતો; પણ અહીં તેવું કોઇ થયું નથી. અત્રેની પ્રજાને રાજસત્તાનો ડર અને વિદ્વત્તાપૂર્વક આત્માશ્રયનો અભાવ હોવાથી, પ્રકટ રીતે વિરૂદ્ધ કાંઇ બોલતું નથી. ગોમતી ઉપર સ્નાન કરવાનો દરેક વ્યક્તિને રૂ. ૧) અને દરેક સ્થાને રૂ. ૦-૧૫-૦ જામસાહેબના કરના યાત્રાળુએ ભરવા પડે છે, તેથી યાત્રાળુ બહુ કચવાય છે. સ્વામી શાન્ત્યાનન્દે ભાષણમાં કહેલું કે, હું ધર્મવિરૂદ્ધ નથી, હું મક્કે ગયો નથી; સાબિત કરી આપનારને રૂ. ૧૦,૦૦૦ દશ હજાર ઇનામ આપું.

દ્વારકા. તા. ૧૫-૬-૧૭. એક યાત્રાળુ.

## —पुस्तकाध्यक्षपाखंडप्रकाश.—

મુંબઇ આર્યસમાજના પુસ્તકાધ્યક્ષ પોતાના ઘરના છાપામાં જાહેરખબર છપાવે છે:- "હિંમતરભદર્પણ-દયાનંદદંભદર્પણ-ભાગ ૧-૨નો સવિસ્તર ઉત્તર છપાઇ બહાર પડયો છે. કીંમત પ્રત ૧ ના બે પૈસા અને ૧૦૦ ના રૂ. ૨) બુકમાં એક પૈસો અને સોનો રૂ. ૧) છપાયો છે તે ભુલ છે. કાગલ વગેરેની મોંઘવારી માટે કીંમત વધારવી પડી છે," મુદ્રાલેખમાં ઉપનિષદનો नहि सत्यात्परोधर्मः શ્લોક છાપી તથા સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવાની બડીબડી બાતાં કરી લોકોને ઠગવાનું લેઇ બેઠેલા આર્યમ્મન્યોના છાપામાં જ એ જૂઠાના પીર જાહેરખબરમાં જ જૂઠાણું ચલાવી તૂત શા માટે કરતા હશે? દયાનંદદંભદર્પણના બે ભાગનો સવિસ્તર ઉત્તર છાપવાની તો ખાલી શેખીજ મારી છે, તે દ.દં.દ. ના બે ભાગ વાંચનાર અને પછીથી હિં. દં.દ. વાંચી જનાર સાધારણ માણસ પણ કહી શકે તેમ છે. અપ્રસ્તુત લવરી કરવા અને ડુબતો તરણાં પકડે-તેવાં અવતિયાં ને ફાંફાં મારવા સિવાય બીજું કંઇ જ કર્યું નથી, તેનો મુદ્દાવાર ક્રમશઃ રદીયો છપાતો હોવાથી તે વિષે અત્રે લખતા નથી; -પણ દયાનંદીય-દર્પદલન ચપેટીકા તથા દંભદર્પણમીમાંસા વાંચનારા તો સમજી ગયા છે. પણ કીંમત છાપવા અને વધારવાના સંબંધમાં જે સફાઇ હાંકી છે, તે તો નરાતાર ઠગાઇ અને લુચ્ચાઇ છે, કાગલની મોંઘવારી તો ચોપડી લખી હશે ત્યારે પણ થઇ ગયેલી હશે, તો પડતર વગેરેનો હિસાબ ગણી કિંમત છપાવતાં સાવધતા શા માટે ન

રાખી ? છપાવતાં ભુલ્યા તો તેટલી ભુલ કબુલ ન કરતાં મોંઘવારીનો સબબ શા માટે બતાવ્યો ? આવી નજીવી બાબતમાં પણ આમ છેક અવળા રસ્તા લઇ નાહક લોકરંજના શા માટે કરે છે ? થઇ ગયેલી ભૂલ સ્વીકારી સુધારવાને બદલે પોઝીશન અને પ્રતિષ્ઠા સંભાળી રાખવાની લેહમાં જૂઠ અને તૂતની પરંપરા તેઓને ચલાવવી પડી છે અને પડે છે, તેથી દયાનંદદંભદર્પણ અને તેવા બીજાં પુસ્તકો પ્રકટ થયાં છે. પણ પોતે છપાવેલી જાહેર ખબરમાંજ તેમના ઘરના સ્વામીજી વેદભાષ્યકાર ભગવાન અને મહર્ષિ સંસ્કૃતના અનભિજ્ઞ હોવા છતાં પ્રખર પંડિતમાં ખપવા જતાં પોત ગુમાવી મિથ્યા મહર્ષિ, ઠરી ચૂક્યા છે; તેમ એ પાખંડી અને લોભી ગુરુના લાલચુ અને આડંબરી ચેલા, આવી અસત્ય અને દંભથી ભરેલી પ્રવૃત્તિથી પગલેપગલે હાથે કરીને દયાનંદીય-દંભદર્શન અને પાખંડપ્રકાશ કરી રહ્યા છે. તેનું એ પાગલો અને પાખંડી ઘમંડીના અનુયાયીઓને ભાનજ નથી રહેતું, અને કુંભકર્ણની પેઠે ઇન્દ્રાસન માગવા જતાં કમનસીબે નિદ્રાસન લેઇ જાય છે; અને અઘોરીની પેઠે અવૈદિક અનાર્ય અને અહિન્દુ અપસિદ્ધાન્તોને વહાલા ગણી મોઢમાં ઘાલી અજ્ઞાનતામાં ઘોર્યા કરે છે. આટલું જ કરીને એ અવગુણિયા અસુરો જંપતા નથી-પડી નથી રહેતા, પણ ઉપકારક અને સદાયકોને સતાવે છે. અને ઋષિમુનિયો તથા બ્રાહ્મણોને પોપ અને પાખંડી કહી વગોવનારા એ આર્યમન્યો ઉન્નતિ અને જ્ઞાનવૃદ્ધિની આશા—લાલચ આપી ભરોસે રહેલાઓને ભરમાવી-ભૂલાવી પડતીની-પાયમાલીની ઉંડી ખીણમાં ઝીકે છે. વાહરે દયાનંદીય દંભ અને પાખંડ !" સાચા બોલો.

---

## સ્વયંભૂ સંન્યાસી શ્રદ્ધાનંદ-તે લાલા મુન્શીરામ !

કાંગડી ગુરુકુલના સંસ્થાપક મહાત્મા મુન્શીરામ સંન્યાસ લેવાના છે, એ વાત કંઇ દિવસોથી બહુ જોરમાં ચાલી રહી હતી, અને તે સબંધમાં **સદ્ધર્મપ્રચારક** વગેરે કેટલાંક આર્યસમાજી પત્રોએ તો એવી ધમાલ મચાવી હતી, કે જેનું નહિ કંઇ ઠામ ઠેકાણું ! વળી આ સંન્યાસના ખબર એવી તો સિતાબીથી આપવામા આવ્યા હતા, કે લોકો તો શોચવા લાગ્યા હતા, કે આ સંન્યાસ તે કેવો યે હશે, ને કોણ જાણે તેથી શુ યે થશે ? પણ બધુ તોફાન મટી ગયું, વાદળ વેરાઇ ગયું ! અને લાલા મુન્શીરામ ખત્રીએ તા. ૧૩ મી એપ્રીલે સંન્યાસ પણ લેઇ લીધો ! ! પણ કાંઇ થયું તો નહિ ! ! ! આ અવસર પર કાંગડી ગુરુકુલમાં હાજર રહેલાઓએ તો આ મહામહિમાન્વિત મહાત્મા મુન્શીરામનો મહાસંન્યાસ નજરે દીઠો હશે, તેથી તાદૃશ્ય ચિતાર તો તેઓ જ જાણતા હશે. પણ તા ૧૪ મી એપ્રિલનું **સદ્ધર્મપ્રચારક** વાચવાથી સાફ જણાય છે, કે ગુરુકુલમાં સિદ્ધસાધકનો પૂરેપૂરો નાટક ભજવાયો હતો. "અહોરૂપં ! અહોધ્વનિં ! !" કહી કરીને ગુરુકુલવાસિયો અને મહાત્મા મુન્શીરામે પરસ્પર એકબીજાનાં વખાણ ને પ્રસંશા કરવામાં ગુણ ગાવામા સ્તુતિ કરવામાં અને વખાણીને વાજ આવવામાં કંઇ પણ કચાશ રાખી નહોતી. અભિનંદન પત્ર-માનપત્રમાં મહાત્માજીને આર્યજાતિના હૃદયના સમ્રાટ્ રાજરાજેશ્વર ને ભગવાન વગેરે મોટામોટા ને ભારે વિશેષણોથી અલંકૃત કર્યા છે. એ માનપત્રો વાંચવાથી લાલાજીની ખુશામદપ્રિયતા ને અહંમન્યતાનો પૂર્ણ પરિચય મળી જાય છે અરે ! આ સંન્યાસ તો સ્વતંત્રતા, ને સ્વચ્છંદતા સ્વાધીનતાનું એક આખું ના-

ટક જ હતું, જેમાં એકટર વગેરે સર્વ કંઇ જે કહો તે-એક માત્ર લાલાજી જ હતા! લાલાજીનો સંન્યાસ વેદાદિ શાસ્ત્રાનુસારી નહિ પણ વિરૂદ્ધ હતો, એમાં વિધિની તો ગંધ પણ નહોતી; એટલે લાલા મુન્શીરામના આ કૃત્યની આલોચના સનાતનધર્માનુસાર તો કરી શકાય તેમ રહ્યું જ નથી, પણ આ સંન્યાસ વિષે આર્યસમાજી ઉપદેશકો અને લેખકો શું કહે છે અને કેવી સંમતિ આપે છે? તે હવે જોઇશું.

સ્વામી મંગલાનંદપુરી તા. ૭ મી મે ૧૯૧૭ ના પ્રતાપ પત્રમાં આર્યસમાજી નેતા ધ્યાન દેં! શિર્ષક લેખમાં લખે છે કેઃ—મહાત્મા મુન્શીરામે સંન્યાસ ધારણ કર્યો ત્યારે હું ત્યાં હાજર હતો. **સદ્ધર્મપ્રચારક** અને **આર્યમિત્ર**માં વિધિપૂર્વક સંન્યાસ લીધાનું છપાયું છે, પણ હું સાફ કહું છું કે તે તદન ખોટું છે; શાસ્ત્રદૃષ્ટિએ એવા સંન્યાસને હું વિધિપૂર્વકનો કહી શકતો જ નથી; મહાત્માજીએ કોઇ સંન્યાસી પાસે દીક્ષા લીધી નહોતી, પણ પંડેજ ભગવાં વસ્ત્ર પહેરી, સ્વયં દંડકમંડલુ લેઇ વેદી પર આવી જઇ પોતાની મેળેજ પોતાનું નામ પણ **શ્રદ્ધાનંદ** રાખી લીધું. ગુરુવિના પોતે પોતાની મેળે કષાયવસ્ત્ર પહેરી લેવાની અને પોતાનું નામ પોતેજ રાખી લેવાની આ પ્રણાલી બિલકુલ નવી છે. આવું તો નથી સનાતનધર્મીઓમાં થતું જણાતું કે નથી આર્યસમાજમાં! કેટલાક સનાતની સંન્યાસીઓ ઠઠ્ઠામશ્કરીમાં મને પૂછે છે કેઃ— કેમરે! શું તમારી આર્યસમાજમાં એવો નિયમ છે, કે જેની ઇચ્છા હોય તે ચહાય ત્યારે ગુરુ વગરજ ભગવાં કપડાં રંગી સાધુભેષધારી બની જાય? આ ટોણાથી તો મારે શરમાઇ જ જવું પડયું, મારે તો મનમાં ખિમાસવું પડયું કે, અમે આર્યસમાજી ઉપદેશક તો કહેતા ફરીએ છીએ કેઃ—'ગોપીચંદન ને ગેરૂ, એ તો ભાગ્યાના બીરૂ!' એ કહેવત પ્રમાણે ગેરૂની-ભગવાની કંઇ કિંમત જ નથી રહી? જેને ફાવે તે પાઇ પૈસાના ગેરૂમાં જગદ્‌ગુરુ બની જાય. અરેરે! આજે તો એ શબ્દપ્રહાર અમારાજ માથામાં વાગે છે; આતે કેવી અવળી ગંગા વહેવા લાગી છે?! મને તો લાગ્યું કે મહાત્માજી ચુસ્ત આર્યસમાજી હોઇ સ્વામીજીના પરમભક્ત છે, તેથી મહર્ષિ દયાનંદની આજ્ઞાવિરૂદ્ધ તો કંઇ નહિજ કરતા હોય! પણ આ કૃત્ય મને વિપરીત લાગવાથી મારા મનનો સંશય ટાળવા **સંસ્કારવિધિ** ખોલી સંન્યાસપ્રકરણ કાઢી મેં વાંચી જોયું. તો આમાં સ્વામીજીની આજ્ઞાનું સદંતર ઉલ્લંઘન ને ખંડન થયેલું મને જણાયું. સખેદાશ્ચર્યની વાત છે, કે આર્યસમાજના માનનીય નેતા થઇ મહાત્માજીએ સ્વામી દયાનન્દજીના મત વિરૂદ્ધ કાર્ય કેમ કર્યું? આ ઉપર કોઇ કહેશે કે, 'કોની પાસે સંન્યાસ લે? એમનાથી કોઇ વધારે યોગ્ય હોય ત્યારે ને?!' મારી સમજમાં તો આર્યસમાજી એવા કંઇ સંન્યાસી છે, કે જે વેદાદિનો જ્ઞાન તપ ઇશ્વરભક્તિ આત્મસંયમ આત્મિક ઉન્નતિ વગેરે લાયકાતથી સ્વામી શ્રદ્ધાનંદજીના ગુરુ બની શકતા હતા. પણ વસ્તુતઃ વાત એ છે કે મહાત્માજી આ સંસારમાં કોઇના શિષ્ય થવા ચાહતા જ નહોતા. અને વિકૃત સંન્યાસનો ઢોંગ પણ બડો મજેનો થઇ શકે છે! કે જેનો પતો શાયદ સ્વામી દયાનંદને પણ નહોતો લાગ્યો!!

**પ્રતાપ**માં આવેલો ઉપલો લેખ વાંચી આર્યસમાજની બ્રાહ્મણપાર્ટીના નેતા પંડિત અખિલાનંદ કવિરત્ન કહે છે કેઃ—પ્રાચીન કોષોમાં કેવળ પરમાત્માનુંજ નામ **સ્વયંભૂ** જોયું હતું, પણ કૌતુકની વાત તો એ છે કે, આજે એક **સ્વયંભૂસંન્યાસી**નો પણ પતો લાગ્યો છે. ચોમાસામાં ભોંયમાંથી નિકળી વર્ષાભૂ પાણીને ગંદુ કરે છે-બગાડે છે, તેની જ રીતે **સ્વયંભૂ** રક્તપટ પણ વૈદિક ધર્મને બગાડશે; એટલા માટે આર્યોએ સાવ-

ધાન ને સાવચેત થઇ જવુ ઘટે છે. પહેલુ તો સ્વામી દયાનન્દે બ્રાહ્મણ વગર બીજાને સં. ન્યાસ લેવાનું લખ્યું નથી. ઇચ્છા હોય તો સત્યાર્થપ્રકાશ પંચમ સમુલ્લાસમા જોઇ લેવું. લાલા મુન્શીરામની જન્મજાતિ ખત્રી છે, અને મારૂ તો બેધડક કહેવું છે કે તે ગુણકર્મ-સ્વભાવથી બ્રાહ્મણ નથી, તેમ ક્ષત્રિય પણ નથી. ક્ષત્રિય હોય તો સ્વર્ગે જવા યોગ્ય આનો રૂડો-યુદ્ધ સમય હાથથી જવા ન દેત; આટલુ છતા વળી લાલાજીએ સ્વામીજીના સિદ્ધાન્તનુ ઉઘાડેછોગે ખૂન કર્યું છે. એટલા માટે તેમને ઘટે છે કે હવે તે કદિ સમાજની વેદી પર ન આવે, તેમને અને આવવા પણ ન દેવા જોઇએ. વૈદિકમર્યાદાનું ઉલ્લંઘન કરતા હોવાથી હું તેમને બળપૂર્વક ચેલેન્જ આપુ છુ કે, તે બ્રાહ્મણ સિવાયના ઇતરો (વર્ણસંકરો)ને સં. ન્યાસ લેવાનો અધિકાર સ્મૃતિગ્રંથોમાંથી સિદ્ધ કરી આપે, અને તે સાબિત ન કરી શકે, તો લાલાજી પાછા ગૃહસ્થ-સંસારી બની જાય. હવે રહી વર્ણવ્યવસ્થા પર શાસ્ત્રાર્થની વાત, તેને માટે તો હુ સર્વદા સ્થાયી ચેલેન્જ આપી દઉં છુ કે, જેનામા દમ હોય તેણે લેખબદ્ધ અથવા તો મૌખિક શાસ્ત્રાર્થ કરવા માટે મારી સામે આવી જવું, અને ગુણકર્મથી જાતિ-વર્ણ વ્યવસ્થા સિદ્ધ કરી આપવી.

લાલા મુન્શીરામે જાતે ખત્રી હોવા છતાં બ્રાહ્મણ થવાને ઢોંગ અને ધમપછાડા તો બહુ કર્યા છે। પતિત અન્ત્યજ મ્લેચ્છ ઢેડ ભંગી ચમાર ઇસાઇ કસાઇ વગેરેને હોમ હવન કરી શુદ્ધિ આપી, શર્મા વર્મા બનાવી દેવાની ફેકટરી ખોલી છે, અને તેવા લોકો સાથે રોટીબેટીનો વ્યવહાર રાખી-કરીને વર્ણસંકરોની અભિવૃદ્ધિ કરવાનુ ઇચ્છ્યુ છે. બ્રાહ્મણોનો દ્રોહ ઇર્ષા અને નિંદા કરી બ્રાહ્મણોને ભાંડવા અને ઉતારી પાડવામાં રંચ માત્ર પણ બાકી રાખી નથી આવી વેદવિરૂદ્ધની અને સ્વામી શ્રી દયાનંદના મન્તવ્યો ને સિદ્ધાન્તોથી પણ ઉલટી પ્રવૃત્તિથી, બ્રાહ્મણ પંડિતોની બ્રાહ્મણપાર્ટી તેમનાથી જુદી થઇ જઇ અલગી પડી, લાલાજીના અપસિદ્ધાંતો અને મિથ્યા પ્રવૃત્તિનું ખંડન ને નિષેધ કરી રહી છે. લાલા મુન્શીરામે વિના અધિકારે અને તે વળી સ્વચ્છંદીપણે સંન્યાસ લેઇ મોટી ભૂલ કરી છે, એટલુ જ નહિ પણ એમના આ અપકૃત્યનુ ઘણુંજ માઠું પરિણામ આવી આર્યસમાજને જબરો ધોકો પહોચશે લાલાજી મહાત્મા બની બેઠા તેથી સંતોષ નહિ થવાથી હવે વળી **સ્વામીજી શ્રી શ્રદ્ધાનન્દજી** બની ગયા છે! પણ ઘણું કરે તે થોડાને માટે !! अतो भ्रष्टः ततो भ्रष्टः થઇ કથામા યે નહિ રહે!!। સંન્યાસ લેઇ સ્વામીજી બની હવે તે શો ઉજેશકાર કરે છે તે જોઇએ?।

તંત્રી.

---

#  भारतवासी-हिन्दुओमाटे कन्याकाळ-निर्णय. 

હરેક પુરૂષના ચિત્તમાં સ્ત્રિયોને માટે અને પ્રત્યેક સ્ત્રીના ચિત્તમા પુરૂષોને માટે ભોગ-ભાવ પ્રાકૃતિકરૂપે વિદ્યમાન છે, એ ભાવનાને સંકોચી એક પુરૂષ ને એક સ્ત્રીનો પરસ્પરમાં સંબંધ કરી પ્રવૃત્તિને બાંધી, ધર્મને આશ્રયે ભાવશુદ્ધિથી તથા બહુ પ્રકારના નિયમો વડે એ પ્રવૃત્તિને પણ ધીમેધીમે ઘટાડીને મનુષ્યને અન્તે નિવૃત્તિમાંજ લેઇ જવો, એ વિવાહનો પ્રથમ ઉદ્દેશ્ય છે; લગ્નનો બીજો ઉદ્દેસ પ્રજોત્પત્તિદ્વારા વંશરક્ષા અને પિતૃઋણશોધ કરવાનો છે વિવાહનો સઉથી મહાન ઉદ્દેશ્ય પવિત્ર દાંપત્ય પ્રેમદ્વારા સ્ત્રીપુરુષની પૂર્ણતાની પ્રાપ્તિ કરાવવાની પણ અત્યંત આવશ્યકતા છે, તે સિવાય સ્ત્રીપુરૂષને ગૃહસ્થાશ્રમમા શાન્તિ પ્રાપ્ત

પર પડે છે. એટલા માટે જે કાર્યથી અપવિત્રતાની જરા પણ આશંકા અને સંભાવના હોય એનાથી સદા સ્ત્રિઓને બચાવવાનો ઉદ્યોગ કરવો જોઇયે. રજસ્વલા એક એવી દશા છે કે જેમાં પ્રકૃતિ Nature તરફથી પ્રેરણા થવાને કારણે બહુ જ સાવધ થવાની જરૂર છે. એમાં બ્રહ્મચર્યની રક્ષા થઇ શકે તો ઘણું જ સારૂં ઉત્તમ, પણ તેમ થવા કરતાં ન થવાનો સંભવ વધારે છે. સાધારણ દશામાં જ ઇન્દ્રિયદમન કઠિન છે, તો પછી સ્વયં પ્રકૃતિ-કુદરત તરફથી પ્રેરણા થતાંયે બ્રહ્મચર્ય ધારણ કરવું સાધારણ કાર્ય નથી. લગ્ન ન કરી દેવાથી અનેક પુરૂષોમાં ચિત્તનું ચાંચલ્ય થઇ-મન લાગી આસક્તિ થવા અને વ્યભિચાર દોષ વધવાનો ઘણો ખરો સંભવ છે. જેથી સંસારમાં વર્ણસંકર પ્રજા પાકી આર્યજાતિને નષ્ટભ્રષ્ટ કરી દે, એવો ભારે ભય છે. રજસ્વલા થયા પછી લગ્ન કરવાથી સ્ત્રીમાં આદર્શ સતીનાં લક્ષણ મળી જ નથી શકતાં. કારણ કે રજસ્વલા થતાં જ સ્ત્રીને પુરુષદર્શનની અભિલાષા થશે, અને એ સમયે એનું અંતઃકરણ સુરક્ષિત ન હોવાને લીધે એના ચિત્ત પર અનેક પુરુષોની છાયા સ્વતઃ પડશે અને આથી પાતિવ્રતધર્મમાં હાનિ પહોંચવાનો કેટલો સંભવ છે, એ પાછળ કહી જ ચૂક્યા છીએ, તેથી ફરીથી કહેવાની કંઇ જરૂર જણાતી નથી. યુવાવસ્થામાં લગ્ન થવાથી કામભાવની વૃદ્ધિ થતાં સાત્વિક પ્રેમ ઉત્પન્ન થવો કઠિન છે, એ સમયે ચિત્તની કોમલતા નષ્ટ થઇ જવાથી તથા પ્રકૃતિ બહુ પુરુષોના ભાવમાં ભાવિત થઇ જવાથી એકમાં સ્થિરતા રાખી રહેવું કઠિન છે. પિતાના ઘરમાં સ્વતંત્રતા વધારે હોવાને લીધે અધિક અવસ્થામાં-મોટી ઉમરે અભ્યાસ પડી જવાને લીધે, યુવતી પતિને આધિન અને શરમાળ હોવી બહુ કઠિન છે. એ વગેરે ઘણાં કારણોથી મોટી ઉમરે યુવતીવિવાહ થવાથી સંસારમાં નિત્ય અશાન્તિ દંપતીકલહ, અનાચાર આદિ સર્વ દુર્ગુણ થતા દેખાઇ આવે છે.

વિચારવાની વાત છે કે જે દેશોમાં મોટી ઉમરે યુવતીવિવાહ કરવાનો રીવાજ છે, એ દેશોમાં વિવાહોચ્છેદ-છુટાછેડા Divorceના નિયમની પણ જરૂર છે. મોટી ઉમરે પરણવામાં સુખશાન્તિ હોત, તો એમ કેમ થાત? આજકાલ છેડાછુટા Divorce ની વ્યવસ્થા એ લોકોની ઇચ્છાને અનુરૂપ સુગમ ન હોવાને લીધે એ સઘળા બહુ દુઃખી થઇ રહ્યા છે. અમેરિકાના લોક દુઃખિત થઇ વિવાહ પ્રથાને બિલકુલ ઉખેડી નાખવાના જ મત પ્રચલિત કરે છે. સ્પેન ઇટાલી ગ્રીસ વગેરે દેશોની સ્ત્રીઓ પણ લખતાં વાંચતાં તો શિખે છે, પણ ઇંગ્લાંડની પેઠે એ સર્વ દેશોમાં સ્વેચ્છાવિવાહ Choice-marriage પસંદગીનાં લગ્નનો રીવાજ નથી. અમારે વિચારે એ સર્વ દેશોમાં જોઇએ તે કરતાં ઓછી ઉમરે લગ્ન થવાના કારણે દમ્પતીનો પરસ્પર પ્રેમ વધારે છે. મોટી ઉમરે લગ્ન થાય છે એ દેશોમાં જ વિવાહબંધન શિથિલ-ઢીલું અને દંપતીનો પ્રેમ અન્યઅનુરાગમૂલક હોવાથી ચિરસ્થાયી હોતો નથી. એ સર્વ કારણોનો પુખ્ત વિચાર કરીને જ, શાસ્ત્રોમાં દીર્ઘદર્શી પૂજ્યપાદ મહર્ષિયોએ સર્વત્ર કન્યાનો રજસ્વલા થવા પહેલાં વિવાહનો આદેશ કરેલો છે, અને તે જ ઠીક હોઇ હિતાવહ છે. તંત્રી.



# मर्हिना ज्ञाननो परमावधि ! सायन्सनी सफाई !!

કેટલાક એવું માનતા જોવામાં આવ્યા છે કેઃ—'આર્યસમાજે સ્વદેશાભિમાન જાગ્રત કરેલ છે; પરંતુ દયાનંદની શૈલી જોતાં તો અમને લાગે છે કેઃ-તેઓના વિચારોથી તથા સ્વમતમંડન અને અન્યમતખંડન કરવામાં વાપરેલી અયોગ્ય રીતિથી સ્વદેશાભિમાન વધવાને બદલે ઉલટું રાષ્ટ્રત્વને નુકસાન જ થયું છે. સત્યાર્થપ્રકાશ ગ્રંથ લખતાં સ્વામીજીનો અંતરાશય ગમે તેવો સુંદર હોય, પરંતુ કહ્યા વિના ચાલતું નથી કે, એ ગ્રંથની અંદર તેમણે હિન્દના લગભગ સર્વ ધર્મોનું ખંડન કરવામાં જે શૈલીનો પ્રયોગ કર્યો છે, તે અત્યંત ભયંકર છે, અને તેની અંદર એકલી કડવાશ છે. પોતાના અભિપ્રાયમાં પોતે જોયેલું અત્યંત માહાત્મ્ય અને અન્યના વિચારોમાં તેઓએ નહિ જોયેલ મૂલ્ય, એ આ ગ્રંથમાં અત્યન્ત અને સ્પષ્ટ નજરે પડે છે; અને આ સઘળાં ચાના રાષ્ટ્રત્વને હાનિકર્તા સિવાય શું ગણાય? આની સાથે દયાનંદનામાં વિજ્ઞાનશાસ્ત્ર અને ઇતિહાસશાસ્ત્રના અભ્યાસની ગેરહાજરી પણ ખરેખર જોવામાં આવે છે; અને તે આ સત્યાર્થપ્રકાશગ્રંથ જોવાથી જ સુસ્પષ્ટ થાય છે. સ્વામીજી આ બે શાસ્ત્રનું જ્ઞાન ધરાવતા હોત, તો તેમણે વગર સમજ્યે મનમાં આવ્યું અને ધાર્યું તેમ જૂદાજૂદા ધર્મોપર જે આક્ષેપો કર્યા છે, તે કદાપિ ન કરત.

ઇતિહાસ સંબંધી જ્ઞાનનો અભાવ મુખ્યત્વે આપણા દેશમાં ઘણો છે, તેમાં આર્યસમાજના સ્વામીજી દયાનંદ તો ઇતિહાસજ્ઞાનશૂન્ય હતા. રોહિણી બલદેવજીની માતા થાય, એ ભાગવતમાં સાફ જણાવેલું છે. પણ દયાનંદના Historical ઐતિહાસિક જ્ઞાનનો તો અવધિ છે! મહર્ષિજી તો સત્યાર્થપ્રકાશમાં રોહિણીને બલદેવની પત્ની લખી ગયા છે, વળી તેઓએ બૌદ્ધ અને જૈનને એક માની લીધા છે, બૌદ્ધધર્મના સ્થાપક શ્રીગૌતમબુદ્ધને અને શ્રીમહાવીરસ્વામીના શિષ્ય ગૌતમઇંદ્રભૂતિને તેમણે એકજ પુરૂષ તરીકે માની લીધા છે. દયાનંદ આંખો મીચીને પાશ્ચાત્ય શોધકોની ભૂલને અનુસરેલા છે, તેજ તેમનો ઇતિહાસશાસ્ત્રની સાથેનો સાફ અપરિચય બતાવે છે. વિદ્યા (Science) ના પ્રભાવથી કેટલાક અભિપ્રાયોના ખુલાસા સહજ થઇ ગયા છે. જે વાતો હજારો વર્ષથી ઋષિમુનિયો અને તત્વજ્ઞો વૈદક જ્યોતિષ વગેરે શાસ્ત્રો અને પુરાણોમાં જણાવી ગયા છે, પણ જેને સાયન્સના જ્ઞાનનો બિલકુલ ગંધ નથી તેવા દયાનંદ, એ સર્વ વિજ્ઞાનસિદ્ધ વાતોને ગપોડા ગણી બેઠા છે. પણ દયાનંદે કરેલા આક્ષેપોનું શાસ્ત્રીય (Scienctific) પૃથક્કરણ કરતાં વાચકોને પ્રતિત થશે કે, સત્યાર્થપ્રકાશમાં બધું એવુંજ શાસ્ત્રીય અને ઐતિહાસિક-જ્ઞાનની ગેરહાજરીમાંજ સ્વામીજીએ લખેલું છે. "સનાતનજૈન" (માસિક) પત્રના પુસ્તક ૪ થા અંક ૧૦-૧૨ જુન જુલાઇ ૧૯૦૯ માં "શ્રી દયાનંદ સરસ્વતીએ જૈનધર્મ પ્રત્યે કરેલા આક્ષેપો-વિદ્યાના અને ઇતિહાસ શાસ્ત્રના અનુભવને અભાવે થતા ક્લેશકર ધર્મવિવાદોમાં રાષ્ટ્રયભાવનાને કેટલી હાનિ છે?" એ મથાળા નીચે અગ્ર લેખમાં લખ્યું છે કેઃ-"વસ્તુનો નાશ નથી તેમ ઉત્પત્તિ નથી, પરંતુ તેના પર્યાયોમાં ફેરફાર થયા કરે છે. એ જૈનનો પ્રથમ સિદ્ધાંત અને સાયન્સનો પણ મૂળ પાયો, એ શ્રીદયાનંદજીને સાયન્સનું જ્ઞાન હોત તો સહેલાઇથી સમજાત. અને તેઓ તેથી સત્યાસત્યનો નિર્ણય પણ કરી શકત, અને તેમ થાત તો જૈનધર્મ ઉપર તેઓએ આ બાબતમાં જે આક્ષેપો

કર્યા છે તે કરત જ નહીં. * * * સ્વામીજીને જૈનધર્મની ગંભીર ફિલોસોફીનું જ્ઞાન થયું તો બાજુએ રહ્યું, પરંતુ જો વર્તમાન સાયન્સનું જ્ઞાન પણ તેઓને થયું હોત, તો તેઓએ જે શબ્દોનો ઉપયોગ કર્યો છે તે કદાપિ કરત નહિ........સાયન્સનું જ્ઞાન તેઓને હોત, તો તેનો ઉપયોગ કરવાની તેમને કલ્પના પણ આવવી અસંભવિત હતી. સ્વામી દયાનંદજી કાળ (Time)નું જે માપ જૈનના ગણિતશાસ્ત્રે બતાવ્યું છે, તેના પ્રત્યે પણ આક્ષેપો કરવા ચૂક્યા નથી. 'કાળ' એ દ્રવ્ય શું છે, તેની તેઓને શાસ્ત્રીય રીતે (Scientifically) ખબર હોત, તો તેવો આક્ષેપ કરતાં અટક્યા હોત. સ્થૂલ ભાષામાં સમજાવવા માટે કોઇ એક દ્રષ્ટાંત આપ્યું હોય, તેથી તે દ્રષ્ટાન્તને વસ્તુ માની લેવી જોઇએ નહીં. 'કાળ' નો વિચાર સામાન્ય બુદ્ધિ પણ કરી શકે તેવું છે, કે તે દ્રવ્યને અસાધારણ ગણીતશાસ્ત્ર પણ પહોંચી શકે એમ નથી. + + + પૃથ્વીકાય આદિના જીવોનું અસ્તિત્વ જૈનો સ્વીકારે છે, તેના ઉપર પણ સ્વામીજીએ આક્ષેપ કર્યો છે. આના સંબંધમાં એટલો જ ખુલાસો કરવો યોગ્ય લાગે છે કે, આ વર્તમાનકાળમાં સ્વામીજીની હયાતી હોત, તો તેઓને ડૉક્ટર બોઝના સિદ્ધાંત અને સાયન્સની બીજી શોધોની માહિતી થાત, અને જૈન પ્રત્યે તેમણે આ વિષયમાં આક્ષેપ કર્યો છે, તેને બદલે જૈન પ્રત્યે તેઓને પ્રશંસાબુદ્ધિ થાત, કે સાયન્સ હજી જેની શોધ કરવાની શરૂઆતમાં છે, તે જ્ઞાન જૈનતીર્થંકરોને પ્રત્યક્ષ હતું. શ્રી દયાનંદસરસ્વતીનો આ આખો ગ્રંથ (સત્યાર્થપ્રકાશ) લગભગ સર્વ ધર્મો અને પંથોના અભિપ્રાયોને ગાળાગાળી આપવા માટેજ જાણે કેમ ન લખાયો હોય, એવી તેની કડવાશવાળી શૈલી છે. x x x જો આપણા ધર્મગુરુઓને શાસ્ત્રીય પદ્ધતિએ (Scientifically) જ્ઞાન મળતું હોય, તો આવા કલેશો અને વિક્ષેપોના જન્મને અવકાશજ ન મળે. આજ રીતે ઇતિહાસશાસ્ત્રનું જ્ઞાન પણ તેઓને સૂક્ષ્મતાપૂર્વક મળતું હોય, તો તેવુંજ સુંદર પરિણામ આવી શકે. * * * દયાનંદજીએ અન્ય ધર્મો ઉપર સાયન્સના અને ઇતિહાસના (જ્ઞાનને) અભાવે પ્રહારો કર્યા છે,તેથી દયાનંદજીના સમુદાય (આર્યસમાજી) અને બીજા સંપ્રદાયોની વચ્ચે પ્રીતિભાવ ક્યાંથી હોઇ શકે? અને જો પ્રીતિભાવ ન હોય તો પછી 'આખો દેશ મારો છે' એવી (રાષ્ટ્રિય) ભાવના ક્યાંથી હોઇ શકે?........ભલે આર્યસમાજીઓને સ્વદેશાભિમાની કેટલેક ઠેકાણેથી ગણવામાં આવતા હોય, પરંતુ અમને તો તેઓની પોતાના વિચારો પ્રવર્તાવવાની શૈલીએ સ્વદેશાભિમાન ઉત્પન્ન કરવું તો દૂર રહ્યું, પરંતુ દેશમાં જૂદાજૂદા અનેક પંથોને ગાળો દેવાની તેમની પદ્ધતિએ દેશને ભયંકર નુકશાન કર્યું લાગે છે. આર્યસમાજીઓ હજી આ શૈલીને વળગી રહ્યા છે, અને તેથી દેશમાં ઉત્પન્ન કરવાની રાષ્ટ્રીય ભાવનાને બહુ નુકસાન કરે છે; તેઓ પોતાની ભૂલ હજી પણ જોઇ નહીં શકે, તો ભવિષ્યમાં પણ તેઓની તે શૈલી દેશને નુકસાન કરતીજ રહેશે. અને ભાવષ્યના ઇતિહાસ લખનારાઓ તેઓના શીરે જે ઠપકો અમે મૂકીએ છીએ, તેજ ઠપકો મૂકશે, એમાં અમને જરા પણ સંશય લાગતો નથી. ખરેખર, અમે જ્યારે 'સત્યાર્થ પ્રકાશ'ની અંદર કેટલાક પંથો ઉપર ગાળોનો વરસાદ વરસતો જોઇએ છીએ, ત્યારે અમારી આંખમાંથી લોહીનાં આંસુ પડવા જેવી ક્રિયા થાય છે, કે એક સમર્થ શક્તિના પુરુષે, નીજ દેશને લાભ થાય તેવી દિશાએ વાપરવાને બદલે હાનિ થાય તેવી દિશાએ વાપર્યુ છે! જો અન્ય પંથોના વિચારોની અંદર ભૂલો તેઓને જોવામાં આવી હોય, તો તેઓએ તેને શાસ્ત્રીય રીતે બતાવવી જોઇતી હતી, પરંતુ તેઓએ દરેકને એવા પ્રકારે નિંદ્યા છે કે, જેથી તેઓની ભૂલ હોય તે દૂર થવી તો એક બાજુએ રહી, પરંતુ વધા-

રામાં પરસ્પર નિંદાનું ઝેરી તત્ત્વ દાખલ થયું છે. શ્રી દયાનંદજીએ, ખેદદાયક છે કે, દરેક ધર્મના સ્થાપક અથવા મૂળ પુરૂષમાં પોતાના કરતાં ન્યૂનત્વ માન્યું હોય એવી પદ્ધતિ રાખી છે + + + આપણા વિદ્વાનોમાં જો શાસ્ત્રીયજ્ઞાન (Scientific Knowledge) દાખલ થવા પામે, તો અવશ્ય તેઓ પોતાના વિચારો શાસ્ત્રીય પદ્ધતિએ બતાવવાનું શિખશે; અને જ્યાં શાસ્ત્રીય પદ્ધતિ હોય, ત્યાં નિરર્થક વિવાદનો સંભવ જ નથી. હોનો મનુષ્યના મોટા ભાગમાં સર્વ કરતાં વિશેષ પૂજ્યબુદ્ધિ સ્વધર્મ પ્રત્યે ઘણું કરી હોય છે. સ્વધર્મ પ્રત્યે જે પૂજ્યબુદ્ધિ આપણી હોય, તેના પ્રત્યે બહારથી કાંઈ આઘાત થાય ત્યારે આઘાત કરનાર તરફ કેવી તીવ્ર લાગણી થઈ જાય છે? અને એ તીવ્ર લાગણીને પરિણામે પરસ્પર ઐક્યનો ભાવ કદાચ હોય તોપણ તે શું ચાલ્યો જતો નથી?"

સખેદાશ્ચર્યની વાત છે કે વ્યાવહારિક વિચાર કરનારા ધારાશાસ્ત્રીઓએ પણ લખાણ કે બાપલ વગેરે દ્વારા બીજાની લાગણી દુઃખાય તેવું કાર્ય કરવામાં ગુન્હો ગણ્યો છે, પણ એ વાતનો ખ્યાલ ધર્મના હિમાયતીઓ અથવા ધર્મગુરૂઓમાંના કેટલાકને મુદ્દલ રહ્યો નથી. ધર્મના પ્રતિનિધિયોનું કાર્ય તો બીજાની લાગણીઓને સુખ અને શાન્તિ આપવાનું છે. હિન્દી ફોજદારી કાયદા (Indian Penal Code) ની ૫૩ મી એ. કલમમાં એક કોમ બીજી કોમની લાગણી દુઃખાવે તે સંબંધમા વ્યાખ્યા આપી છે કેઃ—"Whoever by words, either spoken or written, or by signs, or by visible representations or otherwise, promotes or attempts to promote feelings of enmity or hatred between different classes of his magistry's subjects shall be punished with impressionment which may extend to two years, or with fine or with both."

અર્થાત્—"જે કોઇ મનુષ્ય બોલવામાં કે લખવામાં આવ્યા હોય એવા શબ્દોથી, નિશાનીઓથી, દેખી શકાય તેવું કંઇ બનાવીને, અથવા બીજી કોઇ રીતે નામદાર શહેનશાહની પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે, શત્રુતા કે ધિક્કારની લાગણી વધારશે, અથવા વધારવાનો પ્રયત્ન કરશે, તેને વત્તામાં વત્તા બે વરસના કેદખાનાની અથવા દંડની અથવા તો એ બંને શિક્ષા થશે." જેમને પરમાર્થ કે આત્મજ્ઞાનનો કિંચિત પણ લક્ષ્ય હોવાનો સંભવ નથી, તેવા વ્યાવહારિક વિષયોમાં રચીપચી રહેલા અને રાચનારાને માટે ધારાશાસ્ત્રીઓએ કાયદો ઘડી બીજાની લાગણી દુઃખાવવાનો કોઇને હક નથી, એમ ઠરાવ્યું છે. તો શાસ્ત્ર જ્ઞાન અને વિદ્યાની બડીબડી બાતાં કરનારા અને મોક્ષસિદ્ધિનો માર્ગ બતાવવાનો ઇજારો રાખનારા પરમયોગી જ્ઞાની અને મહર્ષિમાં ખપનારા પુરુષો બેધડક પોતાના ગ્રંથમાં ઠેકાણેઠેકાણે લોકલાગણી દુઃખાવનારાં થોકબંધ વાક્યો લખે, તેનો પ્રતિબંધ થવાની શું જરૂર નથી?! માત્ર વ્યવહારનોજ વિચાર કરનારાએ લખાણ કે બાપણ વગેરેના પ્રકાર સંબંધીનો વિચાર કરવામાં જે ડહાપણ વાપર્યું છે; તેવું ડહાપણ જેમનું કામ પરમાર્થનો વિચાર કરવાનું-જનકલ્યાણ કરવાનું છે, એવા કેટલાક ધર્મગુરૂઓ વાપરી શક્યા નથી. તેનું કારણ એજ છે કે, જે વિષે તેઓ વાદવિવાદ કરવા માગે છે, તે વિષય સંબંધીનું શાસ્ત્રીયજ્ઞાન તેમને હોતું નથી; શાસ્ત્રીયજ્ઞાનસંપન્ન હોય તો માનસિક વિલાનજ ગણાય એવી કપોલકલ્પનાઓ, વિતંડાવાદ અને વિક્ષેપક ભાષાપ્રયોગ વડે કદાપિ પોતાનો મત પ્રતિપાદન કરેજ નહિ. પરંતુ શાસ્ત્રીયજ્ઞાનના અભાવે મોટા પક્ષાગ્રહ અને

મિથ્યાભિમાનથી જે કલેશકર ક્ષોભકારક વિવાદો તેઓ કરે છે, તેથી હિતસાધન તો કંઇજ નથી થતું, પણ મોટામાં મોટું અને સહુથી પહેલું નુકસાન તો તેઓ ભયંકર રીતે રાષ્ટ્રીય ભાવનાને કરે છે, અને તેમાં સ્વામી દયાનંદ સહુથી પહેલે નંબરે આવે છે.

આર્યબન્ધો પોતાને સર્વવિદ્યાપારંગત માનતા હોઇ મુંબઇના વિશ્વવિખ્યાત અને લોકપ્રિય ગુજરાતી પત્ર અને સાક્ષરવર્ય શ્રીમાન મંધલીજી વગેરેના સંબંધમાં વારંવાર કહે છે અને લખે છે કે:-"એઓના લેખોમાં સાયન્સ અને લોજીકની ગંધ આવતી નથી અને તેથી તે નિર્માલ્ય અને નકામા હોઇ કચરા જેવા ગણાય વગેરે વગેરે..." વળી તેઓ અત્યાર સુધી દેશોદ્ધારક હોઇ દેશહિત કરવાનો ફાંકો ઘણો રાખતા આવ્યા છે, પણ તેમની વટકારી વઢના જેવી કજીયાખોર પ્રવૃત્તિ, જનસમાજમાં પરસ્પર પ્રેમભાવના ઐક્ય અને સલાહ સંપનો નાશ કરી ક્લેશ અને કુસંપદ્વેષ વધારી રહી હોય; ત્યાં સહાનુભૂતિ અને રાષ્ટ્રીયભાવનાનો સંભવ હોયજ ક્યાંથી ? તો પછી આવા સંયોગોમાં વેદધર્મોદ્ધાર અને દેશોદ્ધારની ખોટી વાતો કરી વેદને નામે પ્રતારણા અને દેશોદયને બહાને લોકવંચના કરવા સિવાય આર્યસમાજ વિશેષ શું કરી રહી છે ? આ ગંભીર પ્રશ્નનો વિચાર અને નિર્ણય કરવાનું અમે સદ્વિવેકી અને સુવિચારી સજ્જનોનેજ સોંપીએ છીએ. કહેવત છે કે:-"જેમના ગુરૂ આંધળા, તેના ચેલા ભીંત." તેમ જે આર્યસમાજીઓ પોતાના સ્વામીજી દયાનંદ સરસ્વતીને મહર્ષિ અને પરમયોગી કહીકહીને વાજ આવે છે, તેવા તેમના ગુરૂજીમાંજ શાસ્ત્રીય ઐતિહાસિક અને તેવાજ બીજા ઉપયોગી જ્ઞાનનો અભાવ હતો; અને તે જુદાજુદા દૃષ્ટિબિન્દુથી સત્યાર્થપ્રકાશની થયેલી સમીક્ષાથી અને તેમના વેદભાષ્ય, સંસ્કારવિધિ વગેરે ગ્રંથોની કરવામાં આવેલી સમાલોચના ઉપરથીજ સર્વ કોઇ સુજ્ઞોને સહજ સમજાયું છે. અને દેશહિતનો તેમનો ઢોંગ પણ હવે બિલકુલ ચાલી શકતો નથી એટલુંજ નહિ, પણ તેઓ સ્વયં રાષ્ટ્રીયભાવનાનો નાશ કરનારા હોવાથી દેશોદ્ધાર કરવાની યોગ્યતા ધરાવતાજ નથી; તો પછી આવા અનધિકારીઓની દેશોદ્ધારની પ્રવૃત્તિથી કંઇ લાભ ન થાય એ તો ખુલ્લુંજ છે. હાલમાં વળી આર્યબન્ધો સાહિત્યને નામે હસામણુ કરી રહ્યા છે, સાહિત્યપરિષદમાં વરના ભા થયને ઘુમે છે, અને પ્રતિષ્ઠિત પંડિતો સાક્ષરો અને સાહિત્યસેવકોના સામે બાય ભીડી પોતાને સાહિત્યક્ષેત્રના જંગબહાદુર ખપાવવા માગે છે; પરંતુ એ બાબતનું પોગળ પણ ફેરાઇ ગયું છે, અને એ સંબંધી આગળ ઉપર યથાવકાશે સવિસ્તર લખવામાં આવશે. **તંત્રી.**

---

## —दयानन्दे हिंसाकर्म वखाणेल ने उपदेशेलछे ?—

આઠમી આર્યધર્મપરિષદ (હળધરૂ)ની તા. ૩૦-૧૨-૧૫ ગુરૂવારની બેઠકનાં પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાં રા. બા. રાજરત્ન હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ આપેલા વ્યાખ્યાનમાં રા. બા. રાજરત્ન હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ આર્યસમાજ સાથેનો પોતાનો પૂર્વ સંબંધ જણાવતાં કરેલા વિવેચનમાં કહ્યું હતું છે કે:—"એક ભાષણ તેમણે (દયાનંદે) રાજકુમાર કોલેજમાં મી૦ મેકનોટનના આગ્રહથી આપ્યું હતું. તેમાં અહિંસાપરમોધર્મઃ એવું જ્યારે તેઓ બોલ્યા, ત્યારે મી૦ મેકનોટને કહ્યું કે:—"સ્વામીજી, જો એમ હોય તો અમે અને આ સઘળા રાજકુમારો નરકેજ જવાના !" સ્વામીજીએ તુરત જવાબ આપ્યો કે:—"નહિજી, એમ નથી, આર્યલોકો જ્યારે હિંદમાં આવી વસ્યાં ને જંગલો સાફ કરી ખેતીનું કામ કરવા લાગ્યા, ત્યારે આસપાસનાં જંગલોમાંથી હરણો અને

હિંસક પ્રાણીઓ આવીને બહુ ઉપદ્રવ કરવા લાગ્યા, ત્યારે અમારા ઋષીશ્વરોએ આત્મરક્ષણ અર્થે ક્ષત્રીય લોકોને મૃગયા રમવાની છુટ આપી, એટલે આપને તથા રાજકુમારોને એમ કરવાથી પાપ નહીં પણ ઉલટુ પુણ્ય થાય છે ! ।" આ સામળી સર્વ શ્રોતાઓ ઘણા ખુશી થયા આ હકીકત હું કંઇક વિસ્તારથી જણાવુ છુ, તે એના માટે કે આર્યસમાજના જે જે પુસ્તકોમા સ્વામીશ્રીનુ જીવનચરિત્ર અપાયુ છે તેમા રાજકોટના આ બનાવ વિષે કંઇ લખેલુ મારા જોવામા આવ્યુ નથી "

ઉપરનો ઉતારો આર્યપ્રકાશ તા. ૨-૧-૧૦ પુ ૧૭-અંક ૩૮ના પૃષ્ઠ ૮મા ના બીજા કોલમમાથી લીધો છે. ચાળીસ વર્ષથી આર્યસમાજ અને તેના સ્વામી ને મહર્ષિ દયાનન્દસરસ્વતીના સબધમા આવેલા, સપ્રેમ દીલસોજી સાથે એ સંસ્થાના કાર્યો નિહાળતા આવેલા તથા તેના ઘણા ખરા સિદ્ધાંતોને અને કાર્યોને માન આપતા આવેલા, એટલુ જ નહિ પણ સન ૧૮૭૫ મા પ્રથમાવૃત્તિ સત્યાર્થપ્રકાશ કાશીમા છપાઇ પ્રસિદ્ધ થયુ તથા મુબઇમા આર્યસમાજ સ્થપાઇ, તેજ યાદગાર વર્ષમાં રાજકોટમા આર્યસમાજ સ્થાપનાર અને મહર્ષિજીને રાજકોટમા પધરાવી તેમના ભાષણો સાભળના, તેઓશ્રીના સંગમા એક અઠવાડીયું ગાળના, તેમના વિચારો જાણવા અને અંગત વાતચિત કરવાના સારા પ્રસંગ મળવાથી પોતાને ભાગ્યશાળી સમજનારા રા ... કાટાવાળા જેવા ચુસ્ત સુધારક રાજમાન્ય અને મોભાદાર ગણાતા પુરૂષે ઉપર ઉતારેલા વચનો આર્યન કોન્ફરન્સમા ઉચ્ચાર્યા છે અને મહર્ષિ દયાનદના જીવનચરિત્રમા રહી જતી ઉણપ પોતાના ૪૦ વર્ષ ઉપરના જાતિઅનુભવ ઉપરથી પુરી કરી છે. તેથી કહેવાતા આર્યજગત ઉપર મહાન ઉપકાર થયાનુ આર્યબન્ધુઓ માનતા અને મનાવતા પણ હોના જોઇયે ! હવે આ સબધમા અમને કેટલીક શંકાઓ અને વિચાર થઇ આવ્યાં છે,તે લોકહિતાર્થે પ્રકટ કરી તે ઉપર સદ્વિવેકી ધર્મનિષ્ઠ સજ્જનોનો સવિશેષ લક્ષ ખેચીએ છીએ

દયાનંદે સત્યાર્થપ્રકાશમા સાફ લખેલુ છે કે-આર્યો કહીંથી આવેલા નથી, પણ અહીં (હિંદ) ના વતની મૂળથી છે, તો પછી હિંદમાં આવી વસ્યા કહેવુ ખોટુ છે કિયા કિયા ઋષીશ્વરોએ હરણો વગેરેના ઉપદ્રવના નિવારણાર્થે ક્ષત્રીય લોકોને મૃગયા રમવાની છુટ આપી છે? તેના વેદાદિ સચ્છાસ્રોના પ્રમાણો દયાનદે કોઇ ઠેકાણે આપેલા અમારી જાણમા નથી, તો આર્યસમાજી પંડિતોને ઉચિત છે કે, સ્વામીજીનુ ઉક્ત કથન વેદપ્રમાણો આપી સત્ય સાબિત કરી બતાવે ! હાલમા ખેલાતા શિકારમા સસલા હરણ વગેરે નિર્દોષ અને નિરૂપદ્રવી પ્રાણીઓને ક્રૂરતાથી સતાવી મોજને ખાતર ગમત માટે મારી,નાખવામાં આવે છે, તે શુ હિંસા નથી? અને આવી મૃગયા રમવાથી પાપ નહિ પણ ઉલટું પુણ્ય થાય છે-એમ કહનારા અને ઉપદેશનારાને મહર્ષિ, વેદધર્મોદ્ધારક અને અહિંસાપરમોધર્મોપદેશક કેમ કહેવાય? ઋષિમુનિયો હરણ વગેરે પ્રાણીઓની રક્ષા અને પાલન કરતા હતા, તથા સિંહ વાઘ જેવા ક્રૂર અને હિંસક પ્રાણીઓ પણ તેમના તપોબળના પ્રભાવે નમ્ર અને આજ્ઞાધારક બની પાળેલા શ્વાનની પેઠે તેમના આશ્રમોની રક્ષા કરતા હતા કોઇ પણ પ્રાણીને તેમાં હરણ જેવા નિરૂપદ્રવી જીવોને મૃગયા રમવા નિમિત્તે મારવાની કોઇ ઋષિ મુનિએ છુટ કે આજ્ઞા આપ્યાના પ્રમાણો દયાનદીયોએ સત્વર પ્રકટ કરવા જોઇએ છે નહિ તો દયાનદ હિંસાકર્મના હિમાયતી અને ઉપદેશક હતા, એમ માની અહિંસાપરમોધર્મ માનનારો પ્રજાવર્ગ દયાનદની દુર્બુદ્ધિ માટે તેમના પ્રત્યે તિરસ્કાર અને ઘૃણાની નજરે જુવે, અને જ્યા ત્યાં આર્યસમાજીઓ નિંદાય અને હડધુત થાય, તો તેમા કંઇ નવાઇ નથી ।।

તંત્રી.

## મુંબઈઆર્યસમાજના પરાજીત પંડિતોનાં પાખંડ તો જુઓ!!!

અત્રે વીસનગરમાં કાશીનિવાસી બ્રા. વા. સ્વામી શ્રી શંકરાનંદ સરસ્વતી પધારેલા છે. સનાતનધર્મીપ્રજાનું અહોભાગ્ય છે કે તેઓશ્રી ચાતુર્માસ વિસનગરમાં રહી દરરોજ શ્રીમદ્ભાગવદ્ગીતા પર સ્ફુટ ને વિસ્તારથી વિવેચન કરી સંખ્યાબંધ શ્રોતાઓને સંતોષ આપે છે. સ્વામીશ્રીએ મુંબઇ માધવબાગમાં મે. રા. બા. સુંદરદાસ શેઠના પ્રમુખપણા નીચે મળેલી હજારો શ્રોતાના મેદનીવાળી મોટી સભામાં, સનાતનધર્મ સંબંધી ભાષણો આપી ભારે લોકપ્રિયતા મેળવી છે: તેમ વલસાડમાં પણ સુશ્રાવ્ય વ્યાખ્યાનો આપી સમસ્ત સનાતનધર્માવલંબીઓમા તેમજ પારસી વગેરે અન્ય ધર્માનુયાયીઓમાં જબરો પ્રભાવ પાડેલો છે. અંકલેશ્વર હાંસોટ કડી વગેરે ગામો અને શહેરોની પ્રજામાં પોતાના વ્યાખ્યાનોથી સ્વામીશ્રીએ ઘણી સારી અસર કરી છે. સ્વામીશ્રીનાં ભાષણોમાં રાજભક્તિની અપૂર્વ છટા જોઇ મુંબઇના ના. ગવર્નર સાહેબે તા. ૧૦-૨-૧૫ ને રોજ લખી આપેલ પ્રશંસાપત્ર, તથા ભરૂચના કલેક્ટર સાહેબે તા. ૫-૬-૧૩ ના પત્રમાં જણાવેલી પ્રસન્નતા અને સંતોષ, અને કોટડી કાઠીયાવાડના ઠાકોર સાહેબે સ્વેચ્છાથી અર્પેલું માનપત્ર; એ વગેરે સ્વામીશ્રીના વિદ્વતા, જ્ઞાનનિષ્ઠા અને શુદ્ધતાનાં અનેક પ્રમાણો મોજુદ છતાં સૂર્ય-પ્રકાશથી અકળાઇગભરાઇ જઇ ઘુવડ ગડબડસડબડ કરે છે; તેમ અંધારિયાંજ જેને વહાલાં છે, તેવા ધન્નકપાળી, વિદ્યાવિજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાન વગરના દયાનંદીઓ કે જે પોતાના ઘરના છાપા (આર્યપ્રકાશ)માં નિર્માલ્ય નરાતાર જૂઠી નપગી ને અસંભવિત વાતો લખી-લખીને છાપી અંધારામાં અથડાવાની અને ભોળાભલાને ધાપો મારવાની મિથ્યા પ્રવૃત્તિ કરી રહ્યા છે. તે બાપડા પામરો પર મને તો દયા આવે છે! તા. ૨૬-૭-૧૭ ને રોજ સ્વામીશ્રીએ અત્રેના મુનસફ જે હાલ પેન્શનર છે તે રા. રા. ખંડુભાઇ નાગરજી દેસાઇના પ્રમુખપણા નીચે મળેલી ભવ્ય સભામાં હજારો લોકો સમક્ષ ઇશ્વરનું સાકાર સ્વરૂપ અને મૂર્તિપૂજન વેદશાસ્ત્રથી સિદ્ધ કરી આપ્યાં હતાં. એટલે આર્યસમાજી પંડિતો મારી મચરડીને વેદમંત્રોના મનગમતા અર્થ કરી પોતાનું ઝાકળીયું ઝુડવા લાગ્યા, અને તે પણ સ્વતઃપ્રમાણ ન જડ-વાથી પરતપ્રમાણ મુકીને! આ તે આર્યસમાજી પંડિતોની કેટલી કમજોરી, શાસ્ત્રની અભિ-જ્ઞતા ને અપૂર્ણતા કહેવાય?! શાસ્ત્રાર્થમાં સ્વામીશ્રી જીત્યા અને સનાતનધર્મનો જય-જયકાર થયો, છતા આર્યસમાજની ફતેહ પોકારવાની આદત હોવાથી તેમાં ન ફાવ્યા અને નીચેમોઢે દીનાધમ થઇ ઉઠે પગલે જવું પડ્યું તેથી ચીડાઇએ દ્વેષબુદ્ધિથી ચલાવ્યું. તેમ બાલિશતા કરી પોતાના ઘરખુણીયા છાપામાં યદ્વાતદ્વા ચિતરી કાગળ કાળાં કર્યાં છે; તે જગત્ સારી પેઠે સમજે છે. ઇર્ષાનળથી સળગી જતા આર્યભ્રમન્યો જે ડોડવણું ને જૂઠાણું ચલાવે છે, તે હવે કોઇનું અજાણ્યું રહ્યું નથી. છિદ્રાન્વેષી ને દ્વેષી દયાનંદીઓના દંભ, પાખંડ ઢોંગ ધતિંગ અને ધીંગાણાવેડા ઘણા અદ્ભુત છે. સૂર્ય સામે ધુળ ફેંકવામાં ભ્રમા-નંદની અંધગુરૂપરંપરાએ ચાલનારાઓનેજ સર્વથા હાનિ ને અપયશ છે. પણ નાકટેક ઘમં-ડના એ નફટ નિર્લજ્જોને શું? વારંવાર ઠોકડીના ઝપાટા મારી ઠાંસી બેસતા છતાં, લડવાં લેવા ને બસવા આવનારાઓનાને તે શું કહેવું? શાસ્ત્રાર્થની લડાઇ કરવા અને ઝપાટા મારવાના વખત હવે વહી ગયા છે, છતાં આર્યભ્રમન્યોની પડી ટેવ ટાળી ટળતી નથી અને શાસ્ત્રાર્થમાં હતી, તિજમાવવો ઉકાડિયાની કુશળતા છુટતી નથી! આ પણ બિચારા-ઓની કમબખ્તીજને!! વીસનગર, તા. ૨૭-૭-૧૯૧૭. સત્યનિષ્ઠ.